
અગલા જમાનાની ઘર સંસારી જીંદગી, ભુગોળ અને ઇતિહાસ.
લખનાર
એરવદ
જીવનજી જમશેદજી
મોદી.

# અવસ્તા જમાનાની ઘર સંસારી જીંદગી, ભુગોળ અને એકરારનામું.

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી બી. એ.

મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

સને ૧૨૫૬ યઝદેજરદી—સને ૧૮૮૭ ઈસવી.

મારા અવસ્તા ભાષાના શિક્ષકો,

એરવદ કાવસજી એદલજી કાંગા

તે

મુલ્લાં ફીરોજ મદ્રેસાના વડા શિક્ષક

**અને**

એરવદ એદલજી કેરસાસ્પજી આંટીઆ

તે

સર જમશેદજી મદ્રેસાનાં જંદ શિક્ષક

**એઓને**

**આ એ પુસ્તક**

શિષ્યભાવ અને ઉપકારની

**એક માનપુર્વક ઈધાંની તરીકે**

અર્પણ કર્યું છે.

જીવનજી જમશેદજી મોદી.

# દીબાચો.



**આએ ચોપડીમાં ઇનામનાં નીચલા ત્રણ રેસાલા સમાવેલા છે.**

૧ "અવસ્તા જમાનાની સંસારી જીંદગી."

૨ "અવસ્તા જમાનાની ભૂગોળ."

૩ "અવસ્તા જમાનાનું એકરારનામું."

એઓમાંનો પેહેલો રેસાલો સર જમશેદજી મદ્રેસામાં આપતાં કરેલાં ઈનામ માટે તા૦ ૧ લી આગસ્ટ ૧૮૮૫ ને દીને લખી મોકલીઓ હતો.

બીજો રેસાલો મુલાંફીરોજ મદ્રેસામાં આપવામાં આવતાં "બાઈ મીથીબાઇ પ્રાઇઝ" માટે તા૦ ૧ લી સપતેમબર ૧૮૮૪ ને દીને લખી મોકલીઓ હતો. અફગાંનીસ્તાનની સરહદ ઉપરની છેલ્લી ગડબડને વખતે એ રેસાલાનો થોડોક ભાગ ભાષાણ રૂપે કહી સમજાવીઆમાં આવીઓ હતો. "રશો અફગાંન સરહદ ઉપર આવેલા મુલકોનું અવસ્તામાં મલતું વર્ણન" એવે નામે એ બાબદ ઉપર મેહે ૧૮૮૫ માં એક ભાષાણ કર્યું હતું.

ત્રીજો રેસાલો સર જમશેદજી મદ્રેસાનાં ઇનામ માટે તા૦ ૧ લી આગસ્ટ ૧૮૮૪ ને દીને "યજશનેનાં ૧૨ માહાને આધારે એક વાએજ" એવે મથાલે લખી મોકલીઓ હતો.

ઉપલાં કેલવણીખાતાંઓ, જેઓએ આએ રેસાલા લખવા માટે મને તક અને ઉતેજન આપ્યું છે, તેઓનો એ માટે તેમજ ધર્મ સંબંધી ભાષાઓની મારી કેલવણી માટે ઉપકાર માનું છું. એ કેલવણી ખાતાંઓનાં શીક્ષકોનો આએ જોગવાઇએ તેઓએ આપેલી કેલવણી માટે નમનતાઇ સાથ ઉપકાર માનું છે. આએ રેસાલાઓ છપાવી પ્રગટ કરવાને આસરો આપવા માટે સર જમશેદજી ત્રાંન્સલેશન ફંદનો આભાર માનું છું. સેવટે જે ચોપડીઓનાં ઇસારાઓ આએ પુસ્તકમાં કર્યા છે તે ચોપડીઓની મદદ ઉપકાર સાથ કબુલ રાખુંછું.

મુંબાઇ, કોલાબા રોજ ૨૫મો.<br>માહ ૪ થો સને ૧૨૫૬<br>તા. ૧૦ જાનેવારી ૧૮૮૭,

જીવનજી જમશેદજી મોદી.

# સાકલીઉ.

## ભાગ પેહેલો

**અવસ્તાના જમાનાનું એક ઘર, તેની બનાવત, તેના રાચરચીલાં, માલમીલકત વીગેરે.**



## ભાગ બીજો

**અવસ્તા જમાનાનું એક કુટંબ. મરદ, સ્ત્રી અને ફરજંદ**

## ભાગ ત્રીજો.

### અવસ્તા જમાનાના લોકોના ઘરસંસારી રેવાજો અને રીતભાંતો

લગ્ન સંબંધી રેવાજો અને રીતભાંતો.



### રોમન શાહનશાહતનાં લગ્ન સંબંધી કાનુનોના જરથોસ્તીઓના કાનુનો સાથ થોડોક મુકાબલો.

## અવસ્તાની ભૂગોળ.

### ભૂગોળ વિદ્યા અને તેના ભાગો.



### ગણિત શાસ્ત્રને લગતી ભૂગોલ

**અવસ્તામાં આવેલા મુલકોની પ્રકૃતીક એટલે કુદરત સંબંધી Physical હાલત.**



**રાજકીય ભુગોળ વિધા**



**અવસ્તાના જમાનાના મુલકો**



**વંદીદાદની પેહેલી પરગરદમા આવેલાં મુલકો.**

પાનું.



**અવસ્તામાં આવેલાં બીજાં શેહેરો યા મથકો.**



**આવાં યષ્ટમાં જણાવેલા મુલકો.**



**રામ યષ્ટમાં આવેલી જગાઓ.**



**પહાડો.**

## તીર યષ્ટના પહાડો.



## આપણી પૃથ્વિના સપાતીપરના પાણીના ભાગો.

અવસ્તામાં જણાવેલી નદીઓ.



અવસ્તામાં આવેલાં સરોવરો.



## અવસ્તા જમાનાનું એકરારનામું.



---

# બાબ પેહેલો.

## અવસ્તાના જમાનાનું એક ઘર, તેની બનાવત, તેના રાચરચીલાં, માલમીલકત વીગેરે.

### અવસ્તાના જમાનાનાં ઘરો.

અવસ્તાના જમાનાની ઘરસંસારી બાબદનો વીચાર કરવા આગમચ અવશ્યનું છે કે તે વખતનાં ઘરોની બનાવત વિષે થોડીક તપાસ કરવી. વંદીદાદ (પ. ૮ ફ. ૨) ઉપરથી માલમ પડે છે કે તે જમાનામાં બે જાતનાં ઘરો હતાં. પેહેલાં એક જગાએથી બીજી જગાએ ખીસાડી શકાય તેવાં, અને બીજાં નહી ખીસાડી શકાય તેવાં. ભરવાડી પેશો કરનારાઓ, જેઓ હજુર એ જમાનામાં ઘણા હતા, તેઓમાં પેહેલી જાતનાં ઘરોનો ઉપયોગ થતો હોય અને ખેડુતી પેશો કરનારા અને બીજા ધંધાદારીઓ પાછલી જાતનાં ઘરોનો ઉપયોગ કરતા હોય, એવું દીસે છે. ભરવાડી પેશો કરનારાઓને આજે અહીં અને કાલે તંહીં એમ પોતાના ગોવાળાં સાથે જવું પડવાથી તેઓ કાંમ ચલાઉ ઘરો રાખતા હતા. ખેડુતી અને બીજો ધંધો કરનારાઓને તો આખું વર્ષ એકજ જગાએ રેહેવું પડવાથી, તેઓ વધારે પાકી બાંધણીનાં ઘરોનો ઉપયોગ કરતા હતા. આપણે જાણીએ છીએ કે હાલમાં પણ આરબોની ભટકતી ટોલીઓ (nomad tribes) એવાં એક જગાએથી બીજી જગાએ લેઇ જઇ શકાય તેવાં ઘરો એટલે તંબુઓમાં રહે છે.

વળી ઉપલી પરગરદના પેહેલા ફકરા ઉપરથી માલમ પડે છે કે તે ઘરો લાકડાં તેમજ ઝાવલી જેવી કોઇક વસ્તુનાં બનાવવામાં આવતાં. એ જમાનામાં ઘાસનાં ઘરો પણ હતાં તે ૧૪ મી પરગરદ ( ફ. ૧૪) ઉપરથી માલમ પડે છે.

વળી લાકડાંનાં ઘરો પાકી બાંધણીનાં, સારી રીતના અને તંદરોસ્તીના કાનુનો પર બાંધવામાં આવતાં હતાં એવું અવસ્તા ઉપરથી માલમ પડે છે. મેહેર યષ્ટ ( ફ. ૨૯ ) ઉપરથી માલમ પડે છે કે તે ઘરો ઉંચા થાંભલાઓ સાથેનાં અને ( ફ. ૪૪ ) મજબુત, મોટાં, કુશાદે, રોશનીવાલાં, વિશાળ અને પુસ્કળ જગા સાથનાં બાંધવામાં આવતાં હતાં. વંદીદાદ (૨ ફ. ૨૬, ૩૮) પ્રમાણે તે ઘરો રોશની આવજાવ થાય તેવી રીતે, બારી બારણાંઓ સાઠ બાંધવામાં આવતાં. તેઓમાં ઓરડા કરવામાં આવતા અને આસપાસ ફરતી દેવાલ બાંધવામાં આવતી. ટેકા માટે થાંભલાનો ઉપયોગ કરવામાં આવતો. એ વખતે બાંધ કામ માટે પથ્થર અને છોય જણાયલી હતી, કારણ હાડકાં રાખવા માટે જે અસ્તોદાંન (એટલે હાડકાં રાખવાની જગ્યા) કરવા કહ્યાં છે તેમાં એવી ચીજોનો ઉપયોગ કરવા જણાવ્યો છે.

વળી દરેક ઘરમાં (વં ૬ ફ. ૫૧ ) દસ્તાંનવાલી અને સુવાવડી ઓરતો માટે જૂદી જગ્યા રાખવામાં આવતી હતી. (વં ૧૬ ફ. ૩, ૪, અને ૫ ફ. ૪૭, ૪૮.) દસ્તાંનવાલી ઓરતો માટેની જગ્યા આતશ, પાણી અને બરસમથી ૧૫ કદમ અને અશો માણસથી ૩ કદમ દુર રાખવામાં આવતી. સુવાવડી ઓરતની જગ્યા આતશ, પાણી અને બરસમથી ૩૦ કદમ અને અશો માણસથી ૩ કદમ દુર રાખવામાં આવતી. વળી તે જગ્યા ઘણીજ સુક્કી અને ઘણીજ પાક રાખવામાં આવતી.

બીજું દરેક ઘરમાં ધર્મની ક્રિયા કરવા માટે એક અલાહેદી જગા રાખવામાં આવતી એવું અવસ્તાના જૂદા જૂદા ભાગો ઉપરથી દીસે છે. એ ક્રિયાઓમાં મુખ્ય ક્રિયા બરસમની હતી,

જે એક ઘણી પુરાણી ક્રિયા છે, અને જેને મલતી ક્રિયા કહે છે કે અસલી રોમનોમાં પણ હતી. જયાં દસ્તાનવાલીં યા સુવાવડી ઓરતોની જગ્યા માટે બોલે છે ત્યાં તેને આતશ, પાંથરેલી બરસમ વીગેરેથી ચોકસ તફાવતે દુર રાખવા કહે છે. તે ઉપરથી દીસે છે કે એ પુરાંની ક્રિયા ઘરે ઘર કરવાનો ચાલ હશે.

તે જમાનામાં ઘરો બેઠાં એટલે માલ વગરનાં બાંધવાનો રેવાજ હશે, કારણકે માળને માટે અવસ્તામાં કાંઇ શબ્દ આવ્યો નથી, અથવા તેને માટે કાંઇ ઇસારો પણ આવ્યો નથી. કેટલાંક ઘરો, જોકે બેઠાં તોપણ મોટા પાયા ઉપર ગંજાવર બાંધવામાં આવતાં હોય એવું આવાં યષ્ટ (ક. ૧૦૧) ઉપરથી દીસે છે, જયાં કહે છે કે અર્દવી નદીનાં કોઇ કોઈ નાળાં ઉપર "સારો પાયો નાખેલાં, સો બારીવાલાં, ચલકાતવાલાં, હજાર થાંભલાવાલાં અને દસ હજાર પેરીઆં અથવા ભારવટીઆ (ક્રેસ્કેમ્બ) વાલાં ઘરો આવેલાં છે." એ આવાં યષ્ટમાં વર્ણવેલાં ઘરો તે નદી નાળાંઓ ઉપર બાંધેલા કીલ્લાઓ હોય અથવા તો પાદશાહ યા હાકેમોનાં મકાનો હોય.

એ ઘરો એકમેક પાસે ખીચોખીચ બાંધવામાં આવતાં ન હોય, પણ તેઓની આસપાસ મોટા ચોકો રાખેલા હોવા જોઇએ, કારણ કે તે જમાનામાં સઘલાં માણસો ગોસપંદો અને ગાય ઢોરો પાળતાં હતાં. ગોસપંદો માટે એમ જૂદા ચોકો રાખવામાં આવતા હતા એમ વંદીદાદ (૧૩ ક ૧૦ ને ૨૯) ઉપરથી માલમ પડે છે.

નવું ઘર બાંધી તેને ઉપયોગમાં લેતી વખતે તેને ધર્મન ક્રિયા કરી પાક કરી (અથવા હાલની આપણી ભાષામાં બોલીએ તો મુરત કરી) ઉપયોગમાં લેવામાં આવતું હતું (વં. ૧૧ ક. ૪). જો કોઇ કારણથી તે ઘર અપવીત્ર થતું—દાખેલા તરીકે મરણ પામેલાં માણસની લોઠથી પુરતી પરેહેજ ન રાખવાથી—તો તેને ખુશબોઇ બાલી સ્વચ્છ કરી ઉપયોગમાં લેવામાં આવતું (વં. ૮ ક. ૨).

**ઘરની જરૂરીઆતો.**—દરેક ઘરની જરૂરીઆતોમાં આતશ, પાણી, અને બરસમ મુખ્ય ગણાતાં હતાં. દસ્તાનવાલી યા સુવાવડી ઓરત અથવા મરણ પામેલાં માણસની લોઠની વ્યવસ્થા કરવા માટે જયાં જયાં કહે છે ત્યાં ત્યાં તેઓની જગ્યા એ ત્રણથીં કેટલીક દુર હોવી જોઈએ તે જણાવ્યું છે. એ ઉપરથી દીસે છે કે એ ત્રણ ચીજ દરેક ઘરની જરૂરીઆતો ગણાતી. તેઓની જાળવણી અને સંભાળથી જાંણે ઘરનું સુખ, જાંણે ઘરની અને કુટુંબની આબાદી ગણાતી.

ઘરના આતશને હમેશાં રોશન રાખવામાં આવતો હતો. અને તે ઉપર ઉર્વાસ્ન, વોહુ ગઓન, વોહુ કેરેતી અને હધાનએપત અથવા એવા બીજા કોઇ ખુશબોદાર પદાર્થો બાળવામા આવતા. આતશ ઉપર ખુશબોઇ બાળવાથી હવામાં તરતાં અનદીઠ દુઃખ દરદોના બીઓ (અંધારી તોખમનાં દેવો) નાબુદ થતાં હતાં એવું તે વખતનાં લોકો માનતાં હતાં. તેઓ તેને રાત દીન રોશન રાખતાં હતાં. વંદીદાદ (૧૯ ફ. ૧૮) માં આતશને પોતાને રોશન કરવા માટે રાતનાં ઘર ધણીને બોલાવતો જણાવ્યો છે. એ ઉપરથી એવું દીસે છે કે જેમ દીવસે પોતાના ઉપયોગ માટે તેમ રાતના પણ તેને તેઓ હમેશ રોશન રાખતાં હતાં. આતશને હમેશ રોશન રાખવો એ તે વખતે એટલું તો અગતનું ધારવામાં આવતું કે રેવાયતોમાં જણાવ્યા પ્રમાણે જો ઘરનો આતશ કોઇ કારણથી બુજાઇ જાય તો તે અપસગન ગણાતો. તેથી ઘર ધણીની પોતાનાં ધંધાની બરકત ઘટી જતી માનવામાં આવતી.

આતશને રોશન રાખ્યાથી તે તેઓને ઘટતી દુવા દેતો ધારવામાં આવતો કે **"તમારે ત્યાં ગોસપંદની વૃદ્ધી થજો, તમારે ત્યાં માણસની વૃદ્ધી થજો, તમો તન અને મને ચાલાક થજો અને જયાં સુધી જીવો ત્યાં સુધી સુખ ભરી જીંદગી ગુજારજો."**

એક જરૂરીઆતની ચીજ તરીકે પાણી વિષે વધારે બોલવાની કાંઇ જરૂર નથી. ફકત એટલુંજ કહેવું બસ છે કે પાણીની આબાદાની કરવાની દરેક જરથોસ્તીની ફરજ સમજવામાં આવતી. યજશનેનો નાઈસીમીદએવો નામનો ૧૨ મો હા જેમાં જરથોસ્તી દીનમાં દાખેલ થનાર ધણીએ કરવા જોઇતા એકરારની એક ટીપ આવી છે, તેમાં જણાવ્યા પ્રમાણે દરેક જરથોસ્તી શખસ માજદયસનાંન મોહલ્લામાંથી પાંણીની તંગી દુર કરવાને પોતાની ફરજ સમજતો હતો.

વળી દરએક ઘરમાં બરસમની હાજરી જરૂરની હતી એવું દીસેછે. એ ક્રિયા તે જમાનાના જરથોસ્તીઓમાં પણ ઘણાં આગમચના પુરાના વખતથી ઉતરી આવેલી હતી. એ ક્રિયા હોમની ક્રિયાના જેટલીજ પુરાંની હતી. રોમન કેથલીકોના મુંબઇના હાલના વડા ધર્મગુરૂ ડાકટર મ્યુરીનના કેહવા પ્રમાણે અસલી રોમના આતશ–ધર્મગુરૂઓ જેઓ ફ્લેમીનને નામે જણાયલા હતા તેઓમાં પણ એને મલતી કોઇ ક્રિયા જાએજ હતી.

એ જરૂરીઆતો ઉપરાંત દરેક કુટંબમાં ગોસપંદા પાળવામાં આવતાં. ગાય ગોસપંદ, તે જમાનામાં દરેક ઘરની, દરેક કુટંબની માલ મીલકત તરીકે ગણાતાં હતાં. આપણે આગળ જોયું તેમ દરેક ઘરના ચોકમાં તેઓ માટે ખાસ જગ્યા રાખવામાં આવતી હતી.

**અવસ્તાના જમાનામાં પશુ અને ઢોરો.**—અવસ્તા જમાનામાં લોકો પોતાને ત્યાં જાનવરો પાળતાં હતાં એવું અવસ્તાના ઘણાક ભાગો ઉપરથી માલમ પડે છે. એ જાનવરોમાં પશુ અને ઢોરો બેઉ આવે છે. પશુમાં બકરાં મેંઢાં વીગેરે આવે છે. ઢોરોમાં ઉંટ, ઘોડા, ગધેડા અને ગાય બળદનાં નામ આવે છે. એ જમાનામાં કેટલાકોનો ધંધો ભરવાડી અને મોટા ભાગનો ખેતી હતો માટે પશુ ઢોર પાળવાં તેઓ માટે અવશ્યનાં હતાં. એ જાનવરો તરેહવાર ઉપયોગમાં આવતાં હતાં.

ઉંટ અને બળદ ભારબરદારી જાંનવર તરીકે કાંમે લાગતાં. વળી બળદો ખેતીનાં કામમાં આવતા. ઘોડા સ્વારી માટે અને ગાડીમાં જોડવા માટે ઉપયોગી થઈ પડતા. વળી ઘોડી, ગાય, મેંઢી, બકરી દુધ માટે ઉપયોગી થઈ પડતી.

એ જાનવરોને તેઓ પાળતા અને તેઓની સારી માહાવજત કરતા. તેઓ ઉપર કોઇ પણ રીતનો જુલમ પાડતા ન હતા; તેઓની શકિત ઉપરાંત તેઓ પાસે કામ ન લેતા; અને તેઓ ઉપર કદી ખોરાકની તંગી ન પાડતા. યજશનેના 'પ્રાઇઓ હુઇથીમ' નામના ૧૧ માં હાની શરૂઆતમાં કહે છે કે એ જાનવરો ઉપર જો જુલમ પાડવામાં આવે છે એટલે તેઓ પાસે વધારે કામ લેવામાં આવે છે અથવા તેઓ ઉપર ભુખમરો પાડવામાં આવે છે તો તેઓ પોતાના ધણીને કદુઆ દેછે. ત્યાં લખવા પ્રમાણે એક બળદ તેની પાસે ઘણું કામ લેનાર અને પુરતો ખોરાક નહી આપનાર શખસને શ્રાપ દેછે કે "તું કે જે મને ખોરાક આપતો નથી (અને) તારી બાયડીનાં અથવા છોકરાંનાં અથવા તારા પોતાનાં પેટને માટે મારી પાસે ઘણું કામ લેછે તે ફરજંદ વગરનો થજે અને પછવાડેથી ઘણું બુરૂં બોલાએલો થજે." એ પછીના ફકરામાં ઘોડો પોતાના ક્રુર ધણીને શ્રાપ દે છે. એ ફકરા ઉપરથી દીસે છે કે તે જમાનાના લોકો જે જાનવરો પાલતા તેઓની પુરતી માવજત લેવાને પોતાની ફરજ સમજતાં હતાં.

વળી તે અસલી જમાનામાં એ પશુ-ઢોરો તેઓની દોલતજ ગણાતી. જેમ હાલમાં એક માણસની દોલત લાખ યા કરોડ ચોકસ જાતના શિક્કાથી થાય છે તેમ તે વખતમાં તે માણસ કેટલાં અને કેઈ જાતનાં જાનવરો ધરાવતો હતો તે ઉપરથી ગણાતી. હાલમાં ઈંગરેજીમાં વપડાતો પૈસાને લગતો pecuniary શબ્દજ એ દેખાડે છે. એ શબ્દ pecus– ઢોર એ ધાતુ ઉપરથી ઉત્પન્ન થયો છે. અંગ્રેજીમાં વપડાતો fee શબ્દનો ધાતુ પણ એજ રીતનો છે.

વળી જેમ હાલમાં આપણાં હિંદુસ્થાંનમાં ઘણાક માણસોના નામો હાલના જમાનામાં દોલત તરીકે ગણાતી ચીજો, જેવી કે

મોતી, હીરા, લાલ, જર, સોનું રૂપું, માણેક ઉપરથી પડે છે,–દાખલા તરીકે મોતીબાઇ, હીરાજી, લાલજી, જરબાઇ, સોનાબાઈ રૂપાંબાઈ, માણેકબાઈ, લક્ષમીદાસ વીગેરે–તેમ તે જમાનાનાં માણસોનાં નામ તેઓને હસ્તકનાં કોઇ ચોકસ પશુ–ઢોરો ઉપરથી પડતાં હતાં. દાખલા તરીકે જરથુસ્ત્ર, ફ્રશોસ્ત્ર, પોઉરૂશસ્પ, પેતેરસ્પ, હચએતસ્પ, ખોવરઅસ્પ, જામાસ્પ, ફેરેશાસ્પ, અઉરવતઅસ્પ, અરેજતઅસ્પ, દ્રવાસ્પ, વીસ્તાસ્પ વીગેરે.

હવે એ જાનવરો તે જમાનામાં દોલત તરીકે ગણાતાં હતાં તેની સાબેતી અવસ્તા ઉપરથી નીચે પ્રમાણે મલે છે. વંદીદાદની ૭ મી પરગરદ (ફ. ૪૨) માં વેદોની બાબત આવી છે, ત્યાં વેદો એ પોતાની મેહનતના દામ (ફી) તરીકે શું લેવું તે વિષે લખતાં જુદાં જુદાં જાનવરોનાં નામ આપે છે, કે માણસોના દરજજા પ્રમાણે અને તેની ઓછી વધતી શકિત પ્રમાણે તેની પાસે ચહડ ઉતર જાનવરોની ફી લેવી. એજ પ્રમાણે રીમન નહવાડનારને તેની મેહનતના બદલામાં રીમન નાહનાર શખશે શું દામ આપવું તે વિશે બોલતાં પણ રીમન નાહનાર શખ્સની શકિત પ્રમાણે જુદાં જુદાં ચહડ ઉતર પશુ–ઢોરો આપવા કહ્યાં છે (વ. ૯. ફ. ૩૭). વળી ઊદ્ર નામના જાનવરને મારનાર શખશને માટે જે જુદી જુદી તોજેસો ફરમાવી છે તેમાં એક સોના રૂપાના ઘાંટ ભેટ આપવાની તોજેસ છે. ત્યાં કહે છે, કે જો રૂપાંનો ઘાટ આપવો હોય તો ઘોડાની કીમતનાં જેટલા રૂપાંનો અથવા સોનાનો હોય તો ઉંડની કીમત જેટલાં સોનાનો.

હવે કીમતની ચહડ ઉતર પ્રમાણની બાબદમાં એવું દીસે છે કે ઉંડની કીમત સર્વેથી ઘણી ગણાતી હતી. તેથી ઉતરતો ઘોડો, પછી ગાય—બળદ, પછી ગધેડું અને પછી પશુઓ, એટલે બકરાં મેંઢા. એ ચહડ ઉતર કીમતનો માપ, ઉપર વર્ણન કરેલાં રીમન નહવાડનારને આપવામાં આવતાં દામની બાબદ ઉપરથી માલમ પડે છે. ત્યાં લખવા પ્રમાણે રાજ હકુમતમાં સર્વથી વડા

દેશપતીને ઉંઠની કીમતના બદલામાં રીમન નહવાડવા કહ્યું છે. તેનીથી રાજ–હકુમતમાં ઉતરતો દરજ્જો ભોગવનાર જંતુપતીને ઘોડાની કીમતના બદલામાં કહ્યું છે. તેનીથી ઉતરતા વીસ (મોહલ્લાના) પતીને બલદની કીમતના બદલામાં, અને એ પ્રમાણે આગળ. એજ ચહડ ઉતર પ્રમાણે તબીબની ફીની બાબદમાં જોવામાં આવે છે. દંડ-હુ (દેશ) પતીની બાયડીને એક માદા–ઉંઠની કીમતના બદલામાં સારૂં કરવા તબીબને ફરમાવ્યું છે. જંતુ–પતીની બાયડીને ઘોડીની કીમતના બદલામાં, મોહલ્લાપતીની બાયડીને ગાયની કીમતના બદલામાં અને ઘર–ધણીની બાયડીને ગધેડીની કીમતના બદલામાં.

એ ઉપરથી દીસે છે કે અવસ્તાના જમાનાંમાં, માણસો જે ઢોરો પાળતાં હતાં, તેમાં ઉંઠની કીમત ઘોડા કરતાં અને બીજાં સર્વે ઢોરો કરતાં વધારે હતી. એ વિષે વિશેષ દલીલ જોઇતી હોય તો તે વંદીદાદ (૧૪ ફ. ૧૧) પરથી મલે છે, જ્યાં ઊઠને મારવાની તોજેશમાં જો કોઇ રૂપાંનો ઘાંટ ભેટ આપે તો તે ઘોડાની કીમતનો આપવા કહેયો છે પણ જો સોનાનો આપે તો તે ઉંઠની કીમતનો હોવો જોઇએ.

હવે જો કે તે જમાનામાં ઉંઠની કીમત ઘોડા કરતાં વધારે હતી તોપણ ઘોડો ઉંઠ કરતાં વધારે ઉપયોગી પ્રાણી ગણાતું હતું. ઘોડા માટે અવસ્તામાં ઘણું લખાણ મલે છે પણ ઉંઠ માટે કાંઇ છીવ જેવું નહી.

તે જમાનામાં ઘોડાનો ઉપયોગ સ્વારીમાં તેમજ ગાડીમાં થતો હતો. તે જમાનામાં ગાડીનો ઉપયોગ થતો હતો એવું અવસ્તાના ઘણા ભાગો ઉપરથી ખોલ્લું દીસે છે (સરોશ ય. ક. ૧૧, અરશીસંઘ ય. ફ. ૧૨, ફરવરદીન ય. ફ. પર.). ગાડીનો ઉપયોગ આધારન મુસાફરીમાં કરવામાં આવતો હતો કે નહીં તે ચોકસ દીસતું નથી, પણ એટલું તો ચોકસ દીસે છે કે તે લડાઇમાં કામે આવતી હતી. જેમ અસલી રોમનો અને બીજી પ્રજાઓ રથ (Chariot)માં બેશી લડતા હતા તેમ અવ-

સ્તાના જમાનામાં પણ રવૈયો હોય એવું દીસે છે. લડવૈયા માટેનો ખુદ અવસ્તાનો "રથએશતાર" શબ્દજ એ દેખાડે છે. એ શબ્દનો અર્થજ "ગાડીમાં ઉભો રહેનાર" થાય છે. ચઢતા વર્ગોમાં ચાર ઘોડાની ગાડી (રથ) જોડવામાં આવતી હોય એવું પણ દીસે-છે (આવાં ય. ફ. ૧૧૪, સરોશ ય. ક. ૧૧.)

**ઘર સંસારી ઉપયોગમાં વપડાતાં વાસણો.**—વંદીદાદની ૭ મી પરગરદ (ફ. ૭૪, ૭૫)માં ખાવાનાં વાસણોને, જો મુવેલાં માણસ યા કુતરાનો નસો લાગો હોય તો તેઓને કેમ સાફ કરવાં તે વિષેની બીના આવી છે તે ઉપરથી જણાય છે કે તે જમાનામાં ધાતુનાં, પથ્થરનાં, માટીનાં અને લાકડાંના વાસણ જણાયલાં હતાં.

**ધાતુનાં વાસણો.**—ધાતુનાં વાસણોમાં નીચલી ધાતુઓનાં નામો ત્યાં આપ્યાં છે.

૧ [illegible] ઝરન—સુનુ.

૨ [illegible] એરેઝત—રૂપું.

૩ [illegible] અયંઘહ—લોહડું અથવા ત્રાંબુ.

૪ [illegible] હઓસફન.

સઘલી જાતનાં વાસણોમાં માટી અથવા લાકડાંનાં વાસણોને ઘણાં હલકાં અને અપવીત્ર ગણ્યાં છે. એવું દીસે છે કે ઘણાં હલકે વાંધેનાં લોકો એવી જાતનાં વાસણો વાપરતાં હતાં, કે જેમ હાલમાં પણ આપણ જોઇએ છીએ. એ વાસણોને નસો લાગવાથી તેઓને હમેશને હમેશ સુધી અપવીત્ર ગણ્યાં છે. ધાતુઓનાં વાસણને સ્વચ્છતાની બાબદમાં શ્રેષ્ઠ ગણ્યાં છે. એનું કારણ દેખીતું છે કે ધાતુઓમાં છીંદ્રો થોડાં હોવાને લીધે તેઓમાં નજીસાત ભરાઇ રહેવાનો ઓછો સંભવ હોય છે, પણ માટી લાકડાં વિગેરેમાં રચકણો ઘણી છુટી છુટી હોવાને લીધે તેઓમાં છીંદ્રો વધારે

અને મોહતાં હોય છે અને તેથી તેઓમાં નજીસાત ભરાઇ રહે-વાનો વધારે સંભવ હોય છે.

એ કારણુને લીધે જરથોસ્તીઓની ધર્મની ક્રીયાનાં યજશને-ગાહના આલાતોમાં કદી પણુ લાકડું વાપડવામાં આવતું નથી. એ સઘલાં આલાતો ધાતુનાં બનાવેલાં હોય છે. આલાતગાહ (ઇંધોરો) ધાતુનો બનાવતાં બહુ મોંઘો પડવાને લીધે પથ્થરનો બ-નાવામાં આવે છે.

નજીસાત સામેની સાહુચેતી અને સલામતી માટેનાં એ ફરમાનોની નીશાંનીઓ હાલમાં પણુ આપણુામાં જોવામાં આવે છે. ચોજદાથ્રગરીનું કામ કરનાર આથોરનાનો પોતાનું ભોજન માટીના વાસણુમાં કરતા નથી, એવા વિચારથી કે એ વાસણુને કદાચ મુવેલો નસો લાગ્યો હોય અને તેથી તે અપવીત્ર થયું હોય.

ધાતુનાં વાસણોમાં સોનાનાં વાસણો ને વધારે શ્રેષ્ટ ગણ્યાં છે અને તેનીથી ઉતરતાં રૂપાનાં વાસણોને ગણ્યાં છે. નીચે થોડીક જાણીતીં ધાતુઓના વિસેષ ગુરૂત્વો (specific gravities) આપ્યાં છે તે ઉપરથી જોવામાં આવે છે કે, સોનું સર્વ ધાતુઓમાં વધારે ઘટ હોય છે, અને તેટલા માટે તેની રચકણો પાસે પાસે હોવાને લીધે તેઓમાં છીંદ્રો ઓછાં હોય છે, અને તેથી તે વધારે સ્વચ્છ ધાતુ છે.

સુન બીંદુના ઉષમાને પાણીને માપ તરીકે એકના આંકથી ગણુતાં થોડીક જાણીતી ધાતુઓના વિશેષ ગુરૂત્વો રોસ્કોના આપ્યા મુજબ નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| સોનું | ૧૯· ૩ |
| સીસું | ૧૧· ૩ |
| રૂપું | ૧૦· .૫ |
| ત્રાંબું | ૮· ૯ |
| લોહડું | ૭· ૮ |
| કલાઇ | ૭· ૩ |
| જસત | ૭· ૧ |

એ ટીપ ઉપર નજર કરતાં દીસે છે કે સાતમી પરગરદમાં જુદી જુદી જાતનાં વાસણોની સ્વચ્છતા જે ચહડ ઉતર આપી છે તે તદન બરાબર છે.

એ સઘલી ધાતુઓમાં સોનાને શ્રેષ્ટ ગણ્યું છે અને તેટલા માટે બીજી ધાતુઓ કરતાં એ ધાતુનું નામ અવસ્તામાં વારેઘડીએ આવે છે. એ ધાતુનો ફક્ત વાસણો બનાવામાં ઉપયોગ થતો હતો એટલુંજ નહીં પણ ઘર સંસારનાં બીજાં તરેહવાર રાચરચીલામાં એનો ઉપયોગ થતો હતો એવું દીસે છે.

**સોનાની ધાતુ અને તેનાં વાસણો**—વંદીદાદની ૧૪ મી પરગરદ (ફ. ૧૧.) ઉપરથી દીસે છે કે સોનાંને ગાલવાનો અને તેની તરેહવાર વસ્તુઓ બનાવવાનો તે વખતે ધંધો ચાલતો હતો કારણ કે એ પરગરદમાં તરેહવાર ધંધાદારીઓના આતશો સાથે એ ધંધામાં વપડાતા આતશનું નામ આવે છે. તરેહવાર હથીઆરોમાં, વસ્ત્રોમાં અને અંગના શીંગારની જીનસોમાં એનો ઉપયોગ કરવામાં આવતો હતો.

અથોરનાનોનાં ધર્મ સંબંધી ક્રિયાનાં આલાતોમાં હોમને ગાળી એકથો કરવાની રકાબી (તસતો) સોનાની જણાવી છે. (યજ. હા. ૧૦ ફ. ૧૭). અર્દવિને, આવાંયષ્ટ (ફ. ૧૨૬)માં સોનેરી પદાન (પઇતીદાન) અથવા બુરખો રાખતી જણાવી છે. રામ અને બીજી યષ્ટો પ્રમાણે હોશંગ, તેહમુરસ, જમશેદ, જોહાક, ફરેદુન, કેરેસાસ્પ, અઉર્વસાર અને હુતોસી એઓએ વએ ઇજદની અને બીજા ઇજદોની ક્રિયા સોનેરી બેઠક ઉપર કરી છે, કે જે બેઠક ઉપર સેજાદો પણ સોનેરીજ હતો.

વળી રથએશ્તાર (પાદશાહ, પેહલવાનો)નાં હથ્યારો પણ સોનેરી જણાવવામાં આવેછે. જેમ યજદોનાં તખતો સોનેરી છે (વં. ૧૯ ફ. ૩૧, ૩૨) તેમ પાદશાહોનાં તખતો પણ સોનેરી છે. તે તખતોના પગો પણ સોનેરી છે (અશીશીંઘ યષ્ટ ફ. ૯.).

તાજો પણ સોનેરી છે (જમ્યાદ યષ્ટ ફ. ૪૧, આવાં યષ્ટ ફ. ૬૪, ૧૨૮).

પેહલવાંનોનાં હથીયારમાં પણ સોનું મોહટો ભાગ લે છે. તલવારો સોનેરી મુઠ સાથની જણાવી છે બેહરાંમ યષ્ટ ફ. ૨૭). પેહલવાનોનાં બખતર સોનેરી છે (મેહેર યષ્ટ ફ. ૧૨૨.), તીરોની બનાવતમાં સોનું વાપડેલું છે (મેહેર યષ્ટ ફ. ૧૨૯). તેઓની કોહલા સોનેરી છે (રાંમ યષ્ટ ફ. ૫૭). ગુરૂજ પણ સોનાનો ઘોર ચડાવેલો છે (મેહર યષ્ટ ફ. ૯૬). રાંમ યષ્ટમાં એક પેહેલવાનને જરૂરની નીચલી વસ્તુઓ સોનાની બનાવતની જણાવેલી છે. કોહલા, તાજ, હાર, રથ (ગાડી), ગાડીનું ચાક, હથીયાર, વસ્ત્ર, જોડા અને કમ્મરબંધ.

રથેસ્તારોને બેસી લડવાની રથો પણ સોનેરી જણાવી છે (મેહર યષ્ટ ફ. ૧૨૪), અને તેઓનાં પૈડાંઓ સોનેરી છે (મેહર યષ્ટ ફ. ૧૩૬), એટલુંજ નહીં પણ એ ગાડીઓને જોડવામાં આવતા ઘોડાઓના સાજ પણ સોનેરી છે. એઓની પાખર સોનેરી (તીર યષ્ટ ફ. ૧૮. બેહેરાંમ યષ્ટ. ફ. ૯) છે. વળી ઘોડાની ખરીઓમાં પણ સોનું પુરેલું (સરોષયષ્ટ ક. ૧૧. ફ. ૩) અને તેઓની નાળ પણ સોનાની (મેહર યષ્ટ ફ. ૧૨૫) છે.

વળી ઘોડા સીવાય બીજાં જાણવરોને પણ સોનાથી સીંગારવામાં આવતાં હોય એવું દીસે છે. જેમ હાલમાં બલોનાં સીંગડામાં શોભા માટે પીતળની ચળકતી ખોલીઓ જડવામાં આવે છે તેમ ગોધાનાં શીંગડાં સોનાનાં જણાવેલાં છે (તીર યષ્ટ ફ. ૧૬; બેહેરામ યષ્ટ ફ. ૭.).

વળી તે જમાનાની સ્ત્રીઓના સીંગારમાં સોનું મોહટો ભાગ લીએ છે. અર્દ્દવિના પોશાકમાં એક જાતનું સોનેરી વસ્ત્ર જણાવ્યું છે. તેનીને માથે સોનેરી તાજ છે અને તેણીના કાનમાં બાળી પણ સોનેરી છે. તેણીનો પોશાક જે બીવર નામનાં જનાવરનાં ચામડાંનો છે તે ઉપર પણ સોનેરી પટા છે.

તેણીના પાયપુશ પણ સોનેરી છે (આવાં યષ્ટ ફ. ૧૮, ૧૨૬ થી ૧૨૯) વળી અહુરમજ્દ જમશેદને જે હળ અને બીજું હથયાર આપે છે તે પણ સોનેરી છે.

**રૂપાંનાં વાસણો.**—અવસ્તામાં ઘર સંસારનાં રાચરચીલાંની બનાવતમાં સોના સિવાય રૂપાનો પણ, ઉપર પ્રમાણેના આળાતો, હથ્યારો, વસ્ત્રો, વીગેરેમાં ઉપયોગ જણાવ્યોછે. પણ તે એટલો બધો સોનાના જેટલો નથી. જેમ સોનાની ચીજોની બનાવટનું કારખાનું જણાવ્યું છે તેમ રૂપાની બનાવટની ચીજોને માટે છે. જમવાનાં વાસણ રૂપાનાં જણાવ્યાં છે. (વંદીદાદ પરગરદ ૮) હોમ ગાળવાનો મુરાખદાર તશ્તો રૂપેરી જણાવ્યો છે (યજ. હા ૧૦ ફ. ૧૭). મેહરની કોહલા રૂપેરી જણાવી છે (મેહર યષ્ટ ફ ૧૧૨). ઘોડાની નાલ રૂપેરી જણાવી છે (મેહર યષ્ટ ફ. ૧૧૨). પોશાક પર રૂપેરી પતા પાડેલા જણાવ્યા છે (આવાં યષ્ટ ફ. ૧૨૯).

**અવસ્તાવાલા મુલકોમાં એ ધાતુઓની છત.**—એ પ્રમાણે ઘરનાં રાચરચીલાં વીગેરે સામાન સોના રૂપાની કીમતી ધાતુનો બનાવેલો જણાવે છે. એ ઉપરથી દીસે છે કે એ કીમતીં ધાતુઓ અને તેમાં મુખ્ય કરી સોનું અવસ્તાના જમાનામાં અવસ્તાવાલા મુલકોમાં સારા જથ્થામાં મળી આવતું હતું. ડાકટર ગાઇગર "લમ્યુઝેઓ" નામનાં ફ્રેંચ ચોપાન્યાંના પોતાના રેસાલામાં* કહે છે કે હિંદુકુશ પર્વતની ઉત્તર અને દક્ષિણે આવેલી નદીઓમાં અસલી એરીઅનોને સોનું મલી આવતું હતુ. એ નદીઓના કાંઠાઓની રેતીમાં સોનાની રચકણો ભેલાયલી હતી. નદીઓમાંથી સોનું મલવાના ઇસારા આપણને અવસ્તામાંથી ઓહલા મલતા નથી, પણ પેહેલવી બુનદેહશ ઉપરથી દીસે છે કે હએતુમન્ત (હેલમંદ) નદીમાંથી પુશકલ સોનું તે વખતે મલતું હોય કારણ કે એ નદીને એ કેતાબ (ડા. વેસ્ટનો બા. ૨૦ ફ. ૩૪) માં "જરીનમંદ" એટલે "સોનાંવાલી" તરીકે જણાવી છે.

* જુઓ "જ્ઞાનવર્ધક"માં મી० ફીરોજજી જામાસ્પજી દસતુરે કરલો તરજુમો.

હવે નદીની રેતીમાં જે સોનાની રચકણો ભેલાયલી હોય છે તેનું મુળ તો પહાડો હોય છે. પહાડોમાં સોનાની ખાંનો હોય તેમાંથી વેહતી નદીઓ પોતાના સાથે તેની રચકણો હેઠે મેદાનોમાં ઘસડી લેઇ જાય. અવસ્તામાં હુકઇરય નામનો પહાડ જે જણાવ્યો છે તે એવી કીસમનો કોઇ પહાડ હોય એવું આવાં યષ્ટ (ફ. ૯૬) અને રસ્ને યષ્ટ (ફ. ૨૪) ઉપરથી દીસે છે કારણ કે ત્યાં એ પહાડને "જરનએનમ" એટલે સોનેરી તરીકે કહયો છે. વળી બુનદેહશ (બા. ૧૩ ફ. ૪)માં અલબુર્જ પહાડ જેની હુકઇરય એક ટેકરી છે, તેમાંથી સેંકડો સોનેરી નાલાંઓ વેહેતાં જણાવ્યાં છે.

ઘર સંસારી વસ્તુઓ માટે જોઇતું એ સોનું ત્યાંની નદીઓમાંથી મળતું હતું એટલુંજ નહીં પણ તે આજુબાજુનાં મુલકોમાંથી પણ લાવ્યામાં આવતું હોય એવું દીસે છે કારણ કે અશીસંઘ યષ્ટ (ફ. ૧૪)માં 'અશી'ને બીજા દેશોમાંથી સોનું, રૂપુ લાવતાં જણાવી છે. ગાઇગરના કહેવા મુજબ શ્રાદર નામના જર્મન વિદ્વાન પ્રમાણે આરમીનીઆ આગળના પશ્ચિમ તરફના મુલકોથી તે લાવ્યામાં આવતું હતું. એ ધાતુઓની બાહેરની આવક કરતાં દેશની પેદાયશજ વધારે હોવી જોઇએ એ એટલા ઉપરથી માલમ પડે છે કે વંદીદાદમાં જણાવ્યા પ્રમાણે તેઓને ગાળવાના ખાસ કારખાનાઓ સ્થાપેલાં હતાં.

**બીજી ધાતુઓનાં અને વસ્તુઓનાં વાસણો.**—ઘર સંસારી વસ્તુઓની બનાવતમાં સોનાં, રૂપાં વતરોગે બીજી ધાતુનું નામ મલે છે, અને તે અયંઙ્હ (·𐬀𐬌𐬌𐬀𐬵) છે. એ ધાતુનાં પણ ખાવાનાં વાસણ બનાવવામાં આવતાં (વંદીદદ-. પરગરદ ૬ ફ. ૭૫). "સરવર" સાંપનાં તન ઉપર ભુલથી કોર સાસ્પ ખાણું પકાવતો હતો તે એ ધાતુનું વાસણ હતું (યજ. હા. ૯ ફ. ૧૧; જમ્યાદ યષ્ટ ફ. ૪૦.). દસ્તાનવાલી ઓરતને ખાણું એ ધાતુનાં વાસણમાં આપવા જણાવ્યું છે (વં. ૧૬ ફ. ૬.). પીવાને માટે હોમ કુટવાની હાવનીમ પથ્થરની તેમજ એ ધાતુની જણાવી

છે (વીસ્પરદ ૧૧ ફ. ૨.). ઘર સંસારની કેટલીક ચીજો જેમ લાકડાંની તેમ એ ધાતુની બનાવેલી જણાવી છે (વં. ૫ ફ. ૩૮.). અંગ–સંગારની ચીજોમાં એ ધાતુનો ઉપયોગ જણાવ્યો નથી, પણ હથીયારોમાં એ ધાતુનાં ઘણાંક જણાવ્યાં છે, જેવાં કે તીર (મેહેર યષ્ટ ફ. ૯૬, ૧૨૯,) સાંકળ (યજ. હા ૧૧ ફ. ૮), ગોમેજ આપવાનું હથીયાર અથવા ચમચો (વં. ૯ ફ. ૧૪,), પહાડ ઉપર ખોલ્લી જગામાં મેલેલી લોઠને વરૂ વીગેરે જાંણવરો ઘસડી ન લઇ જાય માટે તે સાથે બાંધવાનો ખીલો યા એવું બીજું કોઇ હથીયાર (વં. ૬ ફ. ૪૬,), છરી (વંદીદાદ ૪ ફ. ૫૦) અને ગુરૂજ (મેહેર યષ્ટ ફ. ૧૨૯.). એ ધાતુનો પણ મોટો ઉદ્યોગ ચાલતો હોય એમ (વં. ૮ ફ. ૮૯) દીસે છે.

હવે એ ધાતુ કેઇ છે તે વિષે મત ફેર છે. સાધારણ રીતે અયંડ.હ શબ્દને સંસ્કૃત अयस् ફારસી આહન અને અંગ્રેજીમાં (iron) સાથે મેલવી લોખંડ અર્થ કરવામાં આવેછે. હારલે, સ્પીગલ, કાંગા, મેહરજીરાણા–વાછા વીગેરે વિદ્વાનો એ પ્રમાણે લોખંડ અર્થ આપે છે પણ દાર્મસ્ટેટે એને પીતલ ગણે છે, ગાઇગર એને કાંસું ગણે છે અને કહે છે કે એક ઠેકાણે તે ત્રાંબાને અર્થે વપડાયલોછે. એના કહેવા પ્રમાણે રીગવેદમાં એને મળતો आयस् શબ્દ સીસાંને અર્થે વપડાયો છે. ઘર સંસારી તેમજ બીજી ચીજો, જેમાં એ ધાતુ વપડાયલી છે, તેની ઉપર આપેલી ટીપ ઉપરથી દીસે છે કે એ શબ્દ સોનાં, રૂપાંથી ઉતરતી બીજી ધાતુઓના સાધારણ અર્થે વપડાયલો દીસે છે. એ ચીજોનાં નામ ઉપરથી એ શબ્દ લોહડાં, તાંબા, જસદ અને કાંસાંના જુદા જુદા અર્થે વપરાયલો દીસે છે.

સોનું, રૂપું અને અયંડ.હ સીવાય એક ચોથી ધાતુનું નામ મળે છે અને તે હઓસફન (·سرؤں سے ٹر) છે. એ ધાતુનો ઉપયોગ બોહળો દીસતો નથી. તેનું થોડીક જગાએજ નામ આવે

છે, જો કે તેનો પણ સોનાં, રૂપાના ઉદ્યોગની માફક ઉદ્યોગ ચાલતો હતો (વં. ૮ ફ. ૯૦.). તેનાં ખાધાનાં વાસણ બનાવવામાં આવતાં હતાં (વં. ૭ ફ. ૭૫.). હથીયાર તરીકે તેનો એક જગાએ ઉપયોગ દરસાવ્યો છે. (મેહેર યષ્ટ ફ. ૧૩૦.)

હવે એ ધાતુ શું છે તે વિષે પણ વિદ્વાનોમાં મત ફેર છે. એ ધાતુ કાંગા પ્રમાણે જસત, હારલે પ્રમાણે કલાઇ અથવા જસત, દામરસ્ટેટે પ્રમાણે પોલાદ, ગાઇગર પ્રમાણે રાતું ત્રાંબું અને સ્પીગલ અને મેહેરજીરાણા—વાછા (મેહર યષ્ટ ફ. ૧૨૦) પ્રમાણે ત્રાંબું છે.

ઘર સંસારી ઉપયોગમાં આવતાં ધાતુનાં વાસણો અને તેઓને લગતી ધાતુઓની બાબદની તપાસ પુરી કરી હવે આપણે બીજી વસ્તુઓનાં વાસણની બાબદ ઉપર આવીએ છીએ. એ વસ્તુઓમાં આપણે આગળ કહ્યું તેમ પથ્થર, લાકડાં અને માટીનાં નામો આવે છે. વંદીદાદ ઉપરથી ફક્ત એટલુંજ માલમ પડે છે કે ઘરમાં જમવાને માટે ધાતુઓ સાથે એ પદાર્થોનાં પણ વાસણો ઉપયોગમાં આવતાં હતાં. એઓનાં વાસણો વિષે અથવા ખુદ એ વસતુઓ વિષે બીજું જાણવા જોગ આપણને કાંઇ મલતું નથી. ફક્ત પથ્થરનાં વાસણ વિષે વીસ્પરદ ઉપરથી માલમ પડે છે કે હોમ કુટવાને માટે પથ્થરની હાવનીમ પણ બનાવવામાં આવતી હતી. હાલતો હોમ, ધાતુની હાવનીમમાંજ કુટવામાં આવેછે, પણ આગલ પથ્થરની હાવનીમનો પણ ઉપયોગ થતો હોય. હિંદુઓમાં સોમની ક્રીયામાં સોમના પાળાનો જે રસ કહાડવામાં આવે છે તે હાલમાં પણ પથ્થરથી છુંડીને કહાડવામાં આવે છે.



# બાબ બીજો.

## અવસ્તા જમાનાનું એક કુટંબ, મરદ, સ્ત્રી અને ફરજંદ.

### અવસ્તાના જમાનાનું કુટંબ.

અવસ્તા જમાનામાં દેશના કારોબાર માટે દેશના ૪ વર્ગો કરેલા હતા. "ન્માન, વીસ, જંતુ અને દંડહુ" એટલે કે ઘર, મોહલો, ગામ અને શેહર. એ દરેકનો એકેક ઊપરી હતો. તેઓને ન્માન–પઇતી, વીસ–પઇતી, જંતુ–પઇતી અને દંડહુ–પઇતી કહયા છે, એટલે કે ઘરધણી, મોહલ્લાદાર, ગામનોપટેલ અને શેહેરનો હાકેમ. એ સર્વની ઉપર દેશનો પાદશાહ હતો. હવે એ વેંહચણી વિષે પેહેલવી શરેહ કરનારાઓ કહે છે કે એક જોડકાંનું એક ઘર, ૨૦ ઘરનો એક મોહલ્લો, ૫૦ ઘરનું એક ગામ અને ૧૦૦ ઘરનું એક શેહર ગણાતું હતું.

એ ઉપરથી દીસે છે કે એક જોડકાંનું એટલે એક પરણેલાં મરદ ઓરતથી એક ઘર અથવા કુટંબ બનતું હતું. એ જોડકાંને ત્યાં અવતરેલાં ફરજંદો જયાં સુધી પોતાનાં માબાપના તાબામાં રહેતાં ત્યાં સુધી એક કુટંબનાં ગણાતાં.

ઘરનો ધણી (ન્માન–પઇતી) તે પોતાનાં કુટંબનો વડો, પોતાના ઘરનો જાણે હાકેમ તરીકે ગણાતો હતો. તેની ઓરત, તેની ઘરધણીઆંણી તે જાંણે તે ઘરની રાંણી ગણાતી હતી. અઇવીસ્રુથ્રેમ ગેહમાં એક ભલા ઘરધણી તેમજ એક ભલી ઘરધણીઆંણીને યાદ કર્યાં છે ત્યાં કહે છે કે "ન્માનહે ન્માનો પઇ-

તીમ અષવનેમ અષહે રતુમ યજમઈદે, નમાનહે નમાનો પથ્નીમ અષવનેમ અષહે રતુમ યજમઈદે" એટલે કે "અશોઇના સરદાર અશો ઘરધણીને હમો આરાધ્યે છીએ, અશોઇની સરદાર અશો ઘરધણીઆણીને હમો આરાધ્યે છીએ."

એક કુટંબમાં જેમ ઘરધણીને તેમજ ઘરધણીઆંણીને ઘણી અગત્યતા આપી છે. અવસ્તામાં ઘણી જગ્યાએ જ્યાં ઘર ધણીની બાબદ જણાવી છે ત્યાં ઘરધણીઆંણીની બાબદ પણ જણાવી તેણીને અગત્યતા આપી છે. દાખલા તરીકે રીમન નહવાડવાની મેહેનતના દામની બાબદ આવીછે (વં. ૯ ફ. ૩૮) ત્યાં જેમ ઘરધણીને નહવાડવાનું દામ મુકરર કર્યું છે, તેમ ઘરધણીઆંણીને નહવાડવાનું દામ પણ મુકરર કર્યું છે. એજ પ્રમાણે જેમ ઘર ધણીને સારૂં કરવા માટે તેમ ઘરધણીઆંણીને સારૂં કરવા માટે તબીબની ચોકસ ફી મુકરર કરી છે. (વં. ૭ ફ. ૪૨).

**એક કુંટબનાં આસામીઓ.**—હવે આપણે અવસ્તાના જમાનાના ઘરના એટલે એક કુટુંબના જુદા જુદા આસામીઓ (members)ની બાબદ હાથ ધરીએ. એક કુટુંબ ઉભું કરનાર મરદ, ઓરત અને ફરજંદ એ ત્રણેની તપાસ હવે આપણે આગલ ચલાવીએ.

**ઘર ધણી અથવા કુટંબનો મરદ.**—એક કુટંબના સંબંધમાં અવસ્તાના જમાનામાં એક ઘરધણીનું કામ પોતાનાં કુટંબનો કારોબાર ચલાવવાનું હતું. પોતાનાં ઘરનો તે રાજા અથવા હાકેમ હતો. પોતાની ઓરત ઉપર અને ફરજંદો ઉપર તે સરદાર તરીકે હતો. જેમ એક સરદાર પોતાનાં લશકર ઉપર હોકમ ચલાવે તેમ તે પોતાંનાં કુટંબ ઉપર હોકમ ચલાવતો હતો.

**બાયડી છોકરાં તરફની ફરજ**—વળી પોતાનાં કુટંબનું પોષણ કરવાની તેની ફરજ હતી. એક કુટંબના વડા તરીકે તે કુટંબનું પોષણ કરવાને બંધાયલો હતો એમ યજશનેના ૧૧ મા હા ઉપરથી

માલમ પડે છે, જ્યાં કહે છે કે એક બળદ પોતાના ધણીને થપકો આપે છે કે "તું પોતાની બાયડીનાં અને પોતાનાં છોકરાંનાં અને પોતાનાં પેટને માટે મારી પાસે ઘણું કામ લેછે." વંદીદાદ (પ્ર. ૧૫ ફ. ૧૮) પ્રમાણે જ્યારે એક જનાકારી કરનાર મરદ ઉપર, જનાકારી કરાવનાર સ્ત્રી જો હમેલદાર થાય તો તેણીનું પોષણ કરવાની ફરજ નાખવામાં આવતી હતી ત્યારે પોતાની હકદાર લગ્નની સ્ત્રીનું પોષણ કરવાની અને તેણીની ઘટતી જરૂરીઆતો પુરી પાડવાની એક ઘરધણીને માથે વધારે ફરજ હતી. એજ પ્રમાણે પોતાનાં ફરજંદો તરફ તેની ફરજ હતી. જનાકારીથી અવતરેલાં બચ્ચાનાં પોષણની જ્યારે તેની ઉપર ફરજ નાખવામાં આવતી હતી ત્યારે પોતાનાં હકદાર ફરજંદો તરફ તે વધારે મજબુત ફરજોથી બંધાયલો હતો. પોતાની ધણીઆંનીનું પોષણ કરવાની તેની ફરજ હતી એવું રાંમ યષ્ટ (ફ. ૪૦) ઉપરથી પણ માલમ પડે છે કારણ કે ત્યાં લખવા પ્રમાણે કન્યાઓ જે ખાવીંદ માગે છે તે એવો માગે છે કે જે, તેઓનું હૈયાતી સુધી પોષણ કરે.

વળી ખાવીંદ તરીકે તે પોતાની ધણીઆંણીને સમાર્ગે ચલાવવાને બંધાયલો હતો. વીરાફનામાં પ્રમાણે જયારે એક ખાવીંદને પોતાનાં ભલાં અને નેક કામોને લીધે બેહસ્તમાં લઇ જવામાં આવે છે ત્યારે તેની બાયડી, જેને તેનાં બુરાં કામોને લીધે દોજખમાં જવાની સજા ફરમાવી છે, તે તેની દામન પકડે છે અને તેને બેહસ્તમાં જતો અટકાવે છે અને તાનો મારી કહેછે કે "તું મારો પતી અને સાહેબ હતો મારૂં તન, જીવ અને જાન તારે સ્વાધીન હતો. મને જે ખોરાક અને પોશાક મલતો તે તારેથી હતો, ત્યારે શાને માટે તુંએ મને સુધારી નહી, અને નેક માર્ગ દેખાડયો નહી ? તુંએ જે નેકી અને ભલાઇ અખત્યાર કરી તેના માર્ગો તુંએ મને દેખાડયા નહીં કે હું પણ તે ભલે મારર્ગે ચાલતે અને આજે જે ફેજે હું પોંહચી છું તે ફેજે પોંહચતે નહી."

એ ફકરો જો કે પાછલા જમાનાનું લખાણ છે તોપણ તેની આગમચના અવસ્તાના જમાનાની રૂથી (Spirit) દેખાડે છે કે તે જમાનામાં એક ખાવીંદનો તેની ધણીઆંણી ઉપર પુરતો કાબુ હતો અને તેટલા માટે તેની ફરજ હતી કે તેણીને નેક અને ભલો માર્ગ દેખાડે.

## અવસતાના જમાનાની સ્ત્રી અને તેણીની ઉમેદ.

હાલના આપણા જમાનાની એક પારસી છોકરીની મોરાદો, ઉમેદો અને આશાઓનું શેઠ દોસાભાઇ ફરાંમજી કરાકા પોતાની પારસી તવારીખમાં નીચલું ચીત્ર આપે છેઃ—

"The highest ambition and the most earnest wish of a Parsee girl is to obtain a good husband. When that object has been attained her position is assured and her happiness may be considered complete. As a woman she is generally loving, cheerful and fond of children.

એ ચીત્ર સાથે નીચલું અવસ્તામાંથી મલતું ચીત્ર સરખાવો અને તમે જોશો કે હાલની પારસી સ્ત્રીઓ પોતાની મોરાદ અને ઉમેદોમાં પોતાની અવસ્તા જમાનાની માએ મમાઇઓને પગલે કેવી આબેહુબ રીતે ચાલે છે. રાંમ યષ્ટ (ફ. ૪૦) પ્રમાણે તે જમાનાની કન્યાઓ પોતાની દુવામાં નીચલી મુરાદો માગતી હતી કેઃ—

"હમો જવાન અને ખુબસુરત ધણી મેલવીએ, જે જયાં સુધી હમો જીવીએ ત્યાં સુધી હમારૂં પોષણ કરે, જે હમોને ફરજંદ જણાવે અને જે દહાપણ ભરેલી અને મીઠી જબાંનવાલો હોય."

એ ફકરા ઉપરથી દીસે છે કે તે જમાનાની સ્ત્રી નીચલા ગુણો ધરાવનાર ખાવંદની ખાહેશમંદ રહેતી. ૧ જવાન, ૨ ખુ-

બસુરત, ૩ પોતાની ઓરત અને ફરજંદનું પાલન પોષણ કરી શકે તેવો, ૪ મરદાનગીવાલો અને તંદરોસ્ત કે જેથી ફરજંદની વૃદ્ધી થાય અને ૫ દહાપણવાલો.

આવાં યષ્ટ પ્રમાણે અર્દવીશુર પાસે પણ તેઓ એવી મોરાદો ચાહતી હતી. એ યષ્ટ (ફ. ૮૭) પ્રમાણે પરણવા લાયક કન્યાઓ દબદબાવાલાં અને ખુબી ભરેલાં મકાંનો અને બાહદુર ખાવંદ અર્દવી પાસે માગતી હતી. તેનીજ પાસે પરણેલી સ્ત્રીઓ પોતાને ત્યાં ફરજંદની વૃદ્ધી ચાહતી હતી. ફરજંદની વૃદ્ધીની આશા મલતાં તેનીજ પાસે તેઓ આસાનીથી જનમ આપવાની શકિત માગતી હતી. વળી આસાનીથી જનમ આપવા પછી પોતાનાં ફરજંદ માટે પોતાને પુરતું દુધ માગતી. યજશનેના ૯ મા હા (ફ. ૧૨) ઉપરથી માલમ પડે છે કે પરણ્યા પછી ફરજંદની વૃદ્ધીં માટે તેણીઓ હોમની ક્રિયા કરતી અથવા હોમનો પુષ્ટીકારક અને તંદરોસ્તી આપનાર રસ પીતી હતી.

જવાન, બાહદુર, ખુબસુરત, મરદાનગીવાલો વીગેરે ગુણો ધરાવનાર ખાવંદ માટે કન્યાઓ પોતે અર્દવી, વએ ઇજદ વીગેરેની આરાધના કરતી હતી તે ઉપરથી આપણને ચોકસ દીસે છે કે તે જમાનામાં લગ્ન વધુ ઉમરે અને પસંદગીથી થતાં હતાં. બાહદુર અને લાયક ખાવંદ મેલવી તેણી ઘરધણીઆંણી થતી અને જેમ એક ઘરધણી તે જમાનામાં પોતાના ઘરનો રાજા ગણાતો તેમ તેણી પોતાનાં ઘરની રાંણી ગણાતી.

**સ્ત્રીનો ખાવીંદ ઉપર વગ.**—શાહ ગુસ્તાસ્પની રાણી હુતોશીના દાખલા ઉપરથી દીસે છે કે તેઓ પોતાના ખાવીંદ ઉપર પોતાની સલાહનો વગ ચલાવી શકિત હતી. ગોશ યષ્ટ (ફ. ૨૬) ઉપરથી માલમ પડે છે કે પએગમબર જરથોસ્તે દ્રવાસ્પની આરાધના કરી હતી, અને એવી મોરાદ ચાહી હતી કે તે રાણી હુતોશીને પોતાની દીન કબુલ કરાવવામાં ફતેહમંદ થાય, કે

તેથી તેણી પોતાના પતી ઉપર દીનને માટે વધારે સારી અસર ઉત્પન્ન કરે. પોતાનાં પતીનાં ઘરમાં ઘણી પ્યારી, પ્યાર પાંમેલી અને માન પામેલી હોવાને લીધે, તેણી શાહ ગુસ્તાસ્પ ઉપર સારી અસર કરી શકે.

**સ્ત્રીની પોતાના ખાવીંદ તરફની ફરજ**—અવસ્તાના જમાનામાં સ્ત્રીની મુખ્ય ફરજ પોતાના ધણીની તાબેદારી અને તેની ફરમાનબરદારી ગણાતી હતી. તેણી તેને પોતાનો સાહેબ અથવા સરદાર તરીકે ગણતી. અઇવીસુથ્રેમ ગેહમાં એવી પોતાના ખાવીંદના હોકમને માન આપનાર (રતુક્ષથ્રામ) સ્ત્રીને યાદ કરી છે. વીસ્પરદ (ક. ૩ ફ. ૨૦)માં પણ એવી સ્ત્રીને યાદ કરી છે જે ઉપર મી૦ બ્લિકવાલા ડાકટર સ્પીગલના તરજુમામાં નોટ આપતાં કહે છે કે, "Obedience is the first duty of a mazdayacnian wife" એટલે કે "પોતાના ખાવંદનો હોકમ માનવો એ એક માજદયશનાન ઓરતની પેહેલી ફરજ છે."

વળી અવસ્તાના ઉપલા ભાગોમાં કહે છે કે એવી એક ભલી સ્ત્રીએ હમેશાં સારો વીચાર, વચન અને કામો અખત્યાર કરવાં.

અવસ્તાના જમાનામાં જાહેર કરેલાં સ્ત્રીની તાબેદારીનાં ફરમાનો પછવાડેની પેહેલવી કેતાબોમાં પણ ખોલ્લાં દીસે છે. વીરાફનામા (બા. ૬૩)માં કહેછે કે પોતાના પતીનું પત ન રાખનારી અને તેના હોકમને માન ન આપનારી સ્ત્રી દોજખમાં જાયછે, અને ત્યાં તેણીને સીક્ષા પણ ઘણી સખ્ત છે. પોતાના ધણીને કદુઆ દેનારી અથવા બદ સુખન વાપરનારી અને સામો જવાબ કરનારી બુરી સ્ત્રીને માટે પણ દોજખમાં ભારી સીક્ષા જણાવેછે. (બા. ૨૬).

પોતાના ધણીના હોકમને અને ફરમાનોને માન આપી તેનો પ્યાર અને વીસ્વાસ પોતા તરફ ખેંચવાને અવસ્તા જમાનાની

સ્ત્રીઓ હમેશાં ખાહેશમંદ રહેતી હતી તે રાણી હુતોશીના દાખલા ઉપરથી માલમ પડેછે. તેણી રામ યશ્ત (ફ. ૩૬) પ્રમાણે વએ ઇજદની આરાધના કરી એવી મોરાદ માગતી કે "હું કએગુશ્તાસ્પનાં ઘરમાં પ્યારી, પ્યાર મેલવેલી અને માન પામેલી થાઉં."

પોતાના ધણીને ખુશી અને રાજી રાખવા તે જમાનાની સ્ત્રી વધારે કાળજી રાખતી હતી. ઘરધણી જ્યારે પોતાના ધંધા માટે ઘર બાહેર જતો ત્યારે તેણી પોતાનાં ઘરબારનું કામકાજ કરી તેના આવવાના વખતે પોતાનો સોજો સુંદર પોશાક પેહડી રાહ જોતી બેસતી કે કયારે તે આવશે અને હું તેની સેવામાં તેને ખુશી કરવા ઉભો રહીશ. અશીશંઘ યષ્ટ (ફ. ૧૦) પ્રમાણે તે સ્ત્રીઓ "પગમાં જણુસ પેહેડી, કાનમાં એરીન પેહેડી અને ગળામાં હાર પેહેડી ઘરમાં બેસેછે અને વીચાર કરેછે કે કયારે મારો ધણી આવશે ? અને કયારે હું તેને ખુશી કરીશ ?

**સ્ત્રીની પાક દામાની.**—ઓરત જાતનો મોટામાં મોટો સીંગાર તેણીનું પતીવરતાપણું છે. એ બાબે જેટલું પેહેલવી કેતાબોમાં લખ્યું છે તેટલું અવસ્તામાં નથી. તોપણ અવસ્તા ઉપરથી એટલું ચોકસ દીસેછે કે પોતાની પાક દામાનીને દાઘ લગાડનારી સ્ત્રીને સંસાર મંડળમાંથી દુર રાખવામાં આવતી. તેણીને ધર્મ સંબંધી મંડળોથી દુર કરવામાં આવતી, અને ધર્મની ક્રિયા કરેલી ચીજોની ચાશની તેણીને કસવવાની મનાઇ હતી. તીર યષ્ટ (ફ. ૫૯) અને બેહરામ યષ્ટ (ફ. ૫૧) માં જણાવેછે કે તેશતર તીરની અને બેહરાંમની યાદમાં કરેલી ક્રિયામાં એવી બદફેલ ઓરત ભાગ લીએ નહીં. એજ પ્રમાણે હોમની ચાશની માટે પણ તેણીને અટકાવ કર્યો છે. હાદોખ્ત નુશ્ક (ફ. ૩૮)માં એવી બદકાર ઓરતને દોજખ ફરમાવ્યું છે જ્યાં ઝેર અને ઝેરની મેલવણીની ચીજો તેણીનો ખોરાક છે. અશીશંઘ યષ્ટ (ફ. ૫૭, ૫૮) પ્રમાણે ભલી અશી જેણી પોતે એક સ્ત્રી ફરેસ્તો છે તેણી એવી બદકાર ઓરતોથી લજવાયછે અને તેણીઓને કદુવા દેછે. પેહેલવી વીરાફનામા

(બા. ૨૪)માં એવી સ્ત્રીઓને દોજખમાં ખરફ્સ્તરોનો ભક્ષ થઇ પડતી જણાવી છે. એજ કેતાબ (બા. ૬૯) પ્રમાણે એવી સ્ત્રીઓ ઉપર દોજખમાં બીજા ઘણા આજાબો પડે છે.

પારકા મરદ સાથે બદફેલી કરનાર સ્ત્રી માટે જે નાપસંદગી ઉપર જણાવી છે તેવીજ પારકી ઓરત સાથ બદફેલી કરનાર મરદ માટે જણાવી છે. હાદોખ્ત નુશ્કમાં તેમજ પેહેલવી વીરાફ-નામાં પ્રમાણે તેઓ દોજખમાં જાયછે અને સાધારણ કેહવત પ્રમાણે દોજખમાં પણ તેઓનો થાર થતો નથી કારણ ત્યાં તેઓને તેઓની બદફેલીનાં કરતુકના બદલામાં ઘણી સખ્ત સજાઓ ફરમાવેલી છે.

**સ્ત્રીનો દરજ્જો.**—પારસીઓ માટે કાયદા બાંધનારા કમીશન (Law Commission)ને ડાકટર હાઉએ નીચલું મત લખી જણાવ્યું હતું.

"The position of a female in ancient times was much higher than it is now-a-days. They are always mentioned as a necessary part of the religious community. They have the same religious rites as men; the spirits of deceased women are invoked as well as those of men."

"અસલી વખતમાં ઓરત જાતમો દરજ્જો હાલના કરતાં વધારે હતો. ધર્મ સંબંધી મંડળના એક અગતના ભાગ તરીકે તેઓને હમેશાં ગણવામાં આવી છે. મરદોના જેવીજ તેઓની ધર્મ–ક્રિયાઓ છે. મરણ પામેલી સ્ત્રીઓનાં ફરોહરોને મરદોનાં ફરોહરોની માફકજ યાદ કરવામાં આવ્યાં છે."

અવસ્તામાં ઓરત જાતના દરજ્જા માટે જે છુતા છવાયા ઇશારાઓ છે તે ઉપરથી ડાકટર હાઉએ ઉપલો ઇન્તેખાબ આપ્યો છે. એ ઇન્તેખાબને અવસ્તાના કીયા ભાગોથી અને કેવી રીતે ટેકો મળેછે તે આપણે ટુકમાં તપાસી જઇએ.

ધર્મ સંબંધી મંદળના એક અગતના ભાગ તરીકે સ્ત્રીઓને અવસ્તાના જમાનામાં ગણવામાં આવતી હતી એવા ડાકટર હાઉના વીચારને "યેંડહે હાતામ"ની નામીચી અને પુરાની બંદગી ઉપરથી ટેકો મળેછે.

એ બંદગીમાં કહેછે કે "હસ્તી ભોગવનારાઓ મધેથી જે કોઇ આરાધનાં કરવામાં વધારે ભલો (છે) તેનો જાણનાર (અથવા શીખવનાર) અશોઇને લીધે હોરમજદ (પોતે છે) તેઓમાંના નર તથા નારીઓને હમો વખાણ્યે છીએ."

વળી સરોશ હાદોખ્ત (ક. ૧) ઉપરથી માલમ પડેછે કે જેમ મરદ તેમ ઓરતો અવસ્તા જમાનામાં પોતાપર આવી પડતો સંકટ તાલવા માટે ધર્મ સબંધી ભણતરો અશો માણસોની મીજલસમાં ભણતી હતી. ત્યાં કહેછે કે "જો કોઇ પુરૂષ યા સ્ત્રી આએ વચનના સખુન (એટલે અહુનવરની બંદગી) પુરતી અશોઇ વાલાં મન, વચન અને કરણીથી પુષ્કલ પાણીમાં અથવા પુષ્કલ ધાસ્તીની વખતે.....અથવા અશોનરોની અનજુમ (મીજલસ) સનમુખ......ભણે તો તેને તે દહાડે તે રાત્રે કોઇપણ બુરો આદમી વીગેરે.......ઇજા દે નહીં." એ ફકરાની મતલબ એ છે કે અહુનવરના પવીત્ર કલાંમ જુબાન ઉપર યાદ કર્યાથી જેમ એક મરદ તેમ એક સ્ત્રી પોતાપરથીજ સંકટ તાળવાને શક્તિવાન થાયછે.

અવસ્તાના જમાનામાં ઓરત જાત ધર્મ સંબંધી મંદળનો એક અગતનો ભાગ ગણાતી હતી તે અસલી રોમન આતશ-ધર્મગુરૂઓની સ્ત્રીઓની હાલત ઉપરથી પણ દીસેછે. કહેછે કે એ મજાના ફલેમીન ધર્મગુરૂઓની સ્ત્રીઓ પણ ધર્મ સંબંધી આતશ સાથ પોતાનો સંબંધ દેખડાવામાટે પોતાના ચેહરાપર જે બુરખો નાખતી હતી તે આતશના સોળાના આકારનો અને રંગનો નાખતી હતી.

(૧) એરવદ કા. એ. કાંગાની ખોરદેહ અવસ્તા.

વળી ઓરત જાતનો દરજ્જો અવસ્તાના જમાનામાં હાલ કરતાં ચઢતો હતો એવું દેખાડવા માટે ડાકટર હાઉ જે કહેછે કે જેમ મરણ પામેલા મરદોની ફ્રવશીઓને યાદ કરવામાં આવતી હતી તેમ મરણ પામેલી સ્ત્રીઓની ફ્રવશીઓને પણ યાદ કરવામાં આવતી હતી. તેને ફરવરદીન યષ્ટ ઉપરથી ટેકો મળેછે. ત્યાં (ફ. ૧૪૩, ૧૪૪, ૧૪૮, ૧૪૯) જુદા જુદા દેશોનાં નામ દઇ કહેવામાં આવેછે કે એ દેશોના "પવીત્ર મરદોની ફ્રવશીઓને હમો આરાધ્યે છીએ અને પવીત્ર ઓરતોની ફ્રવશીઓને હમો આરાધ્યે છીએ."

વળી તે જમાનાની કેટલીક સ્ત્રીઓ ભલાં અને નેક કામ કરી પોતાનું નામ મંદળીમાં, પોતાની અનજુમનમાં કાયમ કરી જતી હતી તે કેટલીક નામાકીત સ્ત્રીઓનાં નામો ઉપરથી માલુમ પડેછે.

વળી આપણામાં જે ફરેસતાઓ જણાયલા છે તેમાં અર્દેવી, દ્રવાસ્પ, અશી અને પારંદી નામના ફરેસતાઓને સ્ત્રી અથવા નારી ફરેસતાઓનું રૂપ આપ્યું છે. તે ઉપરથી પણ દીસે છે કે સ્ત્રીઓના દરજ્જા વિષે તે જમાનામાં ચહડતો વીચાર બાંધવામાં આવતો હતો.

**નામાંકીત સ્ત્રીઓ.**—ફરવરદીન યષ્ટ ઉપરથી દીસે છે કે તે જમાનામાં સ્ત્રીઓ પણ પોતાને લાયકનાં કામથી, પોતાની સખાવતથી યા પરોપકારી કામોથી, મશહુર થતી હતી, જેના બદલામાં તેઓનાં મરણ બાદ તે જમાનાના લોકો તેઓનાં નામો નામ બનામ યાદ કરી અમ્મર રાખતાં હતાં. એ યષ્ટ (ફ. ૧૩૯) માં એવી ઘણીક મખ્યાત ઓરતોનાં નામો આપેલાં છે, જેમાં શરૂઆતમાં આપણા પએગમબરની મોહરંદાર અને તેની બેટીઓ અને શાહ ગુસ્તાસ્પની બાયડી રાણી હુતોશીનાં નામો આપણ જોઇએ છીએ. મેહેર યષ્ટ (ફ. ૩૦) પ્રમાણે વખાણાયલી ઘણીઆંણીના ધણી થવું એ એક જાતનો ભાગ્યશાળી બદલો છે, જે

તેઓ મેલવવા પામે છે કે જેઓ મેહેરને પુરતી રીતે યાદ કરેછે અને પોતાનાં કામકાજમાં સરચાઇ, પ્રમાણીકપણું અને ઇમાનદારી જાળવેછે.

વળી ફકત પરણેલી સ્ત્રીઓજ પોતાનાં ભલાં, નેક અને પરોપકારી કામથી મશહુરી મેલવતી હતી એમ નથી, પણ વગર પરણેલી કન્યાઓ પણ પોતાના વર્ગ અને ટોળામાટે એવાં કામો કરી મશહુરી મેલવતી હતી. ફરવરદીન યષ્ટ (ક. ૧૪૧, ૧૪૨)માં એવી ૧૧ કન્યાઓનાં નામો દેઇ તેઓની ફ્રવશીઓને યાદ કરી છે.

**અવસ્તાના જમાનાની સ્ત્રીઓનો ધંધો.**—અવસ્તા જમાનાની સ્ત્રીઓનો ઘર બાહેર કાંઇપણ ધંધો હોય એવું અવસ્તા ઉપરથી દીસ્તું નથી. તેઓનું કાંમ ફકત પોતાનાં ઘરબારનો કારોબાર કરવાનું અને તેઓના ધણીઓ પોતાને ધંધેથી આવે ત્યારે તેઓની સેવામાં હાજર રહેવાનું હતું. અશીશંઘ યષ્ટ ઉપરથી દીસેછે કે તેણીઓ એટલા માટે પોતાના ધણીઓની આતુરતાથી રાહ જોતી બેસતી હતી કે તેઓ કયારે આવશે કે હમો તેઓને ખુશી કરીયે.

ઘરમાં પોતાનો આખો દીવસ, ઘરબારનાં કામકાજ સીવાય બીજા કયા કામકાજમાં તેણીઓ ગુજારતી હતી તે ચોકસ દીસતુ નથી, પણ વંદીદાદ (૫ ક. ૬૦, અને ૭ ક. ૨૧) ઉપરથી દીસે છે કે કેટલીક સ્ત્રીઓ પોતાનાં ઘરબારનાં કામથી ફારેગ થઇ સુતર કાંતવાનાં અને વણવાનાં કાંમમાં રોકાતી હતી. હાલમાં પણ આપણુ ઘણાંક ગાંમોમાં જોઇએ છીએ કે ત્યાની પારસી સ્ત્રીઓ પોતાનાં ઘરબારનાં કામથી ફારેગ થઇ એ ધંધો કરેછે. કેટલીક બાઇઓ તો એ ધંધાથી પોતાનું અને પોતાના કુટુંબનું ગુજરાણ કરેછે, અને પોતાના ગરીબ ખાવીંદને મદદગાર થઇ પડેછે.

## અવસ્તાના જમાનાનાં ફરજંદ.

આપણે પછવાડે જોઇશું કે અવસ્તાના જમાનામાં લગ્નને ઘણુ વજન આપવામાં આવતું હતું. માણસ પરણીને શાંત અને સુલેહ

સંપજ ભરી જીંદગી ગુજારે અને તેમ કરવા માટે ઘરી થામ થઇ એક જગાએ મુકામ કરી રહે એ તે જમાનાની રૂધીને ઘણું અનુસરતું હતું. હવે એક પરણેલો માણસ પોતાના જમાનાની મંડળીને પોતાના ફેરવાયેલા ખવાસો અને ભલા ગુણોને લીધે ઉપયોગી થાઇ પડે. તેને ત્યાં થયલાં ફરજંદોનાં ભલાં અને સારાં માટે તેને માથે વધારે મજબુત ફરજ આવી પડે છે કે વધારે ભલી અને નેક જીંદગી ગુજારી પોતાનું તેમજ પોતાની બાયડી અને છોકરાંનું ભલું કરવું. એજ કારણને લીધે વંદીદાદ (૪ ફ. ૪૭) માં હોરમજદ કહેછે કે "ફરજંદ વગરનાં માણસ કરતાં ફરજંદ-વાલાને હું વધારે પસંદ કરૂછું." એ ઉપરથી દીસેછે કે એક ફરજંદના બાપ થવું ભાગ્ય શાલી ગણાતું હતું. ગણાતું એ કારણ ઉપરથી એક ફરજંદના બાપ થવું એ એક જાતનું માન ગણાવા લાગું હોય; એ એક જાતનો આબરૂ પત્ર ((certificate) ગણાવા લાગી હોય કે તે માણસ ભલી, નેક અને શાંત જીંદગી ગુજારનાર છે.

**પાછલા જમાનાનેમાટે હીરોદોટસની શાહેદત.**— અવસ્તાના જમાનાનો એ વીચાર—કે ઘણાં ફરજંદોના બાપ થવું એ એક ભાયગશાળી તરીકેની નીશાન છે–તે પછવાડેના જમાનામાં પણ ચાલુ રહયો, એમ આપણને હીરો દોટસ (બા. ૧૩૬) ઉપરથી માલમ પડેછે. એ તવારીખ નવેશ પોતાના જમાનાના ઇરાંનીઓ માટે કહેછે કે

Next to prowess in arms, it is regarded as the greatest proof of manly excellence to be the father of many sons. Every year the king sends rich gifts to the man who can show the largest number ; for they hold that number is strength"

એટલે "લડાઇમાં બાહદુરી બતાવવી તેનેથી ઉતરતી મરદાંનગીની બીજી એક શાહેદત એ છે કે ઘણા બેટાઓના બાપ થવું. દરવર્ષ, જે ધણીને ત્યાં ઘણા બેટાઓ હોય તેને ત્યાં પા-

દશાહ મોટી બેટો મોકલે છે. કારણ કે તેઓ ધારેછે કે મોટી સંખ્યામાં કોવત સમાયલું છે.”

ફરજંદના બાપ થવું એ, એ પ્રમાણે એક મોટું માન અને ભાગ્યશાળીપણાની નીશાની ગણાતી હતી. અને તે ખુદ હોરમજદને પસંદ ગણાતું હતું. એ લાગણી ઉપરથી એવું માનવામાં આવેછે કે અવસ્તાના જમાનામાં લોકોનો એવો એતેકાદ હતો કે જે માણસને ત્યાં ફરજંદ હોય તે માણસ આવતી જેહાંનમાં સુખ ભોગવેછે.

હવે અવસ્તાના જમાનાના ઉપલા એતેકાદને માટે અવસ્તામાં કેથે આપણને બીજું લખાણ મલતું નથી, સીવાય કે વંદીદાદ (૪ ફ. ૪૭)માં જણાવેલા હોરમજદના સખુનો જે આપણે ઉપર તપાસ્યા છે. પણ ફરજંદના ભલા ગુણોમાં એક ગુણ “આંજો બુઝીમ” એટલે તંગીમાંથી છોડવનાર કરી આવેછે (ફરવરદીન ય. ફ. ૧૩૪ અને આતશ નીઆએશ) તેનો અર્થ સ્પીગલ અને દાર્મેસ્ટેટે “(બાપને દોજખની) તંગીમાંથી છોડાવનાર” એમ કરેછે.

અવસ્તાના જમાનામાં લોકોને એવો એતેકાદ હતો તેને અવસ્તામાં, છોકરાને માટે વપડાતા ‘પુથ્ર’ શબ્દથી ટેકો આપવામાં આવેછે. કે જે શબ્દનો અર્થ ીઇ પૂ પવીત્ર કરવું એ ધાતુ ઉપરથી “પવીત્ર કરનાર” થાયછે. એમ કહેછે કે એક છોકરો બાપના મરણ પછી તેને કેટલીક રીતે ક્રિયાઓ અથવા દુવા ગુજારીથી પવીત્ર કરેછે માટે તેને પુથ્ર અથવા પુત્ર કહેવામાં આવેછે.

હવે જોકે સીધ્ધી રીતે આપણને સહમજ પડતું નથી કે એક માણસને ત્યાં છોકરો હોય તે માણસ તે છોકરાને લીધે પોતાની પેલી જેહાંનની ભવીષ્યની જીંદગી સુખી કેવી રીતે ગુજારે, તોપણ આડકત્રી રીતે એ વીચારની સહમજ પડેછે. એવો વીચાર પેહેલાં તો એક માણસને પરણેલી જીંદગી ગુજારવાને ફરમાવેછે. તેમ કીધાથી તેને સુલેહ સંપજથી એક શાંત અને

આબરૂદાર જીંદગી ગુજારવાની ફરજ પડેછે. વળી આપણે આગળ જોયું તેમ તે માણસને વધારે ઉદ્યોગી મેહેનતુ અને પ્રમાણીક થવાનો ઉલટ થાયછે કે તેમ કરી તે પોતાનાં ફરજંદ માટે કાંઈ અમુક દોલત મેલી જાય. પોતાની પાછળ એક કુટંબ છે, અને તે કુટંબની પોતા પાછળ હાલ હવાલ ન થાય તેટલા માટે તેઓની વ્યવસ્થાની સારી યોજના કરવી જોઇએ, એ વીગેરેના વીચારો તેને પોતાનાં કામમાં વધારે અને વધારે ઉલટ ભર્યો, ઉમંગી અને પ્રમાણીક કરેછે. એથી તે નેક અને ભલી જીંદગી ગુજારવાને સામર્થવાન થાય છે, જે નેકી અને ભલાઇનો બદલો તેને આવતી જીંદગીમાં મલતું સુખ છે. એ પ્રમાણે આડકતરી રીતે જોતાં એક ફરજંદની હસ્તી તેને ઉદયોગી અને પ્રમાણીક કરેછે.

વળી બીજું એકે પોતાના પાછળ એક છોકરો મેલી જવાથી પેલા મરનારને એક જાતનો સંતોષ રહેછે, કે તેનાં કુટુંબની વ્યવસ્થા કરવા માટે એક જણ છે, જે તેઓના હાલ હવાલ થવા ન દેશે. એ વીચારથી તેનું રૂહ ખુશી રહે.

**પાલક કરવાનો રેવાજ**—એ કારણને લીધે અને એવા વીચારથી આપણામાં રેવાજ પડેલોછે કે એક માણસ જો ૧૪ વર્ષની ઉમરની પછી ગુજરી જાય અને તેને પેટે કોઇ ફરજંદ ન હોય તો તેને એક પાલક કરી આપવો જોઇએ. હિંદુઓમાં પણ એ દત્ત પુત્ર કરી આપવાનો રેવાજ છે.

વળી અસલી રોમન શેહેનશાહતના કાયદાઓ, જે જસટીનીઅને રચેલાં ધારા પુસ્તકમાં જળવાઇ રહેલા છે તે કાયદાઓ ઉપરથી દીસેછે કે એ શેહેનશાહતમાં પણ દત્તપુત્ર કરી લે વાનો એવો રેવાજ હતો. આપણ અને અસલી રોમનોના રેવાજમાં એક મોટો ફરક એ છે કે આપણામાં એક શખ્સ પોતાથી નાના ગમે તે ઉમ્મરના ખશીને પાલક કરી લે પણ અસલ રોમનોનો કાયદો હતો કે જે ધણી બીજાને પોતાનો પાલક કરી લે તે ધણીની ઉમ્મર પાલક કરતાં

ઓછામાં ઓછી ૧૮ વરષ વધારે જોઇએ એટલે કે તેઓનો વીચાર એ હતો કે ૧૮ વરષની વૃદ્ધ ઉમ્મરે એક માણસને એક ફરજંદનો બાપ થવાનો સંભવ વધારે હોયછે, અને તે ઉમ્મરની હેથે સંભવ ઓછો રહેછે, જો કે લગ્નના ગાંઠમાં પોતાની ખુશીથી જોડાવાની વૃદ્ધ વયની હદ તો એ રોમન કાયદામાં પણ ૧૪ વરષની રાખી છે. આપણામાં તો ઘણું સાધારણ છે કે એક માણસ પોતાથી ફકત બે ચાર વરષ નાના એક બેશીને પણ દત્તપુત્ર કરી લેછે. એવા પાલકોને અસલી રોમનો કાયદા વીરૂદ્ધ ગણતા હતા, કારણ કે તેઓ કહેતા હતા કે એક બાપ દીકરા કરતાં ફકત બે ચાર વરષજ મોહટો હોય એ અશક્ય છે. તેથી જેટલી ઉમ્મરે એક માણસને ત્યાં ફરજંદ થવાનો સંભવ હોય તેટલાં વરષનો એક માણસ અને તેના પાલકની ઉમ્મર વચ્ચે ફરક હોવોજ જોઇએ.

**ફરજંદની માહાવજત**.—દરેક સ્ત્રીની ફરજ હતી કે પોતાનાં બાળકની પુરતી માહાવજત કરવી. માતાના પેટમાં બચ્ચું પડ્યું કે તુરત તેની સંભાળ માટે કાળજી અને સાહુચેતી રાખવામાં આવતી. એવી આશાવંત હાલતમાં આવેલી સ્ત્રી સાથે હમબોશતર થનાર ખાવીંદને પણ ગુનેહગાર ગણવામાં આવતો (વં. ૧૫ ફ. ૮.) કારણ કે તેમ કરવાથી તે બચ્ચાંને નુકશાન થવાનો સંભવ છે.

વંદીદાદ (૧૫ ફ. ૯ થી ૧૯)માં કહેછે કે કોઇ ભુંડી ઓરતે જનાકારી કરી હોય અને તેણીને હમેલ રહયા હોય તો એવાં બદફેલીનાં બચ્ચાને પણ તોડી પાડવું નહીં. એવું કર્મ કરનારી ઓરતને, તે બચ્ચાંને જનમ આપવા દેવો અને તે સ્ત્રી અને બચ્ચાંનાં પોષણનો જોખમ તે બુરૂં કામ કરનાર મરદને માથે નાખવો. હવે જ્યારે જનાકારીનાં બચ્ચાંની માહાવજત કરવાનું ફરમાન છે ત્યારે દીસેછે કે પોતાનાં હકદાર બચ્ચાંની તો ખાસ માહાવજત લેવામાં આવતી.

વળી એવું દીસેછે કે તે જમાનામાં માતાઓ પોતાના બચ્ચાંને પોતાનું દુધ પાવા માટે ઘણી કાળજી અને હોંશ રાખતી હતી. અર્દવીસુર અનાહીતની આરાધના અને ક્રિયા કરી તેઓ અરજ ગુજારતી હતી કે તેઓને પોતાનાં બચ્ચાંને માટે વખતસર દુધ આવે. પાછલાં પેહેલવી વીરાફનામામાં તો બચ્ચાંને પુરતું દુધ ન આપનારી સ્ત્રીને દોજખી ગણી છે. ત્યાં (બા. ૫૯) કહેછે કે જે ઘાતકી ઓરત પોતાનાં બચ્ચાંને ભુખું અને તવલતું રડવાદેછે તે ઓરત પોતે દોજખમાં રડતી રહેછે અને પોતાને હાથે પોતાના તનને ઇજા દે છે- વળી (બા. ૯૧ ને ૯૪) જે ઓરત પૈસાને ખાતર પોતાનાં બચ્ચાંને ધવરાવવાનું મેલીદઇને પારકાંના બચ્ચાંને ધવાડે છે તે ઓરત દોજખી થાય છે, અને દોજખમાં ઘણો આજાબ પાંમે છે. ત્યાં તેણી પોતાને હાથે પોતાનું મોહડું અને શરીર ચુંથી નાખે છે અને પોતાનાં તનને બીજા આજાબ દે છે.

**ફરજંદો કેવાં માગવામાં આવતાં હતાં.**—યજશને (હા. ૬૨ આતશની નીઆએશ) ઉપરથી માલમ પડે છે કે તે જમાનામાં માએબાપ પોતાને ત્યાં નીચલી ખાશીઅત ધરાવનારૂં ફરજંદ માગતાં હતાં, "ફરજંદ કે જે જાતી અક્કલનું, પોતાના દેશને સીંગાર આપનારૂં, અનજુમનમાં બેસનારૂં (વખણાયલું) ખુબસુરત, સારી આબરૂ વાલું, તંગીમાંથી છુટકારો આપનાર અને જોરમંદ હોય અને જે પોતાનાં ઘર (કુટુંબ), મોહલ્લા, ગામ અને શેહર અને શેહેરનાં રાજ્યનો વધારો કરનારૂં થાય." વળી ફરવરદીન યષ્ટ (ફ. ૧૩૪ )માં પણ એક ભલાં ફરજંદના ગુણો તરીકે નીચલા ગુણો જણાવે છે. "જાતી અક્કલનાં, ભલાં, દાહાપણ વાલાં, અનજુમનમાં બેસનાર, રોશન, સફેદ આંખવાલા, તંગીમાંથી છોડવનાર, પેહેલવાની (અથવા સારાં દાહાપણવાલાં)".

**કુટંબની નજદીકના સગપણની હદ.**—અવસ્તાના જમાનાનાં એક કુટંબના મરદ, સ્ત્રી અને બચ્ચાંને લગતી બાબદ

ની તપાસ તમામ કરી તે જમાનામાં એક માણસનાં નજદીક-નાં ખેશીઓ કોણ કોણ ગણાતાં હતાં તે આપણે જોઈ જઇએ.

| | | |
|---|---|---|
| ૧ | બાપ, માય<br>છોકરો, છોકરી<br>ભાઈ, બેહેન | વંદીદાદ (પ્ર. ૧૨) પ્રમાણે, એઓ પેહેલી પંકતીનાં સૌથી નજદીકનાં સગાં ગણાતાં હતાં. |
| ૨ | મોટાબાવા, મોટાંમાય<br>પૌત્ર, પૌત્રી | બીજી પંકતીનાં |
| ૩ | ભત્રીજો, ભત્રીજી અથવા<br>ભાણેજ, ભાણુજી | ત્રીજી પંકતીના |
| ૪ | કાકા, મામા અથવા<br>કાકી, મામી | ચોથી પંકતીનાં |
| ૫ | કાકા, મામાનો છોકરો અથવા છોકરી | પાંચમી પંકતીના |
| ૬ | કાકા, મામાના છોકરાનો છોકરો અથવા<br>કાકા, મામાની છોકરીની છોકરી | છઠ્ઠી પંકતીનાં |

## સગપણમાં મરણનો શોક.

વંદીદાદ (પ્ર. ૧૨) ઉપરથી દીસે છે કે અવસ્તા જમાનામાં નજદીકનાં ખેશીઓના મરણને માટે ચોકસ વખત સુધી તેનાં ખેશાવંદો શોકમાં રહેતાં જેમ સગપણની પંકતી વધારે તેમ શોકમાં રહેવાના દીવસ વધારે. વળી જો મરણ પામેલો ખેશી ભલો અને નેક હોય તો તે શોક પાળવાના દીવસ થોડા જણાવ્યા છે, પણ જો તેણે પાપી અને ગુનાહ ભરી જીંદગી ગુજારી હોય તો તે દીવસો વધારે છે. એ ફરકની મતલબ એ છે કે જો મરનાર ભલો અને નેક માણસ હોય તો તે પોતાની ભલાઇ અને નેકીને લીધે બેહસ્તમાં જાય છે માટે તેનાં ખેશીઓને એક જાતનો સં-

તોષ છે કે તે મરનાર જો કે તેઓથી જુદો પડયો છે તોપણ પેલી જેહાંનમાં પોતાની નેકી અને ભલાઇનો બદલો પામશે. પણ જો તેણે પાપી અને ખરાબ જીંદગી ગુજારી હોય તો તેઓને તેને માટે ઘણું લાગે છે કે તે બીચારાનું શું થશે ? તેને કોણ જાણે કેવી સીક્ષા ખમવી પડતી હશે ? એવા વીચારો તેઓને તેનાં રવાંન માટે વધારે ચીંતાતુર રાખે છે.

દાખલા તરીકે એવું ધારો કે એક બાપના બે દીકરા છે. એક ભલો, ખુશ સ્વભાવનો, મેહેનતુ અને ચંચળ; બીજો લુચ્ચો, પાજી સ્વભાવનો, તુંદ, આળસુ અને બોથડ. એ બેઉ છોકરાઓને તે બાહેર ગાંમ ધંધે મોકલે છે. તેઓને પોતાથી છુતા પાડયા પછી તે બાપ તે વાહલાં બચ્ચાંઓની જુદાઇથી દલગીર થાય છે. પણ વળી પેહેલા છોકરા કરતાં બીજા પેલા જાહેલ, આળસુ વીગેરે છોકરા માટે વધારે દલગીર અને ચીંતાતુર રહે છે, કે તેનું શું થશે ? પોતાની જાહેલીઅત, આળસાઇ, તુંદ સ્વભાવ વીગેરે દુરગુણોને લીધે તે મુશકેલીમાં આવી પડશે અથવા જોખમમાં આવી પડશે. પેલા ભલા છોકરા માટે તે વધારે વખત ચીંતાતુર રહેતો નથી, કારણ કે તે જાણે છે કે તે પોતાના સારા ગુણોને લીધે પારકા દેશમાં પણ પોતાનો રસ્તો સારે માર્ગે લેશે.

કેટલાકો કહે છે કે એ પરગરદમાં જણાવેલા દીવસો કાંઇ શોકના નથી પણ તે મરનાર માટે કરવા માટેની બંદગીના છે, કારણ અવસ્તામાં જે સવાલ છે તેનો અર્થ એમ થાય છે કે તે મરણ માટે “કેટલો વખત સુધી થોભે ?”. એમ પણ લેતાં ભલાં અને ભુડાંનાં મરણ માટેના દીવસોમાં જે ફરક રાખ્યો છે તેની સમજણ આપણે ઉપર કહયું તેવીજ રીતે મલે છે. નીચે જુદા

જુદા ખેશાવંદો માટે કેટલા દીવસ સુધી "ચોભવા" યા શોક રાખવા કહ્યું છે તેનો કોથો આપ્યો છે.

| ખેશાવંદો | જો મરનાર ભલાં હોય તો. | જો બુંડાં હોય તો. |
|---|---|---|
| ૧—જો બાપ અથવા માય મરી જાય તો છોકરે બાપ માટે ને છોકરી માય માટે. | ૩૦ દીવસ | ૬૦ દીવસ |
| ૨—જો છોકરો યા છોકરી મરી જાય તો બાપે છોકરા માટે ને માયે છોકરી માટે. | ૩૦ ,, | ૬૦ ,, |
| ૩—ભાઇ બેહેને એક મેકને માટે. | ૩૦ ,, | ૬૦ ,, |
| ૪—જો મોતા બાવા યા મોતાં માય મરી જાય તો પૌત્રએ મોતાબાવાને માટે અને પૌત્રીએ મોતાંમાયને માટે. | ૨૫ ,, | ૫૦ ,, |
| ૫—જો પૌત્ર અથવા પૌત્રી મરી જાય તો પૌત્ર માટે મોતાબાવાએ અને પૌત્રી માટે મોતાં માયે. | ૨૫ ,, | ૫૦ ,, |
| ૬—કાકો, મામો અથવા કાકી, મામી મરી જાય તો. | ૧૫ ,, | ૩૦ ,, |
| ૭—જો ભત્રીજો, ભત્રીજી (અથવા ભાણુજો, ભાણુજી) મરી જાય તો. | ૨૦ ,, | ૪૦ ,, |
| ૮—કાકા, મામાનો છોકરો અથવા છોકરી મરી જાયતો. | ૧૦ ,, | ૨૦ ,, |
| કાકા, મામાના છોકરાનો છોકરો અથવા છોકરીની છોકરી મરી જાય તો. | ૫ ,, | ૧૦ ,, |

સૌથી વધારે સંખ્યા, ૭ મહીના ને વર્ષ દહાડો, ઘેર ધણી અને ઘેર ધણીઆંની માટે જણાવી છે. એ એક કુટંબના વડાને માટે અને તેની ધણીઆંનીને માટે છે. તેઓ આખાં કુટંબનાં પાલનહાર હોવાને લીધે તેઓ માટે વધુ સંખ્યા જણાવી છે.

# બાબ ત્રીજો.

## અવસ્તા જમાનાના લોકોના ઘરસંસારી રેવાજો, રસમો અને રીતભાંતો.

### લગન સંબંધી રેવાજો અને રીતભાંતો.

**લગનની અગત્યતા.**—અવસ્તાના જમાનામાં પરણેલી જીંદગી ઘણી સુખી, ભાગ્યશાળી અને આબરૂદાર ગણાતી હતી. ઘરબારવાલા થવું, કુટંબકબીલાવાલા થવું, બચ્ચાં છોકરાંવાલા થવું, એ ઘણું માન ભર્યું અને ભાગ્યશાળી ગણાંતું હતું. વખણાએલી સ્ત્રીના ખાવંદ થવું અને અક્કલવાલાં અને નામાંકીત ફરજંદોના પીતા થવું એ અહુરમજદની પસંદગી મેળવવા બરાબર ગણાતું. વંદીદાદની ૪ થી પરગરદ (ફ. ૪૭)માં અહુરમજદ જરયોસ્તને કહે છે કે "મગવની (વગર પરણેલી) જીંદગીવાલા કરતાં બઇરીવાલાને હું વધારે પસંદ કરૂં છું; વગર કુટંબ કબીલા વાલા કરતાં કુટંબ કબીલાવાલાને હું વધારે પસંદ કરૂં છું; વગર ફરજંદવાલા કરતાં ફરજંદવાલાને હું વધારે પસંદ કરૂં છું." વંદીદાદની ૩ જી પરગરદ (ફ. ૨)માં કહે છે કે જે જગા ઉપર એક અશો માણસ પોતાની બાયડી સાથે, પોતાનાં બચ્ચાં છોકરાંનાં કુટંબ કબીલા સાથે રહે છે તે જગ્યા ઘણી ખુશાલ છે.

**એ અગત્યતાનાં કારણો.**—એ પ્રમાણે અવસ્તામાં લગનના પવીત્ર ગાંઠને ઘણું વજન આપ્યું છે તેવું કારણ તે વખ-

તનાં લોકોની સંસારી હાલત છે. એ હાલતનું એક ટુંક ચીત્ર દોરવાનું અંહી દરૂસ્ત દીસે છે.

**અવસ્તાના જમાનાની સંસારી હાલતનું એક ટુંક ચીત્ર.**—અવસ્તાના જમાનાની આગમચ માણુસ જાત પોતાની શરૂઆતની જંગલી હાલત, જેમાં તે જંગલે જંગલ ભટકી, જાનવરોનો શેકાર કરી, તે પર, અને ફલપાંનોપર પોતાનું ગુજરાન કરતો હતો, તે હાલત પસાર કરી ગયો હતો. તેણે ભરવાડી હાલત અખત્યાર કરી હતી. તે હાલતમાં લાંબો વખત રેહી હવે ખેડુતી પેશો પકડવાનો જમાનો ચાલુ થયો હતો. ભરવાડી જમાનામાં માણસો પોતાનાં ગોવાળાં સાથે, પોતાના ગાય ઢોરો સાથે ચારાની સોધમાં એક જગાએથી બીજી જગાએ ભટકતાં ફરતાં હતાં. તેઓ એક જગાએ થરીથાંમ થઇને રહેતાં ન હતાં. આજે અહીં તો કાલે તંહીં એમ તેઓ રખડતાં હતાં કે જેવી હાલત કહે છે કે હાલમાં પણ ઘણા આરબ ટોલાઓમાં જોવામાં આવે છે. હવે એ હાલત મેલી દેઇ ખેડુતી પેશો પકડવાની હાલત અવસ્તા જમાનાની ઘણી આગમચની, નજદીક છેક શાહજમસેદના જમાનાથી, શરૂ થઈ ચુકી હતી. કેટલાકો, જેઓ એ પ્રમાણે ખેડુતી પેશો પકડી એક જગાએ થરીથાંમ રહેવા લાગા તેઓને એ કારણને લીધે જુના ભરવાડી પેશાવાલાઓ સાથે કજીઓ થવા લાગો. ધંધા રોજગારની બાબદને લીધે તેઓ વીચાર આચારમાં, રેવાજ રીતભાંતમાં અને બીજી ઘણીક બાબદોમાં એકમેકથી છુતા પડયા. એ કારણને લીધે તેઓ વચે મીનાકેશો ચાલ્યા કીધો. ભરવાડી, રખડતી, અરધી—જંગલી જીંદગી ગુજારનાર જુના તાયફાઓ, ખેડુતી, એક જગાએ રહેનારી જીંદગી ગુજારનારા તાયફાઓ ઉપર હોમલો કરવા લાગા અને તેઓને હેરાંન કરવા લાગા. પોતાના ખેડુતી પેશાને લીધે એક જગાએ થરીથાંમ થઇ રહેનારા નવા તાયફાવાલાઓનાં મકાંનો

ઉપર હોમલો કરી તેઓનાં ગાય ગોસ્પંદો, તેઓની માલ મોલ-કત, અને તેઓનાં રાચરચીલાં ચોરી લેઈ જવા લાગા.

હવે અવસ્તાનો જમાનો તે માણસ જાતની તવારીખનો એ જમાનો હતો. અવસ્તામાં જાહેર કરેલાં ફરમાનો એ જમા-નાનાં ફરમાંનો હતાં અને તેને તદન અનુસરતાં હતાં. એ બા-બદની અહી ટુંક તપાસ લેવાની અગત એટલા માટે છે કે એ બાબદ ધેઆંનમાં રાખ્યાથી અવસ્તાના જમાનામાં પરણેલીં જીં-દગીને અગત્યતા આપવાનાં કારણની સમજ આપણને તુરત અને ખોલ્લી પડે છે. ભટકતી, અરધી—જંગલી, ભરવાડી જીંદ-ગી ગુજારનારાઓથી છુતા પડવા માટે અને થરીથાંમ થઇ એક જગાએ રેહી ખેડુતી પેશો પકડવા માટે લગ્ન એક બરહક અને વાજબી પગલું હતું. તેનાં ઘણાક કારણો છે.

પેહેલું એ કે લગ્નના પવીત્ર ગાંઠમાં જોડાયાથી માણસ મોહબત, માયા, મમતા, મીત્રાચારી મેહેર વીગેરેની ભલી લાગ-ણીઓની સાંકળમાં વધારે વીતલાય છે અને તેથી તે ભટકતી જીંદગી ઓછી અખત્યાર કરે છે. પોતાની બાયડી અને છોકરાં તરફની પ્રીતી અને પ્યાર તેને એક જગાએ થરીથાંમ રેહીને પોતાનો સુલેહ ભર્યો ધંધો પ્રમાણીકપણે અને આબરૂદાર રીતે ચલાવવાની એક રીતે ફરજ પાડે છે.

વળી બીજું એ કે માણસો ભરવાડી જીંદગી મેલી દેઇ એક જગ્યાએ જે નાનાં સ્વસ્થાંનો સ્થાપી ખેડુતી ધંધો અખત્યાર કરી બેથેલાં તે સ્વસ્થાંનો ઉપર ભરવાડી, રખડતી જીંદગીવાલાઓ વારે ઘડીએ હોમલો કરતા. તેઓ સાંમે પોતાનાં સ્વસ્થાંનનો બ-ચાવ કરવાને પરણેલી જીંદગીવાલાઓ વધારે ઊપયોગી થાઇ પડે. પોતાનાં વાહલાં બચ્ચાંઓના બચાવ માટે તેઓ હીમ્મતથી અને ઝુમ ઉપર આવી દુશમનોની સાંમે થાઇ શકે, અને પોતાનાં ના-નાં સ્વસ્થાનનો બચાવ કરી શકે. ફુલર (J. Fulier) નામનો એક લખનાર એ બાબદ ઉપર કુમારી અને પરણેલી જીંદગીવા-

લાઓ વચ્ચે મુકાબલો કરી કહે છે તેમ "Though bachelors be the strongest stakes, married men are the best binders in the hedge of the commonwealth."

"એક મજાસ્તાક રાજના બચાવ માટે જો જાંણે એક વાડ ભરી લીધી હોય તો તે શેહરના કુંવારાઓ તે વાડના જાંણે મજબુત ખુંતા તરીકે છે, પણ તે શેહેરનાં પરણેલા માણસો તે વાડનાં મજબુત બંદ તરીકે છે."

વળી ત્રીજું એ કે ભરવાડી જીંદગી એ એક જાતની નજદીક આળશુ જીંદગી છે. પણ ખેડુતી જીંદગી એક ઉદ્યોગી જીંદગી છે. તેમાં માણસે પોતે મેહેનત કરવી પડે છે. અને પોતાનું આંગ રગડવું પડે છે. પાછલી જીંદગીમાં મેહનત, ઉદ્યોગ, ખંત, ઉલત વીગેરે ગુણોની જરૂર છે. એ ગુણો પ્રાપ્ત કરવાને એક પરણેલી જીંદગી ઉસકેરે છે. પોતાનાં બાયડી છોકરાંનાં પોષણમાટે પોતાની જમીનને ઉલતથી ખેડવાની એક માણસને ફરજ પડેછે પરણેલી જીંદગીની એવી ભલી અસર વિષે તાઇરોન પાવર (Tyronne Power) નામનો લખનાર લખેછે કે.

"To tell the truth however, family and poverty have done more to support me than I have to support them. They have compelled me to make exertions that I hardly thought myself capable of; and often when on the eve of despairing, they have forced me like a coward in a corner, to fight like a hero, not for myself but for my wife and little ones."

એટલે "કુટંબ અને ગરીબાઇને ટેકો આપવામાટે મારે જેટલું કરવું જોઇએ તેનાં કરતાં ખુદ કુટંબ અને ગરીબાઇએ મને પોતાને ટેકો આપવામાટે વધારે કર્યું છે. કેટલાંક કામો, જે કરવાને હું શકિશવાન થઇશ એવો મને ખેઆલ પણ ન હતો તેવાં કામો કરવાને એઓએ મને ઉલટ આપી ફરજ પાડી છે. અને જયારે

હું એવાં કામોમાં ફતેહ મેલવવાની આશા છોડી દેવાની તૈયારીમાં હતો ત્યારે તેઓએ મને એક પેહલવાંનની માફક મેહનત કરવાને અને મુશકેલીઓ સાંમે લડવાને ઉશકેર્યો છે, અને તે મારા પોતા માટે નહીં પણ મારી મોહરદાર માટે મારાં વાહલાં બચ્ચાં માટે."

એ તપાસ ઉપરથી ત્યારે માલમ પડેછે કે અવસ્તામાં પરણેલી જીંદગી પસંદ કરી છે તેનું મુખ્ય કારણ તે વખતનાં લોકોની ફેરવાતી સંસારી હાલત છે

ઉપલા કારણોને લીધે આપણે આગળ કહ્યું તેમ વંદીદાદમાં અલંકારીક રીતે જણાવેછે કે પરણેલા શખસની જગાવટીક ખુશી થાયછે. હાલમાં એક લખનારના વીચારો અવસ્તાના એવા વીચારોને કેવા મલતા છે તે જાણવું રમુજી છે. તે કહેછે કે.

"What a delicious breath marriage sends forth:—
The violet's bed not sweeter! Honest wedlock
Is like a banqueting-house built in a garden,
On which the spring flowers take delight
To cast their modest odours."

"કેવો સ્વાદિષ્ટ પમરાત લગ્ન આસપાસ પાંથરેછે! એક સુગંધી ફુલનો કેઆરો પણ એનાં કરતાં ખુશબોદાર ન હોય. પ્રમાણીક લગ્ન બાગમાં બાંધેલું જાંણે એક જીઆફત-ખાંનું છે કે જયાં વસંતરૂતુનાં સુગંધી ફુલો પોતાનો નાજુક પમરાત પાથરવામાં મજાહ લેછે."

એજ લખનારના નીચલા વીચારો પરણેલી જીંદગીની સુભ અસર, અસરકારક રીતે દરસાવેછે.

"The treasures of the deep are not so precious
As are the conceal'd comforts of a man
Lock'd up in woman's love;—I scent the air
Of blessings, when I come but near the house."

"એક આરતના પ્યારમાં વીતલાયલાં માણસને, નહી જાહેર પડે એવી રીતે માલ થતાં સુખો જેટલાં કીમતી છે તેટલો મહાસાગરોની પતાલમાં સમાયલો ખજાનો કીમતી નથી. એવાં માણસનાં ઘેર આગળ હજુરતો હું આવી પોંહચું છું તેટલામાં ઇશ્વરની સઘલી જાતની કૃપાથી ભરેલી હવાનો જાંણે હું શ્વાસ લેતો હોઉ તેમ મને લાગેછે."

**લગ્નની અગત્યતા માટે અવસ્તામાં જણાવેલું કારણ.**—અવસ્તાના જમાનાની સંસારી હાલતનો ઉપર પ્રમાણે વીચાર કરતાં દીસેછે કે લગ્નને અગત્યતા આપવાનું તે હાલત એક કારણ હતું. એટલુંજ નહી, પણ અવસ્તા (વં. ૪ ફ. ૪૮) માં અહુરમજદ પરણેલી જીંદગી ગુજારવામાટે એક કારણ જણાવેછે જે દરેક જમાનામાટે ખરૂં છે. પરણેલી જીંદગી ગુજારવાના ટેકામાં જેમ તે અવસ્તાના જમાનામાટે એક વાજબી કારણ હતુ તેમ આજના જમાનામાટે પણ છે. અહુરમજદ પરણેલી જીંદગીની પસંદગીનાં કારણો જણાવેછે કે "પરણેલી જીંદગી ગુજારનાર, કુટંબ કબીલા વાલો અને ફરજંદો વાલો એવાં સુખનાં સાંધનો નહી ધરાવનારનાં કરતાં, વધારે ભલી મનશાની વાલો અને વધારે દોલત ધરાવનારો થાયછે. તે પોતાના દુશમનો સાંમે વધારે બલતવારીથી થાયછે. ટુકમાં તે તન મનની બદીઓ સામે વધારે હીમ્મતથી લડેછે."

**પરણાવવું એ પુન્યનું કામ.**—એ કારણોને લીધે અવસ્તાના જમાનામાં કોઇને પરણાવી આપવું એ પુન્યનું કાંમ ગણાવા લાગ્યું. વંદીદાદ (૪ ફ. ૪૪)માં એક જરથોસ્તી માટે ત્રણ જાતનાં કામો ઘણાં નેક ગણેલાં છે. એક તો એકે જો કોઇ હમદીન શખસ પૈસાની તંગીમાં હોય તો તેને પૈસાની મદદ કરવી; બીજું એકે જો કોઇ શખસ પરણવાની ખાહેશ રાખતો હોય તો તેને પરણાવી આપવો; ત્રીજું એકે જો કોઇ શખસ કેળવણી લેવા માગતો હોય તો તેને એ બાબદમાં મદદ કરવી. એ ફરમાનને

લીધે આપણા જરથોસ્તીઓમાં એ ત્રણે કામો—ગરીબોને દાન આપવું, પરણાવી આપવું અને કેલવણી આપવી—પુન્યનાં ગણાયછે અને આપણા ઘણાક સખી શેઠોની સખાવતે આ વલાણ લીધી છે. એ ફકરામાં જણાવ્યા મુજબ એક લાયક ગરીબ માણસને પરણાવી આપવું એ, તે જમાનામાં એક નેક કામ ગણાતું હતું. કોઈને પરણાવી આપવું, મુખ્ય કરીને એક ગરીબની છોકરીને પરણાવી આપવી, એ હાલમાં પણ આપણામાં એક પુન્યનું કામ ગણાયછે.

લગ્નનો પવીત્રગાંઠ બંધાવી આપવો એ પુણ્યનું કામ છે એવું વળી વંદીદાદની ૧૪ મી પરગરદ (ફ. ૧૫)માં પણ જણાવેછે. એક શખસે ઉદ્ર નામનાં એક ઉપયોગી જાનવરને માર્યું હોય તો તે ગુનાહની તોજેશમાં તેણે શું શું કરવું તેની વીગત ત્યાં જણાવી છે. ત્યાં એક તોજેશ તરીકે કેહેછે કે તે જાનવરને મારનાર શખસે પોતાના ગુનાહની તોજેશ તરીકે પોતાની બેહેન અથવા છોકરીને એક ભલા અશો મરદ સાથે પરણાવી આપવી. એ ઉપરથી દીસેછે કે પરણાવી આપવું એ ગુનાહની તોજેશ તરીકે એક પુન્યનું કામ ગણાતું હતું.

## પરણવાની ઉમ્મરની હદ.

**પરણવાની મરદની ઉમર.**—એવું દીસેછે કે અવસ્તાના જમાનામાં ઓછામાં ઓછી ૧૫ વર્ષની ઉમ્મર એ લગ્નની હદ હોય. કારણ કે એ ઉમ્મરે એક નરને મરદાનગીમાં આવતો જણાવ્યો છે. તીર યષ્ટ (ફ. ૧૩, ૧૪ અને બેરાંમ યષ્ટ ફ. ૧૭)માં કહેછે કે તેશતર અને બેરાંમ ૧૫ વરષની ઉમ્મરના ખુબસુરત, સફેદ આંખવાળા, બુલંદ, હીમ્મતથી કામ કરનાર, મજબુત અને મરદાનગીવાલા એક મરદનાં રૂપમાં દેખાયછે. અને પછી કહેછે કે એ ઉમ્મરે માણસ પેહેલ વેહેલો કામ કરતો થાયછે, પેહલ વેહેલો હીમ્મતવાંન થાયછે અને પેહેલ વેહેલો મરદાંનગી મેલવેછે.

વળી યજશનેના હાવનીમ નામના (૯ મા) હામાં યમ (જમશેદ)નાં રાજ્યની સ્તુતીમાં જ્યાં કહેછે કે એનો જમાનો એટલો તો તંદરેસ્ત અને સુખી હતો કે એક ઉમ્મરે પોંહચેલો માણસ પણ જવાન દીસતો હતો, ત્યાં કહેછે કે એના વખતમાં બાપ અને દીકરા જાણે દેખાવમાં ૧૫ વરષના હોય એવા નવ જવાંન દીસતા હતા. એ ઉપરથી પણ દીસેછે કે તે જમાનામાં ઓછામાં ઓછી ૧૫ વરષની ઉમ્મર મરદાનગીની ઉમ્મર જણાતી હતી.

વળી હાલમાં આપણામાં એક ચાલુ રેવાજ પણ છે કે ૧૫ વરષની ઉમ્મરનો એક માણસ હક થાય તો તેને પાલક કરી આપવો. એ રેવાજ છેક અસલી વખતથી ઉતરી આવેલો હોવો જોઈએ કે જે વખતે ઓછામાં ઓછી ૧૫ વરષની ઉમ્મરે એક માણસ પરણવાની અરદાનગી ભરેલી ઉમ્મરે પુગેલો ગણાતો હતો અને તેટલા માટે તેને ત્યાં ફરજંદ અવતરવાનો સંભવ ગણાતો હતો. અસલી રોમન શાહુનશાહતના કાયદાઓમાં પણ લગ્નની ઓછામાં ઓછી વય મરદ માટે ૧૪ વરષ પછીની એટલે ૧૫ વરષની રાખવામાં આવતી હતી, જે વયની આગમચનાં બાળ લગ્નને કાયદા વીરૂધ ગણવામાં આવતાં હતાં.

**ઓરતની લગનની ઉમર.**—સ્ત્રીઓની પરણવાની ઓછામાં ઓછી ઉમ્મરની હદ વિષે ફકત એક ઠેકાણે એશારો મલેછે અને તે વંદીદાદની ૧૪મી પરગરદ (ફ. ૧૫)માં છે, જ્યાં ઉદ્ર નામના એક સગે-આબી એટલે દરયાઇ કુતરાને મારવાની કેટલીક તોજેશો ફરમાવી છે. એટલે કે કેટલાંક ભલાં કામો જણાવ્યાં છે, કે જે ભલાં કામો કર્યાથી ઉદ્ર નામનાં એક અતી ઉપયોગી પ્રાણીને મારવાથી જે ગુનાહ લાગો હોય તે ગુનાહ ધોવાઇ જાય યાને માફ થાય. એ કામમાં એક કામ એ જણાવ્યું છે કે તે ઉપયોગી જાનવરને મારનાર ગુનેહગાર સખશે ૧૫ વરષની ઉમ્મરની પછીની પોતાની એક છોકરી યા બેહનને

એક અશો મર્દ સાથે પરણાવી આપી પુન્ય હાંસલ કરવું. અહી ૧૫ વરષની સ્ત્રી કહી છે તે ઉપરથી સ્ત્રીની પરણવાની ઉમ્મરની ઓછામાં ઓછી હદ એ ધારવામાં આવેછે. એ ઉપરથી પ્રોફેસર હારલે કહેછે કે અવસ્તા પ્રમાણે "લગ્નની ઉમ્મર ૧૬ વરષની મુકરર કરવામાં આવી છે."

એ દાખલાઓ ઉપરથી લગ્નની ઓછામાં ઓછી હદ નક્કી થાયછે. એ ઉપરથી અનુમાન નીકળેછે કે, અવસ્તાના જમાનામાં લગ્ન કરવામાં આવતાં તે ઓછામાં ઓછાં ૧૫ વરષની પછી કરવામાં આવતાં. એ ઉમ્મરે પોંહચ્યા આગમચ કરવામાં ન આવતાં. એ ઉમ્મરે લગ્ન ખચીત કરવામાં આવતાંજ હતાં એવું લખાણ કેઠે નથી. ઓછામાં ઓછી એ ઉમ્મર પછી કરવાનો રેવાજ હતો.

કેટલાક લખનારાઓનો એવો વીચાર છે કે છોકરીની પરણવાની ઓછામાં ઓછી ઉમ્મર ૧૫ વરષની અંદર હોવી જોઇએ. તેઓ કહેછે કે જ્યારે છોકરાની ઉમ્મરની હદ ૧૫ વરષની રાખી હોય ત્યારે છોકરીની પણ એટલીજ હોય એમ બને નહી. એવા વીચારથી વંદીદાદની ૧૪ મી પગરદના જે ફકરાનો આપણે આ ધાર લીધો છે તેનો અર્થ તેઓ એમ કરે છે કે સગે આબીં નામનાં ઉપયોગી પ્રાણીને મારવાનાં ગુનાહની તોજેશ તરીકે જો એક કન્યા જે ૧૫ વરષ સુધી કુમારી પરણ્યા વગરની રહી ગઇ હોય તો તેણીને પરણાવી આપવું એ પુણ્યનું કામ છે. એ વીચાર ધરાવનારાઓ અસલી રોમન શાહનશાહતના કાયદાઓને પોતાના ટેકામાં લેઇ શકે. એ કાયદાઓ પ્રમાણે છોકરીની લગ્ન માટે ભર જુવાનીની ઉમ્મરની ઓછામા ઓછી હદ ૧૨ વરષની હતી.

**લગ્નની રીત.**—અવસ્તાના જમાનામાં પરણતાં જોડાએ અથવા તેઓનાં માતપીતાએ એકમેકને ભેટ આપવાનો રેવાજ હતો કે નહી તે અવસ્તા ઉપરથી ચોકસ જણાતું નથી.

ઓરત તરફથી યા તેણીનાં માત પીતા તરફથી ખાવીંદને કાંઇ ભેટ યા રીત તરીકે આપવા વિષે આપણ કાંઈ જાંણતા નથી. પણ વંદીદાદ (૧૪ ફ. ૧૫) ઉપરથી એ દીસેછે કે છોકરીનો બાપ, ભાઈ યા વાળી તે છોકરીને પરણાવતી વખતે કાંઇ ચોકસ જણસ કરી આપતા હતા. ઉપલી પરગરદમાં જે જણસનું નામ દે છે તે કાનનું એરીંગ (ગઓશાવરે—lit. કાંનમાં લેઇ જવાની ચીજ)છે. એ ઉપરથી દીસે છે કે છોકરીને તેણીને મહીરેથી જણસ ભેટ આપવાનો રેવાજ હતો. ખુદ છોકરાને કાંઈ ચીજ ભેટ આપવા માટેનો કાંઇ પણ ઇશારો મળતો નથી.

એટલુંજ નહી પણ પાજંદ પએવંદનામે પ્રમાણેતો સાંમું છોકરા તરફથી છોકરીને ભેટ અથવા રીત આપવાનો પાછલા જમાનાનો રેવાજ માલમ પડેછે, કારણ કે તેમાં લગનનું જોડું બાંધનાર ધર્મગુરૂ પરણનાર બાઇને લગનની સગાઇનેસારૂં બે હજાર રૂપાના દીરમ અને બે સોનાના દીનાર આપવાને માટે સવાલ કરે છે. એ ઉપરથી દીસેછે કે છોકરા તરફથી છોકરીને ભેટ આપવાનો છેક પાછલા જમાના સુધી રવૈયો હતો અને છોકરીના વાલીઓ જે ભેટઆપતાં હતાં તે પણ છોકરીનેજ આપતાં અને તે જણસની ભેટ હતી.

હવે પાછલા જમાનામાં છોકરા તરફથી કેટલી રકમની છોકરીને ભેટ આપવામાં આવતી તે પણ ઉપલી બાબદ ઉપરથીજ માલમ પડેછે. એવું દીસેછે કે છોકરા તરફથી અપાતી વધતી ઓછી ભેટનો વાંધો ન ઉઠે તેટલા માટે તે જમાનાના પેશવાઓ અને આગેવાનો એ ૨૦૦૦ દીરમ અને ૨ સોનેરી દીનારની રકમ મુકરર કરી હોય કે એટલી હદનીજ ભેટ આપવી.

**લગનની ક્રિયા.**—હવે અવસ્તાના જમાનામાં લગન થતી વખતે શું ક્રિયા કરવામાં આવતી હતી તે અવસ્તા ઉપરથી માલમ પડતું નથી. પ્રોફેસર હારલે પોતાના દીબાચામાં કહે છે કે હાલના પારસીઓની લગનની ક્રિયાઓનો સંબંધ ઘણા જુના વખત સાથે

હોય એ સંભવીક છે. પએવંદ નામે, કે જે હાલમાં દરેક પરણતાં જોડાં ઉપર આશીરવાદ તરીકે ભણવામાં આવે છે, તે પ્રમાણે હાલમા આપણામાં થતી લગ્નનીં ક્રિયાનોમુખ્ય ભાગ, ઘણા અસલી તરીકા પ્રમાણે ("દાદ ઓ આઈને દીને મજદયશની" એટલે માજદયસની દીનના કાનુન અને તરીકા પ્રમાણે) છે.

પ્રોફેસર હારલે કહે છે કે છેલો વહિસ્તો યષ્ટ ગાથાનો હા એક જાતનું લગ્નનું ગીત (nuptial song) છે. પણ એ વીદ્વાનનું કહેવું ચોકસ દીસ્તું નથી. એ હા બરાબર સમજવો મુશકેલછે તે ઉપરથી એ બાબદ ચોકશ થઇ શકાતી નથી, જો કે એટલુ તો ચોકસ છે કે આપણા પેગમબરની છોકરી પોઉરૂચીસ્તીનાં લગ્નના એમાં ઇશારા છે.

પએવંદ નામે ઉપરથી લગ્નની ક્રિયા વિષે એવું દીસે છે કે શાદીને વખતે એક નાનુ સરખું અનજુમન એટલે થોડાક માણસોની મીજલસ બોલાવવામાં આવતી હતી અને તેઓ સનમુખ લગ્નના કોલ કરાર થતા હતા.

પરણતાં જોડાંના માબાપની પણ લગ્ન વખતે પસંદગી મેલવવામાં આવતી હતી, અને ખુદ પરણતાં જોડાંની પસંદગી અવશ્યની ધારવામાં આવતી હતી એવું રામ યષ્ટ (ફ. ૪૦) અને આવાં યષ્ટ (ફ. ૮૭) ઉપરથી માલમ પડે છે કારણ કે ત્યાં કન્યાયો પોતે પોતાને માટે ખાવંદની દુવા માગે છે અને તે ખાવીંદ કેવો જોઇએ તે જણાવે છે.

**અવસતાના જમાનામાં એક બાયડીનો રેવાજ.-** હવે અવસ્તાના જમાનામાં કેટલી બાયડી પરણવાનો રેવાજ હતો તે બાબદ ઉપર તપાસ કરતાં માલમ પડેછે કે એકથી વધુ બાયડી કરવાનો ઇશારો અવસ્તામાંથી કેહે આપણને મલતો નથી. જો કે શાએર ફીરદોશી પોતાનાં શાહનામામાં જરથોસ્તની આગમચના કેઆની પાદશાહોના વખતના કેટલાક પેહલવાનોને એકથી વધુ બાયડી પરણતા જણાવે છે, અને જો કે હીરોદોતસ અને બીજા

યુનાની તવારીખ નવેશે કહે છે કે, જરથોસ્તની પછીના ઇરાની પાદશાહો પોતાના જનાનખાનામાં એકથી વધુ બાયડીઓ રાખતા હતા, તોપણ અવસ્તા ઉપરથી એવા ઇશારાઓની ગેરહાજરીથી દીસે છે કે તે જમાનામાં એકજ બીય બીયાને, પ્રેમ પ્યાર અને પ્રીતીથી પરણવાનો રેવાજ હતો. પએગમબર જરથોસ્ત આવાં અને ગોસ યષ્ટો પ્રમાણે અર્દવીસુર અને દ્રવાસ્પની બંદગી કરે છે તેમાં અર્જ ગુજારે છે કે શાહ ગુસ્તાસપની રાણી હુતોસીને હુ મારી દીન સહમજાવવામાં ફતેહ પામું કે તેણી પછી મારી દીનનો ફેલાવો કરવામાં મદદ કરે. હવે જો શાહ ગુસ્તાસ્પની એકથી વધુ બાયડી હતેતો જરથોસ્ત તે સઘલીઓનાં નામ દેઇ તે સઘળીઓને દીન સીખવવા માટે અર્જ ગુજારતે. હવે જો પાદશાહ જેવા સતાવાલા માણસની એકજ બાયડી હોય તો સંભવીક છે કે પ્રજામાં પણ એક બાયડીનો રેવાજ હોય.

વળી અવસ્તાના જમાનામાં એકજ બાયડી પરણવાનો રેવાજ હતો તેની સાબેતી આડકતરી પણ ખાતરી પુર્વક રીતે હીરોદોટસ ઉપરથી મળે છે. એ તવારીખનવેશે પોતાના જમાનાના ઇરાંનીઓની રીત ભાત વર્ણવે છે. તે કહે છે કે ઇરાની પ્રજા જેવી કોઇ પણ પ્રજા નથી કે જે પારકી પ્રજાઓની રાહ રસમોને પોતામાં ઘણી ઝહડપથી દાખેલ કરતી હોય. હીરોદોટસનું કેહવું જેમ તેના જમાનાના ઇરાંનીઓને લાગુ પડતું હતું તેમજ તે ઇરાની વડવાઓના હાલના જમાનાની ઓલાદના પારસીઓને પુરતી રીતે લાગુ પડે છે. એ તેઓના હીંદુઓની રાહરસમો દાખેલ કરવાના અને હાલમાં ઇગ્રજોની રીત ભાતો દાખલ કરવાના દાખલા ઉપરથી માલમ પડે છે. હવે હીરોદોટસ એમ કેહી આગલ ચાલતાં કહે છે કે તેઓ મોજ શોખના શોકીન છે તેથી પારકાઓની મોજ સોખની રીત પોતામાં જલદીથી દાખેલ કરે છે. તે કહે છે કે તેઓ યુનાનીઓ ઉપરથી મનુષ્ય ધર્મથી વિરૂદ્ધ હવસો શીખ્યાછે. બીજા હવસના દાખલામાં તે જણાવે છે કે

તેઓની કેટલીક બાયડીઓ હોય છે અને ઘણીક રાખેલી ઓરતો હોયછે. હીરોદોટસનું લખાણ નીચે પ્રમાણે છે :—

"As soon as they hear of any luxury, they instantly make it their own; and hence among other novelties, they have learnt unnatural lust from the Greeks. Each of them has several wifes and a still laye number of concubines."

એ દાખલા ઉપરથી ત્યારે તો સીદ્ધ થાય છે કે હીરોદોટસના જમાનામાં ઇરાંનીઓમાં એકથી વધુ બાયડી કરવાનો જો રેવાજ દાખેલ થયો હોય તો તે યુનાનીઓથી છે. એ રેવાજ કાંઇ તેઓમાં અસલી વડવાઓથી ઉતરી આવ્યો ન હતો. એ ઉપરથી ત્યારે તો ખોલ્લું દીસે છે કે એના જમાનાની ઘણા આગમચના જમાનાના અવસ્તા વાલાઓમાં તો એકજ બાયડી પરણવાનો રેવાજ હતો.

**લગ્નનું જોડું કોણ વચ્ચે બાંધવામાં આવતું**—હવે લગ્નના પવીત્ર ગાંઠમાં જોડાવું તે કોણ સાથે જોડાવું તે વીષે વંદીદાદ (૧૮ ફ. ૬૨–૬૪) માં ઘણું સખ્ત ફરમાનછે. ત્યાં કહે છે કે એક ભલા પુરૂષ અથવા સ્ત્રીએ કદી પણ એક બુરા સાથે જોડાવું નહી. એક માજદયસનાને દેવયસ્નાન સાથે જોડાવું નહી, એક નેક માણસે ગુનેહગાર સાથે જોડાવું નહી. એવા ભલા અને બુરાઓનાં કજોડાંમાં જોડાયલાં પુરૂષ અથવા સ્ત્રી પોતાનાં કામથી અહુરમજદને દલગીર કરે છે. તેઓ તેની સનમુખ એટલાં ગુનેહગાર અને નાલાયક થડેછે કે તેઓ ફકત પોતાની નજરથી હસ્તી કુદરતને નુકસાંન કરેછે. તેઓની બુરી નજરથી પાણી, ઓરવર, લીલોતરી, વીગેરે પેદાયશ પોતાની ઝમક અને રોનકનો ત્રીજો ભાગ ખોઇ દે છે.

એ ફરમાન ઘણું બરહક દીસેછે. એક ભલાં, નેક, પવીત્ર અને સદગુની પુરૂષ અથવા સ્ત્રીએ પોતાથી ઉલતા ખવાશના એટલે ભુડાં, બદ, અપવીત્ર અને દુરગુણી સ્ત્રી અથવા પુરૂષ સાથે જોડાવાથી

ઘણા માથાં ફળ નીપજેછે. એ જોરાંની પોતાની જીંદગી દુખી અને કુસંપી ગુજરેછે, એટલુંજ નહી પણ તેઓનાં એવાં લગનનાં ફળ એટલે તેઓનાં બચ્ચાં પણ એક યા બીજાની સંગતથી બુરાં નીવડવાનો સંભવ રહેછે. જેમ એક જમીન ફળદ્રુપ અને સારો પાક આપવા લાયકની હોય પણ તેમાં રોપવામાં આવતુ બી સરેલું અથવા અપુખ્ત હોય ત્યારે અથવા જમીન અફળદ્રુપ અને વેરાંન હોય અને તેમાં વાવવામાં આવતું બી પુખ્ત અને સરસ હોય ત્યારે જે પાક ઉતરેછે તે જેવો જોઇએ તેવો સંતોષ કારક ઉતરતો નથી, તેમ એક ભુંડા બાપ અને ભલી માય અથવા ભલા બાપ અને ભુંડી માયનાં પેટનાં બચ્ચાં પુરતાં સદગુણી નીવડતાં નથી કે જેવાં જો બેઉ માબાપ ભલાં હોયતો નીવડવાં જોઇએ.

એ પ્રમાણે પ્રોફેસર હારલે કહેછે તેમ "અવસ્તા, દુરાચરણ પછી તે કોઇ પણ રૂપમાં હોય, તેની સાંમે પુરતાં જોશથી થાયછે અને ભલી ઓલાદ ઉત્પન્ન કરવા માટે ઘણા દહાપણ ભર્યા અટકાવ નાખેછે."

આપણામાં હાલમાં જરથોસ્તી મરદ યા સ્ત્રીએ જરથોસ્તીજ ઓરત યા મરદ સાથે પરણવાનો રેવાજછે તે ઉપલી બાબદ ઉપરથી સહમજ પડેછે.

દરેક ધર્મ વાલાઓ પોતાના ધર્મની બાહેર વાલાઓ માટે, થોડી યા ઘણી હદ સુધી, પોતાના ધર્મ વાલાઓના જેવો વીચાર ધરાવતા નથી એ કુદરતીછે. પોતાના ધર્મ તરફના પ્યારનું એ પરીણામછે. એ કારણને લીધે ખ્રીસ્તી ધર્મવાલાઓ, ખ્રીસ્તી ધર્મ નહી પાળનારા સરવને 'હીધન' (Heathen) એટલે અસત્ય ધર્મી ગણે છે. ઇસલાંમી ધર્મવાલાઓ, બીજી દીનવાલાઓને કાફર (બદ એકીન વાલા) ગણી કાઢેછે. અસલી યુનાનીઓ પોતાના ધર્મથી જુદા ધર્મ પાળનારાઓને બારબેરીઅન (barbarian) એટલે જંગલી ગણતા હતા. અસલી આર્ય ટોળાવાલાઓ પોતાના

દેશ અને ધર્મથી જુદા દેશવાલાઓ અને ધર્મવાલાઓને અન-આઇર્ય (lit નહી-ભલા અન્નારી) એટલે ભુંડા ગણુતા હતા.

એવાજ વીચારથી જરથોસ્તી કાયદા કાનુનો અને રીતીઓને માન નહી આપનારા 'દ્રવંદો' એટલે ભટકનારા ગણાવા લાગા. એવા જુદદીનો જરથોસ્તી કાયદા–કાનુનો અને રીત—ભાંતો બરાબર ન સહમજવાથી તેઓ સાથનાં લગ્ન કાયદાસરનાં અને હકદાર ગણાવા ન લાગાં. એઓ સાથે લગ્નના ગાંઠમાં જોડાવાથી પેદા પડતાં ફરજંદો સ્વચ્છ જરથોસ્તી લોહીનાં ન ગણાય. પોતાની ઓલાદનાં લોહીનું સ્વચ્છપણું (purity of blood) અને તેમજ પોતાના ધર્મનું સ્વચ્છપણું જાળવવા માટે એવાં લગ્નો વંદીદાદનાં ઉપલાં ફરમાનને આધારે ગેર મુનાસેબનાં ગણાવાં લાગાં.

પોતાના ટોળાનાં અથવા વર્ગનાં લોહીનું સ્વચ્છપણું જાળવવાનો વીચાર ઘણી અસલી પ્રજાઓમાં દાખલ થયલો આપણે જોઇએ છીએ. રોમન શાહનશાહતની શરૂઆતની તવારીખમાં આપણે તે વાંચીએ છીએ અને જોઇએ છીએ કે એ વીચાર તેઓએ પણ લગ્નના સંબધમાં લાગુ પાડયો હતો. એઓના કાયદાઓ એ વીચારને વધારે આગલ લેઇ ગયા હતા. ધર્મ સંબંધી મતફેર વાલાઓ વચ્ચેનાં લગ્નજ નામુનાસેબ ગણાતાં હતાં એટલુંજ નહી પણ એકજ ધર્મ પાલનારા પણ જૂદા જૂદા દરજ્જો ધરાવનારા શખ્સો વચ્ચેનાં લગ્ન પણ ના-હકદાર ગણાતાં હતાં. એ કારણને લીધે એઓના પેત્રીસીઅનો (Patricians) નાં ઉંચા વર્ગના પ્લેબીઅનો (Plebians) ના ઉતરતા વર્ગ સાથનાં લગ્ન નામુનાસેબ ગણાતાં હતાં.

એ તપાસ ઉપરથી દીસેછે કે અવસ્તાના જમાનામાં જરથોસ્તી ધર્મ વાલાઓ લગ્નનો ગાંઠ બીજા ધર્મવાલાઓ સાથ બાંધવાનું અઘટીત ગણુતા હતા. અવસ્તાના જમાના પછીના પેહેલવી જમાનામાં પણ લોકોનો એવોજ એતેકાદ હતો જોકે પાદશાહોમાં

એથી ઉલટી કીસમના કોઈ જુજ દાખલાઓ તવારીખ આપણને દખાડેછે. પેહેલવી દીન કર્દમાં એ વિષે લાંબી જીકર આવી છે. તેમાં એક યાહુદી પોતાની જાતવાલાનાં લગ્ન જરથોસ્તી ધર્મવાલા સાથે કરવાની શુ અડચણ છે તેનો એક હેરબદને સંવાલ કરેછે. એના જવાબમાં તે હેરબદ કેટલોક ખોલાશો કરેછે. તેના જવાબ પ્રમાણે પેહેલું તો એકે એવાં લગ્નથી આપણે ઉપર કહ્યું તેમ કુસંપ અને ઝઘડો ઉથવાનો વધારે સંભવ છે. એક બીજાથી જુદા કાયદા કાનુનો અને જુદી જુદી રીતભાંતો કુસંપ ઉત્પન્ન કરેછે. બીજું એકે એવાં લગ્નથી જરથોસ્તી શખ્સની બુન્યાદ સ્વચ્છ હાલતમાં રેહી શકતી નથી. જેમ એક ઘોડા અને ગધેડાંથી અવતરેલું ખચ્ચર બેઉને મલતું આવતું નથી, તેમ આવાં લગ્નોથી વજુદ પામેલું ફરજંદ કોઇનો પણ ખવાશ સંપુર્ણ ધરાવતું નથી. એ બાબદ વિષે દીન કર્દનું લખાંણ અંહી ઉતારવું દરૂસ્ત દીસેછે.[1]

"માહરે કહેવું જોઇએ કે (આદમીનાં) બચ્ચાંઓ શેકલ અંદામનો ઘાટ, ઉધરભાવ, ભલાઇ, અક્કલ, સારોખવાસ, મરવત, પરાક્રમને લગતી શકિત, શરીરનો બાંધો અને તેમજ બીજી કેટલી એક બાબદમાં તેને જન્મ આપનાર અસલ બુન્યાદને ઘણું કરીને મલતાં આવેચ........... અરબી તેજ ચાલના ઘોડા(ની બુન્યાદ) થી ગામથી ( યાને ઇરાની ) ઘોડીઓ જે બચ્ચાને જન્મ આપેચ તે અરબી ઘોડાની માફક ચાલતા નથી. તેમ ગામથી (ઇઆનેઇરાની) જનમેલા ઘોડા ચાલમાં આરબીના જેવા નથી. એજ મુજબ બદાવી ( જાતના ) ઘોડા ગામથી (ઇઆને ઇરાંની) ના જેવા નથી. વળી એક ઘોડા અને ગધેડાં ( ના સંબંધ ) થી જનમેલું ખચર, ઘોડા અને ગધેડામાં કોઇની સાથે જાતની અંદર બરોબર મલતું આવતુ નથી. આએ પરકારે (અવારંનવાર જાતના સંબંધને લીધે ) તેઓ માંનું ( ઇઆને ઉપર લખી જણાવેલાં જાંનવરોમાંનું ) કોઇ, એક બીજાંને મળતું આવતું નથી, અને તેમ થવાથી ખરી બુન્યાદીને

---

૧ દસ્તુર પેશુતનજી બેહરામજીની દીનકર્દ વાલ્યમ ૨ જુ પા. ૯૧

હાંની પોંહચે છે, તથા ઓલાદ આગલ વધતી નથી. એટલાસારૂં પોતાની બુન્યાદને નીર્મળ હાલતમાં સાચવી રાખવામાં ઘણો ફાયદો છે.”

વળી એ હેરબદ આગળ ચાલતાં પોતાના જવાબમાં જણાવેછે કે પરણેતરોએ જે એક બીજા તરફ અરસપરસની સારી લાગણીઓ ધરાવવી જોઇએ તે, તેઓ જુદા જુદા ધર્મોનાં અને રાહરસમોનાં હોવાથી ધરાવી શકતાં નથીં. એ કારણ તે જમાનાંનાં વીચાર તરીકે ઉતારી લેવું અહીં દરૂસ્ત દીસેછે.

“દેખઇતું છે કે, જુદી કોમથી જીંદગી ગુજારવા માટેની ફાયદા ભરેલી હાલત, એબનું ધાંકવું એક બીજાને મલતી ઇચ્છા, એક બીજાના નફા નુકસાનમાં ભાગ લેવો અને જે કાંઇ મલે તે ઉપર રાજી રહેવું બની શકે નહીં; કારણ કે કેટલીએક ઓરતો પોતાના ખાવીંદની ઉપર તેઓની કમ શકિત તથા નહીં—હીમ્મત હોવા છતાં પોતાની વાપરવેશને સારૂં વધું વસ્તુઓ ખરીદવાની ફરજ પાડેછે. અને ખાવીંદની તરફથી તે નહી મેલવવાને લીધે પોતાની મોહતાઇ જણાવવા સારૂં ખાવીંદની ઉપર જાસ્તી કરેછે. જેમ બીજી ઘણીએક પારકી (ઇઆને જુદી જાતવાલી) ઓરતો આએ રીતંનો હોકમ (પોતાના ખાવીંદની ઉપર) કરવાને રાજી થાયછે, અને (તેઓ પાસે) જરીઆન તથા જેબદાર પોષાક પેહરવા ઓઢવા માગેછે, તથા બાંડીઓ, ખુશ દેખાવ દેખાડનારો રંગ, સુગંધી અને તેમજ બીજી ઘણીએક ઘર ધણીઆંનીને પસંદ પડતી વસ્તુઓ માગેછે, કે જે (ખાવીંદથી) કબુલ કરી શકાય નહી અને જો તે કબુલ્યા વગર છુટક નહી થાય એવું હોય તો પછી તે વીષેની મારામારી, ગાળાગાળી થાય અને (એક બીજાને) ખરાબ સખુન ઓચરવામાં આવે અને જો તે (વસ્તુ) મેલવવાનેં લગતી વધારે જાસ્તી થાય તો પછી તે (અસલ મતલબ)નો ભેદ છુપો રહે અને તેઓ રાત દહાડો (એક બીંજા સાથે) ખરાબ ચાલ ચલાવે તથા (એક બીજાનું) મોહડું જોવાનો વેહવાર નહી રાખે. અને (સેવટે) પેલી

ભુંડી ઓરત પોતાનાં મા–બાપને ઘર જતી રહે અને ખાવીંદને ન્યાયધીસોની આગળ ખેંચી મંગાવે અને (ન્યાયધીસો) તેણીને સારૂં નુકસાંન વગર રેહેવાનો ચુકાદો કરે અને જો ખાવીંદ કહે કે હું (એ ઓરતને) ઓરત તરીકે રાખવા માગતો નથી; કારણ કે તેણીની અંદર ઘણીએક તરેહની ખરાબ એબ, નુકસાન, હલાકી બદી અને ગુનાહ છે. પણ ન્યાયધીસો જો એમાનાં (ઇઆને ખાવીંદ બતાવેલાં) એકબી કારણથી તે ઓરતના છુટા છેડા નહી કરે તો પછી તે જોડાંને કેવી રીતે ફાયદા ભરેલી હાલત, સારી જીંદગી, થોડી મીરાસે રહેવું, ઇજતથી વખત ગુજારવો અને સંતોષથી રહેવાની ચહડતે દરજ્જેની કૌઅત મળે?"[૧]

એ ઉપરથી દીસે છે કે બીજાં કારણો સાથે પોતાની ઓલાદનાં લોહીનું સ્વચ્છપણું જાળવવાની ઇચ્છાથી પોતાનાજ ધર્મ વાલાઓ સાથે લગ્ન કરવાનો રવૈયો મજબુત થયો હતો. પછી પોતાનાં લોહીનું સ્વચ્છપણું જાળવવાનો એ વીચાર આસ્તે આસ્તે આગળ વધતો ગયલો દીસે છે. જેમ રોમનોમાં એકજ ધર્મ પાલનારાઓ પણ જુદા જુદા દરજ્જો ધરાવનારાઓ વચ્ચેનાં લગ્ન અધર્મી ગણાતાં હતાં તેમ બીજી એર્યન પ્રજાઓમાં પણ જોવામાં આવે છે. હિંદુઓમાં બ્રાહમણોનો વર્ગ પોતાના ટોલાના કોઈ શખ્સનાં લગ્ન બીજા ટોળાના કોઇક સાથે કરવાનું અધર્મી સમજેછે.

પેત્રીશીઅન અને પ્લેબીઅનોની માફક, તેમજ બ્રાહમણોની માફક પોતાનાં વંશનાં લોહીની સ્વચ્છતા જાળવવાનો આગળ વધારેલો નીયમ આપણ જરથોસ્તીઓમાં અથોરનાનોના વર્ગમાં કેટલીક હદ સુધી હાલમાં પણ આપણ જોઇએ છીએ. જો કે કાયદાનો કાંઇ અટકાવ નથી યા ધર્મનો કાંઈ અટકાવ નથી તોપણ હાલમાં પણ એક અથોરનાનં બાપ પોતાની બેટીને એક અથોરનાન બેટા સાથે પરણાવાનું વધારે દરૂસ્ત જોએ છે. અથોરનાનની બેટી બેહદીન સાથ પરણવાના દાખલા છુટા છવાયા અને

૧ દીનકર્દ વા. ૨ જું પા. ૯૫.

જુજ છે. એ રેવાજ પણ આપણે ઉપર કહ્યું તેમ પોતાનાં વંશનાં લોહીને સ્વચ્છ રાખવાનો આગળ વધારેલો નીયમ છે. પારસી ધર્મ પુસ્તકો પ્રમાણે અથોરનાનોનો વર્ગ શ્રેષ્ઠ ગણાયલોછે, જે પ્રમાણે કે હિંદુઓમાં બ્રાહમનોનો વર્ગ. એ શ્રેષ્ટાઇ જાળવી રાખવા માટે તેઓમાં કુદરતી ખેઆલ ઉત્પન્ન થયો કે આપણા વર્ગનાં લોહીની સ્વચ્છતા અને તે વર્ગના વર્ણવેલા ભલા અને ઉમદા ગુણો જાળવી રાખવા માટે બનતાં સુધી આપણે પોત પોતામાંજ લગ્નનો ગાંઠ બાંધવો.

એટલુંજ નહી પણ બીજાં કારણે પણ લગ્નને એક ચોકસ ટોલાની સાંકડી હાળતમાં જાળવી રાખેલાં દીસેછે. જો એક ધંધા દારી બાપનો બેટો પોતાના બાપનાજ ધંધામાં પડેતો તે ધંધો કોઇ બીજા પારકા ધણીનાં કરતાં વધારે ફાયદાકારક રીતે અને બાહોશીથી કરી શકેછે. જો એવો ધંધો પેહડી દર પેહડી ઉતરી આવ્યો હોયછે તો તે પેહડીના પાછલા વારેસો તેને ઘણી સારી રીતે ખીલવી શકેછે. કારણકે તેઓમાં કુદરતી રીતે તેઓના પીતાઓની તે ધંધાની કાબેલીઅત અને બાહોશીનો અંશ વારસા તરીકે ઉતરેલો હોયછે.

હવે એજ નીયમ ઉપર ચોકસ વર્ગની હદમાંજ લગ્નને જાળવી રાખનારાઓ અમલ કરતા જણાયાછે. તેઓના વીચાર પ્રમાણે તેઓના વર્ગના, ટોલાના અને ધંધાના બેટા બેટીઓમાં તે વર્ગ, ટોલા યા ધંધાના ગુણોનો ખાસ અંસ વારસા તરીકે ઉતરેલો હોયછે. તેટલા માટે તેઓ સાથેજ લગ્નનો ગાઠ બાંધવાથી એ ગુણો વધારે મજબુત અને શ્રેષ્ઠ થાયછે, અને વધારે ખીલવાનો સંભવ રહેછે.

હવે લોહીની સ્વચ્છતા જાળવી રાખવાનો એ નીયમ જે એક પછી એક એમ વધતો ગયો તે એટલીજ હદમાં જરથોસ્તીઓમાં અટકી રહ્યો નહીં. તે એક પગલું આગળ વધ્યો અને તેનું પરીણામ એ આવ્યુકે નજદીકનાં ખેશીઓમાં બનતાં સુધી

લગ્ન કરવાનો કાનુન અમલમાં આવ્યો. એવાં લગ્ન એક જાતનું પુણ્યનું કામ ગણાવા લાગું. દરેક કુટુંબનો વડો પોતાનાં કુટંબને માટે મોહતો વીચાર બાંધવા લાગો અને પોતાનાં કુટંબને ચોકસ સંસારી ગુણોમાં બીજાં કરતાં શ્રેષ્ઠ અને સરસ માનવા લાગો. તેવા વીચારથી તે પોતાનાં કુટંબના, તેના વીચાર પ્રમાણેના, સ્વચ્છ અને ઉમદા લોહીમાં બીજાં કુટંબનું લોહી આમેજ કરવાને પસંદ કરવા ન લાગો. પોતાતાં કુટંબના બેટા બેટીઓને નજદીકનાં સગપણમાંજ અદરાવી પરણાવી પોતાનાં વંસનાં લોહીનું સવચ્છપણું તે જાળવવા લાગો. એ પ્રમાણે ત્યારે, મારા વીચાર પ્રમાણે, લોહીનું સ્વચ્છપણું જાળવવાના નીયમના વીચારથી-જ બેશી બેશીઓમાં લગ્નની સગાઇ કરવી એ ધર્મના વીચારને અનુસરતું ગણાવા લાગું.

વળી એ કારણ ઉપરાંત દીનકર્દનો લખનાર એવા સગપણમાં થતાં લગ્નનાં ટેકામાં બીજું કારણ દરસાવેછે. તે એવાં બેશીઓનાં લગ્નમાં નીચલાં ચાર લગ્નોને વધારે મુખ્ય ગણેછે. ૧ બે ભાઇઓનાં ફરજંદો વચ્ચેનાં લગ્ન, ૨ ભાઇ બેહનોનાં ફરજંદો વચ્ચેનાં, ૩ બે બેહન બેહનોનાં ફરજંદો વચ્ચેનાં અને ૪ પીતરાઇઓનાં ફરજંદો વચ્ચેનાં. એવાં લગ્નની ખુબીમાં તે કહેછે કે એવાં નજદીકનાં સગાંઓ વચ્ચે અસલથીજ બેશીપણાંને લીધે કુદરતી રીતેજ એક મેક માટે માયા, કાળજી, ઉલત અને આસા રહેછે. ત્યારે લગ્નમાં જોડાયાથી જે અસલ હતું તેમાં પુષકળ વધારો થાયછે.

વળી એવાં સગપણમાં લગ્ન કરનારાં માબાપોનાં મનમાં એક જુદી લાગણી દાખલ થતી દેખાયછે. તેઓ જાણેછે કે તેઓનાં મરણ બાદ તેઓનાં રવાંનની અને ફરોહરની ક્રિયા કરવાની તેઓના વારેસોને ફરજ છે. હવે તેઓનાં બચ્ચાંનાં લગ્ન જો તેઓએ પોતાનાં કોઇ અતલગનાં બેશીનાં ફરજંદો સાથેજ કર્યાં હોય તો તે ફરજંદોને તેવી ક્રિયા કરવા માટે બમણી દાઝ

લાગે. પારકાં કુટંબનાં બેટી બેટાને એ માટે જે દાઝ લાગે તેનાં કરતાં જો પોતાનાંજ બેશીના બેટા બેટીને પોતાનાં કુટંબમાં લગ્નનાં ગાંઠથી દાખેલ કર્યાં હોયતો તેઓને વધારે લાગે.

એ પ્રમાણે ત્યારે બેશાવંદામાંજ લગ્ન કરવાનો રેવાજ અસલી વખતથી, વંદીદાદના આગળ કહેલાં ફરમાન ઉપરથી, આસ્તે આસ્તે વધતો ગયો. એવી રીતનાં લગ્ન "ખઇત્યોદથ" નાં નામથી જણાવા લાગાં.

એવાં અતલગ્ના સગપણના લગ્નના રેવાજ ઉપરથી જેમ હાલમાં તેમજ હજાર વર્ષ આગચ પણ આપણ જરથોસ્તીઓ વિષે જુદ દીન વાલાઓથી કેહેવાવા લાગું કે જરથોસ્તીઓમાં માત પુત, પીતા–પુત્રી અને ભાઈ–બેહનો વચ્ચેનાં લગ્નનો રેવાજ હતો. અસલી યુનાની ગ્રંથકારો જેવા કે હીરોદોટસ, ફાઇલો, દાએઓજેનીસ, લેઆરટીસ, સ્ત્રેબો અને પ્લુતાર્ક એ પ્રમાણે લખી ગયા છે. એઓમાં હીરોદોટસ અને પ્લુતાર્ક તો જરથોસ્તી પાદશાહોનાં નામો આપે છે કે તેઓએ એ પ્રમાણે લગ્ન કર્યા હતાં. હીરોદોટસ કહે છે કે હખીમીનીસ વંસનો શાહ કેમબાઇસીસ, જે માહાત્મા સાઇરસનો બેટો થાય અને જે ઇસવી સન પુર્વે ૬ઠી સદીમાં થઇ ગયો છે તે પોતાની એતોસા નામની બેહેન સાથે પરણ્યો હતો. પ્લુતાર્ક કહે છે કે જગપ્રસીદ્ધ ઝર્કસીસનો છોકરો આરટાઝર્કસીસ જે ઇસવી સન પુર્વે ૫ મી સદીમાં થઇ ગયો છે તે પોતાની બે દીકરીઓ સાથે પરણ્યો હતો. આપણી અસલી કેતાબોમાં એ બાબે આપણને કાંઇ લખાંણ મલતું નથી.

એ કારણને લીધે અને યુનાનીઓ પોતાના દેશ, ધર્મ અને રાહરસમોના વીચાર ખાતર બીજા ધર્મવાલાઓને "બારબેરીઅન" એટલે જંગલી ગણી કહાડતા હતા તે ઉપરથી, એઓનાં એ લખાણની સચ્ચાઇ નહીં કબુલ રાખવાને મજબુત કારણ મલેછે. પણએક

બારગી હીરોદોટસ જેવો તવારીખનવેશ જે ઘણો ખરો એક નિષ્પ-ક્ષપાતી લખનાર તરીકે જણાયલો છે, તેનું કહેવું કેમબાઇસીસને માટે ખરૂં માનીએ. પણ તે ઉપરથી સાબેત નથી થતું કે તે વખતની આખી જરથોસ્તી પ્રજામાં એ રેવાજ હતો. આપણ જાણીએ છીએ કે શાહનશાહો પોતાને હમેશાં કાયદા ઉપરી ગણેછે, અને તેથી ઘણાક કાયદા વીરૂધ અને ઘાતકી કામો કરવાને અચકાતા નથી. તેટલામાટે તેઓનાં કોઇ ભુડાં કામ ઉપરથી તેઓની પ્રજાને માટે એવો વીચાર બાંધવા દરૂસ્ત નથી. વળી એમ માનવાને આપણને ખાશ કારણ છે, કારણ કે તવારીખથી આપણે જાણીયે છીએ કે કેમબાઇસીસ એક બુરો અને ઘાતકી પાદશાહ હતો. તેણે પોતાના ભાઇ સ્મરદીસને અને તેના કુટંબને નીર્દયપણે કતલ કર્યું હતું. તેના ઘાતકીપણાને લીધે લોકોમાં તે અનગમતો થઇ પડયો હતો અને તેથી લોકોએ તેને ગાદી ઉપરથી ઉથાડી મેલી એક બીજા શખ્સને ગાદી ઉપર બેસાડયો હતો, જેણે એનો મરનાર ભાઇ સ્મરદીસ હોવાનું દોળ ઘાલ્યું હતું. વળી પ્લુતાર્કે વર્ણન કરેલો આર્તાઝર્કસીસ પાદશાહ પણ એક નબલો પાદશાહ હતો. હવે ત્યારે જો એવા ઘાતકી, બુરા અને નબળા પાદશાહોએ એવા ધર્મ અને કાયદા વીરૂધ કામો કર્યાં હોય તો તે સંભવીક છે. પણ તેથી તેઓની એબ અને બુરી રીત તે કાંઇ તેઓની આખી પ્રજાની ગણાય નહીં.

હવે હીરોદોતસ (બુક ૩ ૭ બા. ૩૧) જે કેમબાઇસીસનાં એવાં લગ્નનો દાખલો આપેછે તેના કહેવા પ્રમાણે તો ખરેખર કેમબા-ઇસીસે એ લગ્ન કાયદા વીરૂધ કર્યાં હતાં. એના વખતમાં એવાં લગ્નનો રેવાજ ન હતો. અને તેટલા માટેજ તેના ઉપર ફરજ આવી પડી હતી કે એવાં અનઘટતાં લગ્ન માટે દરબારના ભણેલા દાવરોને પુછવું. એઓએ વાજબી રીતે કહ્યું કે "They did not find any law allowing a brother to take his sister to wife" એટલે એક ભાઇને પોતાની બેહનને બયરી કરવા દેવાનો કોઇ

પણ કાયદો નથી. હીરોદોટશ પોતાની પેહેલી ચોપડીમાં જ્યાં ઇરાંનીઓની રાહરસમોનું વર્ણન કરેછે ત્યાં એવા કોઇ રેવાજ માટે બોલતો નથી. જો એ એક રેવાજ હતે તો એ તે બાબદમાં બોલતે. બ્લુતાર્ક પણ ફકત એક રાજા વીષેનો એવો વીચાર જાહેર કરેછે. હીરોદોટસ ઇરાંનીઓમાં એવો રેવાજ હતો એવું મુદલ જાહેર કરતો નથી પણ ફકત તે એક ઇરાંની પાદશાહનો બુરો દાખલો જાહેર પાડેછે. તે દાખલા ઉપરથી બીજા પાછલા યુનાની લખનારાઓ જેવા કે દાયોજીનીસ, લેઆરતીસ અને સ્ત્રેબો જણાવી ગયા કે એવો ઇરાંનીઓમાં રેવાજ હતો.

હવે યુનાની લખનારાઓનાં એ આળનો આપણે હાલના ૧૯ મી સદીના જરથોસ્તીઓજ ઇનકાર કર્યે છીએ એમ નથી પણ એવું દીસેછેકે એ યુનાની લખનારાઓનાં એ આળ વિષેની ખબર ઇરાંની લખનારાઓને પડી હોય અને તેથી તે વખતના પેહેલવી લખનારાઓએ પણ એ આળનો ઇનકાર મજબુતી સાથે કર્યોછે. દીનકર્દમાં[1] ઉપર લખેલી યાહુદીની વાતચીંતના સવાલના જવાબમાં હેરબદ જાવાબ દેછે કે "જોકે કેટલાક લોકોમાં ફરજંદની સાથે હમબીસ્તર થવાનું જે કાંમછે તે વધારે ખુશી ઉપજાવનારૂં અને મજહબને લગતું ગણાયચ, અને (તે વાત આપણને) જાંણીતીછે, તેનો સબબ અગત કરીને જુદી બુન્યાદના અને ઉલટો મહજબ પાલનારા કોઈ શખ્સથી કેટલીએક હલકે દરજ્જેની ઓલાદને લીધે બનવો જોઇએ. અને તેહવી.......માટે આએ એક શાદીનો અનઘટતો અને જનાકારીને લગતો તરીકોછે. જો એમ હોયતો તેથી તે (એવું કામ કરનારો) શખ્સ ખોદાતાલાની બંદગી તથા બેહશ્તની ખુશીને લગતો નથી; પણ તેથી તે વધારે નુકસાનને ઉત્પન્ન કરવા સાથે સારા દેખાવ વગરનો અને વધારે એબવાલોછે."

---

(૧) વા. ૨ જું પા. ૯૩.

વળી જે જમાના માટે એ લખવામાં આવ્યુંછે તે જમાનાના વખત તરફ જોતાં માનવાને આંચકી લાગેછે કે એવો રેવાજ ચાલવાનો ત્યાં જરાપણ સંભવ હોય. એવાં અઘટીત લગ્નોનો રેવાજ વધારે જંગલી જમાનાને અને વધારે જંગલી પ્રજાઓને છાજતોછે. આપણે જાંણીએ છીએ કે હાલની ૧૯ મી સદીના સુધરેલા ગણાતા જમાનામાં પણ સેંકડો અને હજારો માણસો પૃથ્વિની સપાતી ઉપરછે કે જેઓમાં એવાં લગ્નનો રેવાજ આમેજછે અને જેઓને તે મુદ્દલ અનઘટીત લાગતો નથી. આફ્રીકા અને અમેરીકાના મધ્ય ભાગમાં ઘણા જંગલી ટોળાઓછે જેઓમાં એવાં લગ્નો જાએજછે. વળી ઘણા અસલી જમાનામાં બીજી પ્રજાઓમાં પણ એ રેવાજ આમેજ હતો. દાખલાતરીકે ઓલ્દતેસ્ટેમેંટની જેનેસીસ નામની ચોપડી (બા. ૨૦) માં જણાવવા પ્રમાણે એબ્રાહામ પોતાની બેહેન "સારાહ"ની સાથે પરણ્યો હતો. પણ જે ઇરાંની જમાનાને એ રેવાજ લાગું પાડવામાં આવેછે તે આગલ વધેલો જમાનોજ એવાં કહેવા ઉપર શક નાખેછે. રાજ દ્વારી, સંસારી અને ધર્મ સંબંધી હાલતમાં સુધરેલી એક પ્રજા એવી રસમ પેતામાં જાએજ રેહેવા દેજ નહી.

## રોમન શાહન શાહતનાં લગન સંબંધી કાનુનોના જરથોસ્તીઓના કાનુનો સાથ થોડોક મુકાબલો.

રોમન શાહનશાહતનો જમાનો જો કે અવસ્તાના જમાના સાથ સરખાવતાં ઘણો પાછલો જમાનો છે, તો પણ તે એક પુરાનો જમાનો છે, અને તેટલા માટે તેના લગન સંબંધી કાયદા કાનુનોનો આપણા પુરાના કાયદા કાનુનો જેઓ સાથ તેઓ ચોક્સ દરજ્જે મલતા આવે છે, તેઓ સાથ શાંમતો મુકાબલો કરવો અહીં, દરૂસ્ત દીસે છે.

રોમનોના કાયદામાં લગ્નને હકદાર ગણવા માટે ત્રણ શરતોની જરૂર હતી.

**પેહેલું કાયદા પ્રમાણેની વૃદ્ધ ઉમ્મર.**—રામનો પ્રમાણે મરદની ઉમ્મર જો ૧૪ વર્ષની હોતી તોજ લગ્ન કાયદા સર ગણાતાં; નહી તો નહી. અવસ્તા પ્રમાણે મરદને પુરજુવાનીની મરદાનગીમાં આવવાની હદ આપણે ૧૫ વર્ષની જોઇ. ઓરતની ઉમ્મર ૧૨ વર્ષની જરૂરની ધારવામાં આવતી. વંદીદાદના એક ફકરા પ્રમાણે તે ૧૫ વર્ષની ધારવામાં આવે છે, પણ વંદીદાદના એજ ફકરાને આધારે કેટલાકો તે હદથી ઓછી ધારેછે.

**બીજું પરણતાં જોડાની મરજી.**—જેમ રોમનોના લખેલા કાયદા પ્રમાણે તેમજ આપણા ચાલતા આવેલા કાનુન પ્રમાણે અને હાલમાં કરવામાં આવતી ક્રિયા પ્રમાણે લગ્નને હકદાર ગણાવા માટે અવશ્યનું છે કે પરણતાં જોડાંમાના બેઉની તે લગ્ન માટે પસંદગી મેલળવી.

જો પરણતાં જોડાંમાંનું કોઈ સ્વતંત્ર નહી હોય એટલે કે જો તેઓનાં માત પીતા હૈયાત હોય અને તેઓના આસરાતળે તેઓ રેહતાં હોય તો રોમન કાયદા પ્રમાણે તે માત પીતાની મરજી અને કબુલાત મેલવવી અવશ્યનું હતું. તેઓની મરજી વીરૂધનાં લગ્ન જો કે તે પરણતું જોડું ઉમ્મરે પુગું હોય તો પણ કાયદા વીરૂધ ગણાતાં હતાં. આપણા અવસ્તામાં એવો ઇશારો કેહે મલતો નથી જો કે હીરીદાતસની તવારીખ અને ચાલતો આવેલો રેવાજ તેને ઘણો મજબુત ટેકો આપે છે.

**ત્રીજું કાયદા પ્રમાણે પરણી. શકવાની હાલત.** એટલે કે મરદ અને ઓરત વચ્ચેની સ્થીતી અથવા સગપણના સંબંધની હાલત.—રોમન કાયદા પ્રમાણે એક શેહરી અને એક પરદેશી વચ્ચેનાં લગ્ન ગેરકાયદેનાં ગણાતાં હતાં. એક શેહરી અને પરદેશીની સ્થીતી વચ્ચે એટલો મોહતો ફેર ધારવામાં

આવતો હતો કે તેઓ એકમેક સાથ પરણી ન શકે. એજ પ્રમાણે ખુદ શેહરનાં રહેવાસીઓમાં પેત્રીશીયનોના ઉચ્ચ વર્ગ અને પ્લેબીઅનોના ઉતરતા વર્ગ વચ્ચે લગ્ન કાયદાસર થઇ શકે નહી. અવસ્તાનું લખાન એ હદ સુધી કોઇ રીતે અટકાવ નાખતું નથી. તે અટકાવ નાખે છે તે એ છે કે મજદયસ્ની ધર્મ પાલનારાઓએ એ ધર્મ નહીં પાલનારા દએવયસ્નો સાથે જોડાવું નહીં. ભલાઓએ ભુંડાઓ સાથે જોડાવું નહી, નેક માણસોએ પાપી સાથ જોડાવું નહી. રોમનોનો પોતાની પ્રજાની શ્રેષ્ટાઇ અને લોહીની સ્વચ્છતા જાળવવાનો નીયમ જરથોસ્તીઓમાં આગળ કેવી રીતે વધેલો છે તે આપણે આગળ જોયું.

સગપણના સંબંધની હાલતના અટકાવની બાબદમાં રોમન કાયદાઓ તેમ આપણા કાયદાઓ ઘણાખરા મલતા આવેછે. બેઉ પ્રજાઓમાં એક સરખી રીતે નજદીકમાના નજદીકના સંબંધ તરીકે કાકા મામાના છોકરા છોકરીઓ વચ્ચેના એટલે પીત્રાઇઓ વચ્ચેનાં લગ્નને હકદાર ગણ્યાં છે. રોમનોના એ કાયદાઓ વિષે આપણી પાસે લખાણ (written law) મોજુદ છે. અવસ્તાવાલાઓના કાયદા માટે આપણી પાસે ચાલતી આવેલી રસમ અને કાનુનો (oral or traditional law) મોજુદ છે.

**એ બેઉ પ્રજામાં લગ્ન કરવાની રીત.**—લગ્નનો ગાંઠ બાધવાની રીતની બાબદમાં માલમ પડેછે કે રોમનોમાં ત્રણ રીતીઓ જાએજ હતી ૧ Confarreatio એટલે ચોકસ ધર્મની ક્રિયાથી ૨ Coemptio એટલે એક જાતનું કલ્પીત વેચાન જેમાં ખાવીંદને ઓરત વેચવામાં આવતી. અને ૩ Usus એટલે ચોકસ શરતે ભોગવતો અથવા ઉપયોગ. એ ત્રણમાં છેલી બે રીત હલકા વર્ગો માટે હતી અને પેહલી મુખ્ય રીત આબરૂદાર રોમન વર્ગ માટે હતી. અવસ્તાના કાનુનો પ્રમાણે આપણામાં પેહેલીજ એટલે ધર્મની ક્રિયાથી લગ્ન કરવાની રીત જાએજ હતીં. અને પાજંદ પએવંદ નામે પ્રમાણે હાલમાં પણ છે. બીજી

કલ્પીત વેચાણની રીત બાબે આપણે અવસ્તાથી કાંઇ જાણતા નથી. ત્રીજી ભોગવતા અથવા ઉપયોગની રીત વિષે હું ધારૂં છુ કે વંદીદાદની ૧૫ મી પરગરદ (ફ. ૧૫–૧૮) ઉપરથી આપણને ઇશારા મલે છે. એવો સંબંધ જો કે કાયદા વીરૂધ અને અન ઘટીત છે તો પણ તેવું કરનાર મરદ ઉપર તે ઓરત અને તેનેથી અવતરેલા બચ્ચાંનું પોષણ કરવાની ખચીત ફરજ નાખી છે; જાણે એક કાચાં લગ્નથી તેને તેણીની સાથે જોડયો છે.

## છુતા છેડા

છુતા છેડા માટે અવસ્તામાં આપણને કાંઈ શબ્દ વટીક મલનો નથી. રોમનોના કાયદા પ્રમાણે પરણેલું જોડું બેઉની મરજી અને રાજી ખુશીથી એક બીજાથી છુતા છેડા કરી શકે પણ બેમાંનું એક બાજાથી તેની મરજી વીરધ છુતા છેડા માગી શકે નહી, સીવાય કે તે બીજાની કાંઇ ચોકસ આડીચાલ જાહેરમાં લાવે. હવે જોકે અવસ્તામાંથી એવીષે કાંઇ મલતું નથી તોપણ દીનકર્દ-નો યાહુદીની સાથનો તકરારવાલો ફકરો જે આગળ ઉતાર્યોછે, તે ઉપરથીતો દીસેછેકે છુતા છેડા માટે આપણા અસલી વડવા-ઓમાં પણ એવોજ રોમન પ્રજાની મીસાલનોજ રેવાજ હતો.

**અવસ્તા જમાનામાં બચ્ચાંઓની કેલવણી.**— લગ્ન જે એક કુટંબ ઉત્પન્ન કરનાર સાધન છે તેની તપાસ તમામ કરી હવે આપેણે જોઇએ કે તે લગ્નનાં ફલ એટલે ફરજંદોને તે જમાનામાં કેવી કેલવણી આપવામાં આવતી હતી.

ફરજંદો વિષે વીચાર કરતાં આપણે જોયું કે તે જમાનામાં માબાપો કેવાં ફરજંદો માગતાં હતાં. આપણે જોયું કે સર્વે રીતે સદગુણી અને તનદરોસ્ત ફરજંદોની બક્ષેશ પોતાની બંદગીઓમાં તેઓ માગતાં હતાં.

માબાપો ઉપલા ગુણો ધરાવનાર ફરજંદોની આસા રાખતાં હતાં તે ઉપરથી તેઓને આપવામાં આવતી કેલવણીની

વલાંણુ પણુ માલમ પડે છે. પોતાનાં બચ્ચાં ઉપલા ભલા ગુણો ધરાવનાર નીકલે તેટલા માટે માબાપો તેઓને કેલવણી પણુ તેવીજ તરેહની આપતાં હોવાં જોઈએ. તેઓ જોરેમંદ અને પેહેલવાંની ફરજંદો ચાહતાં હતાં તેટલા માટે તેઓને તંનની કેલવણી આપવાને કાલજી રાખતાં હોવાં જોઈએ. તેઓને ભલાં અને સદગુણી નીવડવાને માટે તેઓની મનની કેલવણી ઉપર પણુ પુરતું ધ્યાંન અપાતું હોવું જોઇએ. એ ઉપરથી હીરોદોટસ પોતાના જમાનાના ઇરાનીઓ વિષે જે કહે છે તેની સચ્ચાઇ તુરત ધ્યાનમાં ઉતરે છે. તે કહે છે કે ઇરાંનીઓ પોતાના બેટાઓને ૫ થી ૨૦ વર્ષની સુધી ફકત ત્રણુ ચીજ સીખવતા હતા. ૧ ઘોડે સ્વાર થવું, ૨ કમાન ખેંચવી અને ૩ સાચ્ચું બોલવું. એ ત્રણુ ચીજમાથી પેહેલી બે ચીજ તનની કેલવણીના વર્ગમાં આવે અને ત્રીજી મનની કેલવણીના વર્ગમાં.

## તનની કેલવણી

તનની કેલવણીના વર્ગમાં આપણે જોયુંકે હીરોદોટસ પ્રમાણે બેઉ, ઘોડાપર સ્વારી કરવી અને કમાન ખેંચવી યાને પેહેલવાંન ગીરી સીખવવી એ આવેછે.

હીરોદોટસ જે તનની કેલવણી વિષે બોલેછે તે કેલવણી અવસ્તા જમાનાની હાલત તરફ જોતાં ઘણી જરૂરની હતી. આપણુ જાંણીયે છીએકે ' એ જમાનામાં ખેડુતી પેશો અખત્યાર કરનાર અને શાંત જીંદગી ગુજારનાર લોકો ઉપર આજુ બાજૂના રખડતી જીંદગી વાળાઓ વારે ઘડીએ હુમલો લાવતા અને તેઓનાં પશુ–ઢોરો અને રાચરચીલાં ચોરી જતા હતા. તેઓની સાંમે થવા અને તે બદકાર દુશમનોને મારી હતાડવાને શકિતવાંન થવા માટે તનની કેલવણી અવશ્યની હતી.

એટલા માટે જરૂરનું હતું કે દુશમનોની સાંમે થવાને શકિતવાંન થવા માટે પેહેલાં ઘોડા ઉપર સ્વારી કરતાં સારી પેઠે

શીખવું. અવસ્તાના જમાનાનાં લોકો પોતાની બંદગીમાં જુદી જુદી મોરાદો માગતા તેમાં સારા અને મજબુત ઘોડાઓ માગત હતા તે શું કારણ સર હતું તે ઉપલી બાબદ ઉપરથી સહમજ પડે છે. અવસ્તાના ઘણા ભાગો ઉપરથી માલમ પડે છે કે તે જમાનાના માહાંન પુરૂષો એક સરસ અને નામીચા ઘોડાની માલેકી એક બક્ષેસ તરીકે ગણતાહતા.

સરોશ પાસે, ભણનાર પોતાના ઘોડાને જોર માગે છે (સરોશય ક ૧૧). મેહેર યશત (ક. ૧૧) પ્રમાણે પેહેલવાંનો મેહેર પાસે પોતાના ઘોડાને જોર ઇચ્છે છે. આવાં ય. (ક. ૫૩)માં તુસ પેહેલવાંનને પોતાના ઘોડા માટે જોર માગતો જણાવ્યો છે. શાહ કએખુશરો અર્દવી પાસે જે દુવાઓ માગે છે તેમાં એ પણ એક દુવા માગે છે કે "હું સઘલા ઘોડાઓમાંથી સર્વમાં સરસ ઘોડાને જોડું"

પાદશાહ કએખુશરોએ જે દુવા માગી છે તેવી દુવા આગલા ઘણા પાદશાહ પેહેલવાંનો માગતા હતા. સારા ચાલાક અને જડપવાલા ઘોડાનાં માલેક થવું એ ખોદાની બક્ષેસ ગણાતી હતી. અશીસંઘ યષ્ટ (ક ૧૨) પ્રમાણે જેઓ ઉપર અશીસંઘ પ્રસન્ન થતી હતી તેઓનાજ ઘોડા શેતાબ અને ફુંફારા મારનારા થતા હતા. આસતાદ યષ્ટ (ક. ૫) પ્રમાણે જે ઘેરમાં અશીસંઘ આમ દારફત કરતી તેનાં ઘેરમાં સંખ્યા બંદ ઘોડાની બક્ષેસ થતી, ફરવરદીન યષ્ટ (ક. ૫૨) પ્રમાણે જેઓ' અશો ફ્રવશીઓને આરાધે છે તેઓને ફ્રવશીઓ દુઆ દે છે કે "આએ મકાનમાં સેતાબીથી ચાલતા ઘોડાની અને મજબુત ગાડીની બક્ષેસ થાઓ"

પાદશાહ કએખુશરો આવાં અર્દવીશુરની સેતાયશ કરતાં એક ચુનનદો ઘોડો મેલવવાની જે ખાહેશ બતલાવે છે તેવી ખાહેસ ઘણાક કેઆની પાદશાહ પેહેલવાંનો રાખતા હતા એવું ફીરદોશી ઉપરથી માલમ પડે છે. તેઓ પોતાના રથેશતાર (પેહેલવાન) તરીકેના પેશામાં દાખેલ થવા આગમચ સર્વેથી સરસ ઘોડો

મેલવવાની જુસ્ત જુઇમાં રહેતા હતા. દાખલા તરીકે ફીરદોશી સોહોરાબને માટે કહે છે કે પોતાની માએથી પોતાની નસલ જાણવા બાદ તે ઇરાન જવા નીકલ્યો તેની આગમચ તે એક નામીચો ઘોડો મેલવવાને ઘણો આતુરમંદ થયો હતો. ફીરદોશી સોહરાબે ઘોડાની પસંદગી કરેલી બાબદનું લાંબુ વર્ણન આપેછે. તેના કહેવા પ્રમાણે સોહરાબની માતા, તે સમનગાનની શાહજાદી તેહમીનાએ, તેને માટે સેંહકડો ઘોડાઓ મંગાવ્યા, જેઓને સોહરાબ તેઓની પીઠ ઉપર ભાર મુકી તપાસી જોતો હતો. એઓમાંથી કોઇ પણ ઘોડો એને મજબુત તરીકે પસંદ પડયો નહીં. આખેરે એક ઘોડો તેની આગળ લાવવામાં આવ્યો જે તેના લાવનારના કહ્યા પ્રમાણે સોહરાબના બાપ રૂસ્તમના ઘોડા "રખશ" ની બુનનોજ હતો. અવસ્તામાં ઘોડાની સીફતોનું જે વર્ણન આવેછે તેની સાથે મુકાબલો કરવા માટે સોરાબના ઘોડાનું ફીરદોશીએ કરેલું વર્ણન અહીં ઉતારવું દરૂસ્ત લાગેછે.

"મારી પાસે રખસની બુન્યાદનો એક જવાન ઘોડો છે જે ચાલવામાં તીરના જેવી અને દોડવામાં પવનનાં જેવી ઝડપવાલો છે. જોર અને ચાલમાં તે સુર્યની મીસાલે છે જેના જેવાં નુરવાલો કોઇના જોવામાં આવ્યો નથી. તેની ખરીના જખમથી ગોસપંદ અને માહી આજુરદેહ થયલાં છે. કુદવામાં વીજળીનાં જેવો અને દમાવમાં પહાડના જેવો છે. તે પાહડના જેવો એક જવાંન ઘોડો છે..............જેમ પક્ષી પાંખથી ઉડે તેમ જંગલમાં શેતાબીથી દોડનાર છે. પહાડની ઉંચાઇએ તે એક કાગડાની માફક દોડેછે. દરયામાં તે માછલી અને માગનાં નામનાં જાનવરની માફક તરનારો છે. જેમ કમાનમાંથી તીર છુટે તેમ જંગલમાં દોડેછે. અને દુશમનની પુઠે દોડેછે ત્યારે તુરત તેને પકડી કાહાડેછે."

રૂસતમના ઘોડા રખસનું પણ ફીરદોશી એવુંજ બલકે એથી સરસ વર્ણન આપેછે. સર્વને જાંણીતુ છે કે એ રખસ તો રૂસ-

તમના ગોયા હાથ પગ હતા. તે ખોવાઇ જતો ત્યારે તેને પાછો મેલવવા માટે હજારો માણસની કતલની લડાઇઓ ચાલતી.

વળી આપણે યાદ રાખવું જોઇએ કે અવસ્તાના જમાનાનો મુલક તે કાંઇ આપણો હાલનો ઇરાંનનો મુલક ન હતો. તે તો ઇરાંનથી પુર્વે આવેલો મુલક હતો કે જે હાલનાં ઇરાંન કરતાં ઘણેક દરજ્જે પાહાડી હતો અને છે. એવા મુલકમાં મુસાફરી કરવા માટે તેમજ દુશમનો સાંમે પોતાનાં મથકોનો બચાવ કરવા માટે ઘોડા ઘણા ઉપયોગી થઇ પડતા હતા, અને ઘોડા ઉપર સ્વારી કરવી એ દરેકને માટે અવશ્યનું હતું. એ ઉપરથી હીરોદોટસ અવસ્તાના જમાનાના જરથોસ્તીઓનાં વારેસો તે તેના જમાનાના ઇરાંનીઓ વિષે જે કહેછે તેની સચ્ચાઇ સહેમજ પડેછે.

વળી અવસ્તાના જમાનાવાલા મુલકોમાં રહેનારા હાલના તુરકોમાન તાયફા વાલાઓની હકીકત ઉપરથી પણ હીરોદોટસનાં કહેવાને અને અવસ્તાનાં લખાણને ટેકો મલેછે. એ મુલકોવાલા હાલના તુરકોમાનોને માટે કહેછે કે તેઓ સર્વે પાસે ઘોડા હોયછે, અને તેઓ અચ્છા સ્વારી કરી જાણનારા છે. તેઓના ઘોડા ઘણા નામીચા, મજબુત અને સેતાબ ચાલના હોયછે, મી૦ ચાર્લસ મારવીન અને પ્રોફેસર વેમ્બ્રે, મધ્ય એશીઆના જાણીતા મુસાફરો, એ બાબેની ગવાહી આપેછે. એઓમાં પેહેલો લખનાર તો કહેછે કે એ તુરકમાનોના સરસ ઘોડા દરરોજનાં ૧૧૦ મૈલને હીસાબે કેટલાક દીવસ સુધી ચાલુ વગર થાકવે મુસાફરી કરી શકેછે.

એ લાંબી તપાસ ઉપરથી માલમ પડેછે કે અવસ્તાના જમાનામાં લોકો પોતાના પાળવાનાં બીજાં પશુ—ઢોરોમાં ઘોડાને શું કારણસર વધારે ચાહતા હતા અને તેને માટે પોતાની બંદગીમાં એટલી બધી શું કારણસર દુઆ માંગતા હતા. તેઓ જેમ પોતાંનાં તનને માટે જોર માંગતા હતા, પોતાને માટે શુખ માગતા હતા, પોતાને ત્યાં ફરજંદ માગતા હતા વીગેરે તેમ તેઓ પોતાના ઘોડાને

પણ પોતાનું એક **અજીઝ અને** ઉપયોગી પ્રાણી ગણી તેને માટે **જોર** માગતા હતા.

જે. પી. ફેરીઅર નામના એક મુસાફરના કહેવા પ્રમાણે અવસ્તાના જમાનાના મુલકોના હાલના વસનારા તુરકમાનો પણ પોતાના ઘોડાને અત્યંત ચાહેછે. તેઓ પોતાનાં ઘોડા ઉપર પોતાનાં બાયડી છોકરાં કરતાં પણ વધારે ધ્યાંન આપેછે.

તનની કેલવણીના બીજા ભાગ તરીકે આપણે જોયું કે હીરોદોટસ કમાન ખેંચવાના હુનરને ગણેછે. અવસ્તામાં એ હુનરને લડવૈયાઓના હુનરોમાંનો એક ગણ્યો છે. અવસ્તા જમાનામાં વપડાતાં હથ્યારોની નીચે એક તીપ આપી છે તે પરથી તે જમાનાની લડવાની રીતનો કાંઇ ખેઆલ આવેછે. ભાલો, તલવાર, ગુરૂજ, કામથું, ઢાલ, ગોફણ તેની દોરી અને પથરા સાથે, બખતર, ગલેબંધ, મોહ ઢાંકવા પઇતીદાન, કોલાહ, કમ્મરબંદ અને જાંગ્યું.

**મનની કેલવણી.**—અવસ્તાના જમાનામાં બચ્ચાંઓની મનની કેલવણીના જે ગુણોને આગળ એક લાયક ફરજંદના ગુણો તરીકે જણાવ્યા છે તે ગુણો ખુદ જરથોસ્તી ધર્મની નીતીની કેલવણીનું પરીણામ છે. સાચ્ચુંજ બોલવું, વમાસવું અને કરવું એ દરેક જરથોસ્તી બચ્ચાંને બચપણથીજ સીખવવામાં આવતું અને તેનાં પરીણામ તરીકે સઘલા સારા ગુણો સંપાદન કરવામાં આવતા. એ ત્રણ તતવો પર રચાયલી મનની કેલવણી વિષે અહીં વધારે બોલવાની કાંઇ અગત નથી કારણ કે તે એક બોહળો વિષય છે. હીરોદોટસ પોતાના જમાનાના ઇરાંનીઓ માટે જે કહેછે કે તેઓ પોતાનાં બચ્ચાંને પેહેલાં સાચ્ચું બોલવાને શીખવતા અને બીજું જે તે નીચે પ્રમાણે કહેછે તે સઘલું તેના જમાનાના જરથોસ્તીઓએ પોતાના વડવાઓના વારસામાં મેલવેલા ગુણો છે. હીરોદોટસ કહેછે કે "જે ચીજ કરવી નારવા હોયછે તે ચીજ વિષે વાત કરવી પણ તેઓ નારવા ધારેછે. તેઓ

ધારેછે કે જુઠું બોલવું એ દુનીઆમાં અત્યંત નામોશી ભર્યું કામ છે. એનીથી ઉતરતું (નામોશી ભર્યું) કામ કરજ કરવાનું છે. તેનાં ઘણાં કારણોમાંનું એક એ પણ કારણ છે કે કરજદારને જુઠું બોલવાની ફરજ પડેછે."

**કેલવણીનો વખત.**—તે જમાનામાં અભ્યાસીઓને ધર્મ સંબંધી યા સંસારી કેલવણી લેવાનો વખત કીઓ હતો તે વંદીદાદ ( ૪ ફ. ૪૫)માં જણાવ્યો છે. ત્યાં કહેછે કે જો કોઇ સખસ કેલવણી લેવા ચાહતો હોય તો તેને મદદ કરવી એ એક પુણ્યનું કામ છે. પછી તે કેલવણી કીએ વખતે લેવી તે વિષે જણાવતાં કહેછે કે દીવસના પેહેલા અને છેલા પોહરમાં અને રાતના પેહેલા અને છેલા પોહોરમાં માણસે અભ્યાસ કરવો અને દીવસ અને રાતનાં મધ્ય ભાગમાં આરામ લેવો. એ ઉપરથી માલમ પડેછે કે તે જનાનામાં પાછલી રાતનાં ૩ થી સહવારના ૯ સુધી અને સાંહજના ૩ થી રાતના ૯ સુધી અભ્યાસ કરવાનો રેવાજ હતો.

લગ્ન જે એક કુટંબનો પાયો નાખનાર કીમતી સાધન છે તેના રેવાજની અને તે લગ્નનાં ફળ એટલે બચ્ચાંઓની કેલવણીની રીતની તપાસ તમામ કરી હવે આપણે જોઈએ કે બચ્ચાંઓ મોતાં થઇ જયારે પોતાની ઉમ્મરમાં આવતાં ત્યારે શું પેશો અખત્યાર કરતાં હતાં. બીજા શબ્દોમાં હવે આપણે જોઇએ કે તે જમાનામાં માણસોનો ધંધો શું હતો.

## અવસ્તા જમાનાનાં લોકોનો ધંધો.

**મરદનો પેશો.**—અવસ્તાના જમાનાંમાં માણસોના ત્રણ મુખ્ય પેશા જણાવ્યામાં આવ્યા છે. અથોરનાન અથવા ધર્મ ગુરૂઓનો, રથએશ્તાર અથવા પાદશાહ પેહલવાનોનો અને વાસ્ત્રીયોસ અથવા ખેડુતનો. એ ત્રણ ઉપરાંત પછવાડેથી વધેલો એક ચોથો પેશો હુતોક્ષ અથવા કારીગરોનો છે. એ છેલો 'પેશો પછવાડેથી વધારે ખીલેલો દીસે છે. એ જમાનામાં જુદા જુદા હુનરો

જે દાખેલ થયા હતા તેમાં વંદીદાદ (૫. ૮) પ્રમાણે મુખ્ય સોની, રૂપુ ઘડનાર, લોહાડ, કસારા, કુંભાર વીગેરેના હતા.

હવે જો કે એ પ્રમાણે તે જનાનાનાં માણસોના ચાર પેશા જણાવેલા છે તો પણ મુખ્ય કરીને લોકોના મોટા ભાગનો ધંધો તો ખેતીનો હતો. પેહેલા બે પેશાવારા તો થોડા હતા. દેશની લગભગ આખી વસ્તી ખેતીપર પોતાનું ગુજરાંણ કરતી. આપણે શરૂઆતમાં જોયું તેમ તે જમાનાની વલાણ ભરવાડી હાલત ઉપરથી ખેડુતી હાલત ઉપર આવવાની હતી. એટલા માટે અવસ્તામાં એ પેશાને ખાશ ઉતેજન આપ્યું છે. જે જમીન ઉપર ખેતી થતી હોય તેને ખુશાલ ગણી છે (વં. ૩ ફ. ૪). ખેતી કરનાર ધણી તે જમીનને ગોયા ખુશાલ કરેછે (વં. ૩ ફ. ૨૩). જે ધણી બે હાથે મેહનત કરી ઉદ્યોગથી ખેતી કરે છે તેને તે જમીન દુઆ દે છે કે "તારા દેશમાં હું વૃદ્ધી કરીશ, ફળ ફળાદીનો વધારો કરીશ, અને ફળ અને અનાજ ઉત્પન્ન કરીશ." જે કોઇ મેહનતથી ખેતી ન કરતો તેને ગોયા જમીન કદુઆ દેતી કે "તું ભીખારી માફક બારણે બારણે રખડતો થશે. રખડતો રખડતો કોઇને દવારે તું જઈ ઉભો રેહશે ત્યારે તુંને વધેલો વાસી ખોરાક લાવી આપવામાં આવશે" (વં. ૩ ફ ૨૭-૨૯).

તે જમાનાની વલાણ પ્રમાણે ખેતીવાડી કરી થરી થામ થઇ એક જગાએ સુલેહ સંપજથી શાંત રહેવાની એટલી અગત હતી કે ખેતી કરવાનાં કાંમને ખુદ માજદયસ્ની દીનને ટેકો આપનાર કાંમ તરીકે ગણ્યું છે, કારણ કે એકતો એ ધંધો પકડવાથી સુલેહ ભરી સાંત જીંદગી ગુજારવી પડે છે અને બીજું તો ખેતીની વૃદ્ધીથી માણસો સુખી અને તંદરોસ્ત રહે છે અને તેથી નેકી અને ભલાઇ કરવાને વધારે શક્તિવાંન થાય છે અને નેકી અને ભલાઇ કરવી એજ ગોયા માજદયસની દીન છે. ખેતી કરવાથી દેવ દરૂજોનું અથવા તનને અને મનને હાણી પોંહચડનાર બુરી અસરોનું જોર તુટે છે.

એ ઉપરથી દીસે છે કે અવસ્તાના જમાનામાં સર્વે ધંધામાં ખેતીના ધંધાને ઘણું ઉતેજન આપવામાં આવતું હતું અને તેથી દેશનો મોટો ભાગ એ પેશો પકડી આબરૂ દરકારથી પોતાનું અને પોતાનાં બાયડી છોકરાંનું ગુજરાંન કરતો હતો. વંદીદાદ (૧૪ ફ. ૧૦) ઉપરથી માલમ પડે છે કે તે જમાનામાં જમીન હલથી ખેડવામાં આવતી હતી અને તે હળ બળદથી ખેંચાડવામાં આવતાં હતાં. વળી અનાજના દાણાને છલાંથી છુટું પાડવા માટે એક હથ્યારનો ઉપયોગ થતો હતો.

**અવસ્તાના જમાનોના મરદોનો પોશાક.**—વદીદાદ (૮ ફ. ૨૩–૨૫) ઉપરથી માલમ પડેછે કે તે જમાનાનાં લોકો ચામડાંનાં તેમજ રૂનાં વણેલાં કપડાં પેહડતા હતા. એવું દીસેછે કે જેઓ હજુર થોડો ઘણો પોતાનો અસલી ભરવાડી ધંધો કરતા હતા તેઓ ચામડાંનો પોશાક પેહેડતા હતા. ખેડુતો અને બીજા-ઓમાં રૂનાં કપડાંનો પોશાક વધારે હતો. ફીરદોશી અને બીજા તવારીખનવેશો ઉપરથી માલમ પડેછે કે આપણા પેશદાદી વંશના આગલા પાદશાહોનાં જમાનામાં ચામડાંનાં વસ્ત્રનો મુખ્ય ઉપયોગ થતો હતો. એ તવારીખ નવેશો સીઆમક હોશંગ વીગેરે પાદશા-હોનાં જે ચીત્રો આપેછે તેમાં તેઓને ચામડાંનો પોશાક પેહેડેલા ચીતાર્યા છે. કયોમર્સ માટે ફીરદોશી કહેછે કેઃ—

સરે તખતો બખતશ બરઆમદ જ઼ કોહ,
પળંગીને પોશીદ ખુદ બાગોરોહ.

એટલે કે "તે પોતાનાં ટોળા સાથ વાઘનાં ચામડાંનો પોશાક પેહડતો હતો." એજ પ્રમાણે કઈઆમર્સના બેટા સીઆમકના લડાઇના પોશાક માટે કહેછે કેઃ—

બેપોશીદ તનરા બચર્મે પલંગ,
કે જોશન નબુદ આંગેહ આઈને જંગ.

એટલે "વાઘનાં ચામડાંથી પોતાનાં શરીરને ઘાંકયું કારણ કે તે જમાનામાં બખતર પેહડવાનો રવેચો ન હતો." એ બેતો

ઉપરથી દીસેછે કે પેશદાદી વંશની શરૂઆતના પાદશાહોના જમાનામાં રૂનાં વસ્ત્રો જણાયલાં ન હતાં પણ તેઓમાં ચામડાંના કપડાં સાધારન હતાં. એ જમાનાની આગમચના જમાનાની નીશાંન તરીકે પાંદડાંથી આંગને ધાંકવાનો રવૈયો પણ એ વખતે ચાલુ હતો કારણ કે ફીરદોશી હોશંગ પાદશાહના વખતને માટે કહેછે કેઃ—

"પાંદડાંથી તેઓ પોતાનાં આંગ ધાંકતા હતા."

હવે અવસ્તાના જમાનામાં આગલા જમાનાંની એક નીશાંન તરીકે ચામડાંનાં વસ્રનો પણ રેવાજ હતો પણ તે ઘણો જુજ હોવો જોઇએ. ભરવાડી જીંદગી મેલી દઇ લોકોએ હવે ખેતીનો ધંધો ઘણા મોટા પાયા ઉપર અખત્યાર કરેલો તેથી રૂ વાવવામાં આવતો હતો, અને તેનું હાથે ચરખાપર સુતર કહાડી કાપડ વણવામાં આવતું હતું, અને તેનાં વસ્ત્ર બનાવવામાં આવતાં હતાં. ચરખાપર સુતર કાંટવાના ધંધાના ઇશારા વંદીદાદ (૫ ફ. ૬૦ અને ૭ ફ. ૨૧)માં મલેછે.

હવે જોકે એઓમાં કાપડનાં વસ્ત્ર દાખેલ થયાં હતાં તોપણ તેઓમાં ચામડાંનાં વસ્ત્રો પેહડવાનો મોટો રેવાજ હતો તે હીરોદોટસ (ચો.૧ લી બા. ૭૧) ઉપરથી માલમ પડેછે. ક્રીસસ આગળ માહાત્મા સાઇરસનાં માણસોનું વર્ણન કરતાં એક જન કહેછે કે તેઓ ચામડાંનાં સુરવાલ પેહડતા અને તેઓનો બીજો પોશાક પણ ચામડાંનો હતો. હવે જયારે છેક સાઇરસના વખતમાં ચામડાંનો પોશાક પેહેડવાના ઇશારા મળેછે ત્યારે તેની આગમચના અવસ્તાના જમાનામાં તેનો ઘણો ઉપયોગ થતો હોવો જોઇએ.

પોશાકની ચીજોમાં નીચલી ચીજોનાં નામ વંદીદાદ (૮ ફ. ૨૧—૨૩)માં મલેછે. જોડા, સુરવાલ અને આખાં તનનું ઝભા જેવું એક વસ્ત્ર.

હીરોદોટસ પોતાના જમાનાના ઇરાંનીઓ માટે કહેછે કે તેઓએ પોતાનો પોશાક મીદ લોકો ઉપરથી લીધો છે. એ વિષે બોલતાં 'સર હેનરી રોલીનસન' કહેછે કે એ વખતની આગમચનાં

અસલી ઇરાંનીનો પોશાક એક બંધ બેસતું તંગ પેહેરણ અને ચામડાંનું સુરવાલ હતું.

અવસ્તાના જમાનામાં લોકો માથાં ઉપર હમેશાં બાલ રાખતા એવું વંદીદાદ (૮ ફ. ૧૧) ઉપરથી માલમ પડેછે.

**ઓરતોની જનસ અને પોશાક.**—અવસ્તાના જમાનામાં ઓરતોમાં સોના રૂપાંની જનસ પેહડવાનો રવેચો હતો. તેઓ કાનમાં એરીન અને ગળામાં હાર પેહેડતી હતી (અશી ય. ફ. ૧૦). વળી તેઓ પગમાં પણ કાંઈ જનસ પેહેડતી હોય એવું દીસેછે (અશી ય. ફ. ૧૦, ૧૧).

અવસ્તાના જમાનાની એક સારાં ખાનદાનની, સુંદર પોશાકવાલી, પેહડેલી હોડેલી સ્ત્રીનો ખેઆલ જો મનમાં બાંધવો હોય તો તેનો ચીતાર આવાં યષ્ટ (ફ. ૧૨૬ થી ૧૩૦) ઉપરથી આબેહુબ મલેછે કે જ્યાં અર્દવીને એવી એક સ્ત્રીનું રૂપ આપ્યું છે. એ યષ્ટ પ્રમાણે એવી સ્ત્રીના પોશાકનું ચીત્ર નીચે પ્રમાણે છે.

તેણીનો લેબાસ સોનેરી અને અટક નામનાં ઉંચા કપડાંનો છે. તેણીના કાનમાં લટકતી સોનેરી બાળી છે. સોનેરી હાર ગળામાં પેહેડેલો છે. કમ્મરને એવી રીતે બાંધેલી છે કે, તેણીના શરીરનો રળીઆંમનો દેખાવ મારે. માંથા ઉપર સોનેરી તાજ છે. તેણીનાં સઘળાં કપડાં બીવર જાતનાં જાનવરનાં સૌથી સરસ ચામડાંનાં છે અને તે ઉપર તરેહવાર સોનેરી રૂપેરી પતા પાડેલા છે.

એવી પેહેડેલી હોડેલી એક સુંદર સ્ત્રીનો ચીતાર આપવા આવાં યષ્ટના ઉપલા ફકરાઓનો અર્થ આપવાનું અહીં દરૂસ્ત ધારૂં છું.

" ખુબસુરત ઊંચા કપડાં પેહેડેલી, સીધ્ધાં કદની, સારાં ખાનદાનની, ઘણી ખુશીવાલી, અટક નામનાં કપડાં પેહેડેલી, પુર હુશીઆરી વાલી, જરીઆન વાલી, કાનમાં લટકતી-ચાર-ખુના-

વાલી—સોનેરી બાલી પેહેડેલી, સોનેરી હાર ગરડન ઉપર પેહેડેલી, સારાં ખાનદાનમાં જનમેલી, ખાલેશ, કમ્મરને બાંધેલી કે જેથી છાતી આગળ નીકળી આવેલી દેખાય, સો સેતારા વાલું, સોનેરી, આઠ ખુનાવાલું, માફકસરનું, શુંદર તાજ પેહેડેલી, અને બીવર જાતના જાનવરનાં સુંદર અને સારા રંગનાં કપડાં પેહેડેલી."

તે જમાનાની એક સુંદર સ્રીનો ચીતાર નીચલા ફકરા (આવાં યષ્ટ ફ. ૬૪) ઉપરથી પણ મલે છે.

"બાહદુર, સુંદર, ઘણી હીમ્મતવાંન, સારા બાંધાવાલી, ઊંચો પોશાક પેહેડેલી, સીધ્ધાં કદવાલી, પ્રકાશીત ચેહરાવાલી, ઉંચાં ખાનદાનની, ઘુંટી સુધી જોડા પેહેડેલી, સોનેરી ચલકતાં તાજવાલી."

એ ફકરાઓ ઉપરથી દીસેછે કે સુંદર પોશાક અને જણસો પેહેડવાનો— સાધારન બોલીમાં બોલીએ તો—સોલે સીંગાર કરવાનો શોક જેમ હાલના જમાનાની પારસી સ્રીઓમાં છે, તેમ સેંકડો વર્ષ અગમચની તેઓની માતાઓમાં હતો. એ શોક ઓરત જાતનો એક કુદરતી ખવાશ છે.

અશીસંઘ યષ્ટ (ફ. ૧૦, ૧૧) ઉપરથી દીસે છે કે એવો સીંગાર કરી પોતાના ધણીઓને ખુશી કરવાની એઓને કાળજી હતી. એવા સોલે સીંગાર કરી તેઓ પોતાના પતીઓની, તેઓના ધંધા રોજગારથી પાછા ફરવાની, રાહ જોતી ઘરમાં બેસતી હતી.

પોતાના પોશાક અને ઘરેણાથી પોતાનાં તનને સંગારવું વાજબી ગણ્યું છે, પણ ચેહેરાને રંગોથી અને કોઇના ખોટા બાલથી સીંગારવાનું પેહેલવી વીરાફનામા (બા. ૭૩) માં ગુનાહ ભર્યું ગણ્યું છે.

**અવસ્તાના જમાંનાનાં લોકોનો ખોરાક.**—હીરોદોટસ (બુક ૧ બા. ૭૧) કહેછે કેઃ—

" લીડીઆ જીત્યું તેની આગમચ ઇરાંનીઓમાં કોઇબી જાતનાં મિષ્ટાન્નો અથવા સ્વાદાન્નો દાખેલ થયાં ન હતાં. હીરોદો-

ટસનું એ કહેવું અવસ્તાના જમાના માટે વધારે ખરૂં હતું. હીરોદોટસનાં કહેવાને સ્ત્રબો, ઝેનોફન, એમીઅન વીગેરે યુનાની ગ્રંથ કર્તાઓ ટેકો આપેછે.

આપણે જોયું કે અવસ્તાના મુલકોવાલા લોકોના મુખ્ય ભાગનો પેશો ખેડુતી હતો. તેઓ પોતાને હાથે મેહનત કરી જમીનને ખેડતા હતા. અને તેની ઉપર પોતાનો ગુજારો કરતા હતા. પોતાના દેશની ઉત્પંત્તિ ઉપરજ તેઓનો મુખ્ય આધાર હતો. તે જમાનાનાં લોકોને કોઇ પારકા મુલકો સાથે વેપાર જેવું કાંઇજ હતું નહીં કે તેથી તેઓ પારકા મુલકોનાં મિષ્ટાંન્નો પોતામાં દાખેલ કરે. એક ખેડુતી તોલા તરીકે તેઓ પોતાનાં સાદાં ખાનાં ઉપર સંતોષ પકડતા હતા.

અનાજ, દુધ, ગોસ અને મેવો તેઓ પોતાના ખોરાકમાં લેતા હતા. દારૂનો પણ તે જમાનામાં ઉપયોગ થતો હતો એવું વંદીદાદ (૫ ફ. ૫૨) ઉપરથી દીસેછે. દસ્તાનવાલી અને સુવાવડી ઓરતોની તંદરેસ્તી માટે એટલી બધી કાળજી રાખવામાં આવતી કે, તેઓની બેઠક સફાઇદાર જગ્યાપર રાખવા કહી છે, એટલુંજ નહી પણ તેઓના ખોરાક માટે પણ ચોકસ ફરમાનો આપ્યાં છે કે તેઓને તેઓની નબળી હાલતમાં ફલાંની જાતનોજ ખોરાક આપવો. સુવાવડી ઓરતમાટે દુધ, ગોસ, અનાજ, મેવો સર્વે ખોરાક તરીકે જણાવ્યું છે પણ દસ્તાનવાલી માટે ફકત ગોસ અને અનાજ જણાવ્યો (૫. ૧૬ ફ. ૭) છે.

## અવસ્તા જમાનામાં જમીનપર બેસવાની રીત.

અવસ્તા જમાનામાં કોઈના ઘરમાં જ્યારે કોઇ મેલાવડો યા મીજલસ થતી હતી ત્યારે લોકોને જમીન ઉપર કાંઇ બીછાનું યા સાદડી પાંઠરીને બેસવાનો રેવાજ હતો એવું વંદીદાદ (૫ ફ ૨૭, અને ૭ ફ ૬) ઉપરથી દીસે છે. ત્યાં સવાલ છે કે બે, પાંચ, પચાસ યા સો માણસો બેઉ મરદ અથવા સ્ત્રી એક જગાએ એકઠાં મલ્યાં હોય અને તેઓમાં કોઇ મરણ પાંમે તો મરણ

પામેલાંની રીમની કેટલાંને પોંહચે. હવે એ સવાલમાં એ ભેગા મેલાવડાની બેઠક માટે જે શબ્દો વાપડયા છે તે શબ્દોનો અર્થ જમીન ઉપર કાંઇ પાંઠરેલી ચીજ જેવી કે સાદડી યા બીછાંનું એવો થાયછે. એ ઉપરથી ત્યારે દીસે છે કે તે વખતે જમીન ઉપર બેસવાનો રેવાજ હશે. હાલના જમાનાની ખુરશી યા બાજત જેવી કોઇ ઉંચી બેઠકનો શબ્દ અવસ્તામાં વપડાયલો મલતો નથી.

**સ્ત્રીઓએ ચોકસ હાલતમાં જાળવવી જોઇતી દુરી.**—તે જમાનાની સ્ત્રીઓને પોતાની ચોકસ હાલતમાં કેટલીક જાતની દુરી સાચવવી પડતી હતી. પોતાની દસ્તાંનની અને સુવાવડની હાતલમાં તેણીઓ આતશ, પાણી, બરસમ અને અશો માણસોથી હમેશાં ચોકસ તફાવતે દુર રેહતી. પોતાનાં ખોરાક, પાણી વીગેરેના સંબંધમાં આવતી નહીં. ખોરાક, પાણી તેણીને દુરથી પોંહચાડવામાં આવતાં. સુવાવડી હાલતમાં શરૂઆતમાં તેણીને દુધ, મેવો અને ભુંજેલા ગોશનો ખોરાક આપવાનો રેવાજ હતો.

એવી નબળી હાલતમાં આવેલી સ્ત્રીઓની તંદરોસ્તી માટે કાળજી રાખવામાં આવતી. તેણીઓની જગા ઘણી સ્વચ્છ અને સુકકી રાખવામાં આવતી. વળી તેઓની તબીઅતમાં જરાક પણ નુકસાન ન થાય માટે અગતની મુશકેલીની વખતે તુરત તબીબની સલાહ લેવાને ફરમાવ્યું છે.

દસ્તાંનવાલી ઓરતને દુરી રાખવાનો અવસ્તાનાં જમાનામાં જે રેવાજ હતો અને જેને માટે અવસ્તામાં ફરમાનો છે તેને વિષે કહેછે કે ઘણીક અસલી પ્રજાઓમાં તે એક પુરાંનો રેવાજ હતો. અશો માણસ, ઝાડપાન, પાણી વીગેરેથી ટુકમાં હસ્તી કુદરતથી, એવી હાલતવાલી ઓરતોને દુર રહેવાના એ પુરાંના રેવાજનું કારણ શું માનવામાં આવતું હોવું જોઇએ તે વિષે અહીં થોડોક વીચાર કરવો દરૂસ્ત દીસે છે.

કેટલાકો કહેછે કે એવી હાલતમાં ઓરત જાત નબળી થઇ જાયછે, તેથી તેણીને વાજબી રીતે નીરાંત અને એકાંત બેસવાનું ફરમાન આપ્યું છે કે તેથી તેણી બીજાં કામકાજોના સંબંધમાં ન આવે અને પોતાનાં શરીરને નુકશાન ન કરે. એ કારણ પોતામાં કાંઇક મજબુતી સમાવેછે, પણ તે કાંઇ પુરતું કારણ ન હોવું જોઇએ. અવસ્તાનાં ફરમાનમાં તેણીને અશો માણસ વીગેરેથી દુર રહેવા કહેછે તે કાંઇ તેણીના ફાયદા માટે નહી પણ પેલા અશો મરદ વીગેરે ભલી કુદરતના ફાયદા માટે ધારવામાં આવેલું હોવું જોઇએ.

દીનકર્દનાં પેહેલાં દફતરમાં આશમોગોના ૧૬ સવાલોમાં છેલો સવાલ એ દસ્તાંન વાલી ઓરતની બાબદ ઉપર છે. તે ઉપરથી પણ માલમ પડે છે કે એવી હાલતવાલી ઓરતને અશો માણસ, ઝાડપાન વીગેરેથી દુર રાખવા માટે જે કહ્યું છે, તે નહી કે તે ઓરતના ફાયદાને માટે, પણ અશો મરદ વીગેરેના ફાયદાને માટે. એ સવાલનો જવાબ આપનાર પ્રમાણે તે દસ્તાનવાલી ઓરતમાં તેણીની તે હાલતની વખતે કાંઇ ચોકસ બુરી અસર ઉત્પન્ન થતી ધારવામાં આવતી જે અસર તેણીની આસ પાસની ભલી ચીજોને નુકસાંન કરે. દીનકર્દનું એ બાબેનું લખાણ અહીં ઉતારી લેવું ઘણું અગત્યનું છે, કારણ કે દસ્તાનવાલી ઓરતોને શું કારણ સર ભલી પેદાયશથી દુર રહેવાનો રેવાજ હતો તે કારણ ત્યાં સમજાવે છે. દીનકર્દ[1] કહે છે કે,

"પાવ વસ્તુ ઉપર દસ્તાંનવાલી ઓરતની નજર પડવાએ તે વસ્તુને ખરાબ કરવાનો સબબ, નસુસને દસ્તાનવાલી ઓરત ઉપર ઘણાજ જોસ્સાથી દોડવાની કૌવત મલવાને લીધે તથા તે ઓરતની નજરની મારફતે પેલી પાક વસ્તુની અંદર નસુસનો મેલાપ થવાથી છે."

એ લખાણની મતલબ એ દીસે છે કે દસ્તાનવાળી ઓરતની ઉપર નસુશ ગલબો કરે છે અને પછી તે નસુશ પેલી

૧ દસ્તુરજી પેશોતન બેહરાંમજીની દીન કર્દ વા. ૧ પા. ૧૯

ઓરતનાં તનમાંથી અસો માણુસ યા કોઇ પવીત્ર ચીજ ઉપર ગલબો કરે છે. પેલી ઓરત જ્યારે દસ્તાંનની હાલતમાં હોય છે ત્યારે તેણીનું દસ્તાન એક જાતની નજીસાત છે. હવે જેમ દરેક નજીસાત નસુશને અથવા બુરી નુકસાંન કરનારી અસરોને પોતા તરફ ઘણી ખેંચે છે તેમ એક દસ્તાનવાળી ઓરતનું દસ્તાન પણ પોતા તરફ નસુશને ખેંચે છે. પછી તે ઓરત તેણીના દસ્તાંનને લીધે તેણીની તરફ ખેંચાએલા દરૂજને આસ પાસનાં અશો મરદ ઉપર અને પવીત્ર સ્તુઓ તરફ ફેંકેછે અને તેઓને નુકસાન કરે છે. એ ઉપરથી દીસે છે કે અવસ્તાનાં જમાનામાં દસ્તાન એક જાતની નજીસાત, એક જાતનું દરદ ગણાતું જે દસ્તાનવાલી સ્ત્રીની નજદીકમાં આવનારા માણુસને નુકસાન કરતું.

દસ્તાનવાલી ઓરતની નજદીકી માણુસનેજ ફકત નુકસાંન કરનારી માનવામાં ન આવતી પણ ઝાડ પાન વીગેરેને પણ નુકસાન કરતી માનવામાં આવતી. દસ્તાંનવાલી ઓરતની નજદીકીની અસર ઝાડ પાંન અને ખેતી ઉપર વટીક થાય છે એવો અવસ્તાના જમાનાનો વીચાર હાલમાં પણ બીજી કોમવાલા ઘણાક ખેડુતો ધરાવેછે અને ખાતરી પુર્વક રીતે માને છે. એક બાગબાંનની હકીકત મારા સાંભલવામાં આવી છે, જે પોતાના બાગની પડતી અને ઓછા પાકનાં કારણમાં કહેતો કે જે વાડેથી એક કુવો, કે જેનું પાણી તે પોતાની ખેતીમાં લેતો હતો, તે કુવા ઉપર દસ્તાંનવાલી ઓરતોએ પોતનાં કપડાં ધોવા આવવા માંડ્યું તે દીનથી તેનો પાક બીગડવા લાગો.

સને ૧૮૮૫ નાં વર્ષનાં જુન માસનાં "થીઓસોફીસ્ટ" નામનાં યોગ વિદ્યાનાં એક ચોપાન્યાંમાં એ બાબેનો સવાલ કરવામાં આવેછે અને તેનો જવાબ આપવામાં આવે છે તે સવાલ જવાબ દીન કર્દના લખનારની મતલબને મલતા હોવાથી અહીં ઉતારીં લેવા દરૂસ્ત દીસેછે.

સવાલ—"Why is the seclusion of women in menses enjoined? Is it due to the flow of bad magnetic aura all round, or is it because the evil demons are attracted with the impurities or the humidities of the blood? We have seen that blood has something to do with the attracting of the evil agency.

જવાબ—"The seclusion of women during the period of menstruation is a time,—honoured custom amongst several nations. Elementals, it is said, are easily attracted towards the female during this period and so are the infernal incubi. If a woman is moving about freely, the contagion of bad magnetic aura is supposed to inflict every person and thing in the house and render them amenable to the same influence; and hence seclusion and purification are strictly enjoined in this case by the codes of several nations.

**બંદગીનો રેવાજ.**—એવું દીસેછે કે તે જમાનામાં એક કુટંબનાં સઘળા શખ્સો સાથે મળી બંદગી કરતા હતા. અલબતે કેયે કેયે એક માણસ છુતો બંદગી કરતો હોય એવાં બંદગીનાં લખાણો પણ મલેછે પણ ઘણુંખરાં લખાણો દેખાડેછે કે સાથે બંદગી કરવાનો પણ તે જમાનામાં ઘણો રેવાજ હોવો જોઇએ. યજસનેમાં તેમજ યેષ્ટામાં ઘણે ઠેકાણે બંદગી કરનારા અને આરાધના કરનારા ઘણા હોય તેમ "યજમઇદે"નો બહુવચનનો આકાર આવેછે. અલબતે કેટલીક ખાશ બંદગીઓ એકલા એકજ જણમાટે જુદી છે, જે દરેક જણ જુદી ભણતો હોય એવું દીસે છે. દાખલા તરીકે માજદયસનાન તરીકેનું દરરોજ કરવામાં આવતું નાનું એકરારનામું, "મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુસ્ત્રિશ" જે આપણ કુશ્તી બાંધેઆ બાદ "જસમે અંવઘહેમ જદ" થી શરૂ કરીને દરરોજ ભણીએ છીએ; અને "ફ્રસ્તુયે હુમતોઇખ્ય-

સુચા"ની બંદગી જે પણ નીતીની રાહે ચાલવાને કબુલ થવા માટેનું એક નાનું એકરારનામું છે.

વળી બીજું એવું દીસેછે કે કેટલીક બંદગીઓ આમતી મીજલસમાં કરવામાં આવતી પણ તેમાં ચોકસ ભાગ ચોકસ શખસ યા વડા ધર્મગુરૂથી ભણવામાં આવતો અને બીજો ભાગ તે વડા ધર્મગુરૂ સાથ સઘળાઓથી ભણવામાં આવતો.

**જાહેર બંદગીથી મંડલીને આંકોશ.**—એવી જાહેર બંદગીઓ, મંડળીને કોઇ બુરા શખસ તરફ નાપસંદગી દેખાડવામાટે મજબુત સાધન તરીકે ઉપયોગી થાઈ પડતી. એવું દીસે છે કે તે જમાનામાં એવો રેવાજ હતો કે ચોકસ બંદગીઓ કરી તે બંદગી સાથની ક્રિયાની ખાવા લાયક ચીજોની મીજલસીઓ ચાશની કરતા હતા. હવે જો કોઇ શખસ બુરો હોય અને તે મંડલીમાં એક જાતના સડા તરીકે થઇ પડયો હોય તો એવી બંદગીઓમાં તેને આમેજ કરવામાં ન આવતો અને તે ક્રિયાના સામનની ચાશની તેને કરવા દેવામાં ન આવતી. તીરયષ્ટ (ફ. ૫૯)માં અહુરમજદ કહેછે કે તે શતર તીરઇજદની ક્રિયાની ચાશની એવાં બુરાઓ જેઓને મંડળીએ ધીક્કારી કહાડયા હોય તેઓને કરવા દેવી નહી. આવાં યષ્ટમાં પણ એઓને દુર રાખવા કહયું છે.

**સફારે ઉથવાનો રેવાજ**—અવસ્તામાં તે જમાનાનાં લોકોને સફારે ઉથીને ઉદ્યોગી થવાની તાકીદ કરી છે. વંદીદાદ (પ. ૧૮)એ બાબેનાં ફરમાન આપેછે. એ પરગરદમાં "પરોદર્શ" નામના મરઘાને એક ઉપયોગી પ્રાણી ગણ્યું છે કારણ તે પાછલી રાતના પોકાર કરીને માંણસોને લાંબી ઉંઘમાંથી બેદાર કરે છે. એ પરગરદ પ્રમાણે એ મરઘો નીચલો પોકાર કરી માંણસોને જાગૃત કરે છે. (ફ. ૨૪)

"બીદાર થાઓ, ઓ માણસો! સ્તુતી કરો સર્વથી સરસ અશોઇની, નેહેસ્ત નાબુદ કરો દેવોને. તે લાંબા હાથવાલો (એટલે લાંબા હાથ કરી સુવાડી રાખનાર) બુશ્યાંસ્પ નામનો આળસાઇનો દેવ) તમારી ઉપર હુમલો કરે છે. તે સઘળી હાદમંદ દુન્યાને

બામદાદને વખતે જાગૃત થતાં ને વાર ખાબમાં નાખે છે. ઓ માણસો લાંબો વખત વેર સુઇ રહેવું તમોને લાયક નથી."

વળી એજ પરગરદમાં આગળ ચાલતાં (ફ. ૨૬) કહે છે કે જે કોઇ સકારે ઉઠે છે તે બેહેશ્તમાં જવાને શામર્થવાંન થાયછે.

એ ઉપરથી ત્યારે દીસે છે કે અવસ્તાનાં ફરમાનો સકારે ઉઠવાનો રેવાજ ફરમાવે છે. એક અહ્રાસીએ તો ખચીત સકારે પાછલી રાતમાં ઉઠીને થંડે પોહરે પોતાનો અભ્યાસ કરવો તે ફરમાન તો આપણે આગળ તપાસ્યું.

હવે વંદીદાદના ઉપર ઉતારેલા ફકરામાં માણસોને જ્યારે કેહેવામાં આવે છે કે "ઘણોવાર સુઇ રહેવું નામુનાસેબ છે" ત્યારે અવસ્તાના જમાનામાં કેટલા કલાક સુવું મુનાસેબ ગણાતું હતું તે બાબે ખોલ કરતાં આપણને આતશની નેઆએશનો એક ફકરો મળે છે જેમાં ભણનાર પોતા માટે કેટલીક દુઆ માગે છે. તેમાં બીજી દુઆઓ સાથ દીવસ અને રાતનો એક ત્રત્યાંસ ભાગ એટલે દીવસ અને રાત મળી આથ કલાક સુવાની દુવા માગેછે.

**કરકસરની રીત.**—અવસ્તાના જુદા જુદા ભાગોમાં તાકીદ કરવામાં આવે છે કે ઘર સંસારી ખરચોમાં પુરતી કરકસર કરવી. એક ચોકસ કાંમ કરવા ફરમાવ્યું છે પણ તે કાંમ કરવાની જો કોઇને મવસ્સર નહી હોયતો છુત મુકી છે કે તેથી ઉતરતી રીતે બની શકતું હોય તો કરવું. પણ કદી મોહતાને જોઇને નાન. એ ખેંચાવું નહી. દાખલા તરીકે જુદા જુદા માણસોને પોતાના દરજ્જા પ્રમાણે અને પૈસા સંબંધી હાલત પ્રમાણે એક તબીબને અથવા એક રીમન નહવાડનાર યોજદાથ્રેગરને તેની મેહનતનું દામ આપવા ફરમાવ્યું છે. એક હાકમ દંઙ્હુ—પઇતીની મવસર હોવાથી તે વધારે આપી શકે પણ તેટલું એક ગામનો પટેલ (જંતુ-પઇતી) ન આપી શકે માટે તેણે ઓછું આપવું. એ પ્રમાણે દરેકે પોતાની શકિત પ્રમાણે આપવું.

કરકસર જાળવવાનો બીજો દાખલો જોવો હુાય તો વંદીદાદની ૫ મી પરગરદ (ફ. ૬૦)માં મળેછે. ત્યાં કેહેછે કે મુવેલું બચ્ચું જણનારી સુવાવડીનાં કપડાં કોઇ પવીત્ર કામમાં લેવાં નહીં, પણ કહેછે કે જો તે બીજાં હલકાં કાંમમાં લેવાઈ શકાતાં હોય તો લેવાં, તેને ફાકત કદી જવા દેવાં નહી. તેને દસ્તાનવાલી ઓરતનાં અથવા એવા બીજા કોઇ હલકા ઉપયોગમાં લેવાં. પછી કહે છે કે હોરમજદ કોઇપણ ચીજ રદ કરવાને આપતો નથી. એક બારીકમાં બારીક કટકો પણ રદ કરવાને આપતો નથી. એ ફરમાનોની મતલબ એવી છે કે જ્યાં ઘટતું હોય ત્યાં અને જો મવસર હોય તો ઘટતો ખરચ કરવો પણ અણઘટતી રીતે એક અરધી પણ ખરચવી નહીં. એક અરધી પણ વાજબી રીતે બચી શકતી હોય તો બચાવવી અને વ્યર્થ જવા દેવી નહી.



# અવસ્તાના જમાનાની ઘરસંસારી જીંદગીનો સારાંશ.



**અવસ્તા જમાનાનું એક ઘર**—.અવસ્તા જમાનામાં ઘર બે જાતનાં બાંધવામાં આવતાં. એક ખીસાડી શકાય એવાં અને બીજાં ન ખીસાડી શકાય તેવાં. એ ઘરોનાં બાંધ કામમાં લાંકડાં સાથે ઝાવલી અથવા ઘાસનો ઉપયોગ થતો હતો, કેટલા-કોમાં પથ્થર અને છોયનો ઉપયોગ થતો હતો કેટલીક ઇમારતો, જેવી કે હાકેમોની ઇમારત અથવા કીલ્લાઓ, ઘણી મોહતી અને ગંજાવર બાંધવામાં આવતી. સઘળાં ઘરો માળ વગરનાં હતાં.

ઘરો તંદરોસ્તીના કાનુન ઉપર બાંધવામાં આવતાં, રોશનીનાં આવજાવ માટે બારી બારણા રાખવામાં આવતાં અને તેઓમાં જુદા જુદા ઓરડા રાખવામાં આવતા, અને આસપાસ દીવાલ ભરી લેવામાં આવતી.

દરેક ઘરમાં દસ્તાંનવાલી અને સુવાવડી ઓરતો માટે અ-લાહેદી બેસવા માટે જગા રાખવામાં આવતી. તે જગા સુક્કી અને સફાઇદાર પસંદ કરવામાં આવતી. વળી દરેક ઘરમાં ધર્મની ક્રિયા માટે પણ એક જગ્યા અલાહેદી રાખવામાં આવતી.

દરેક ઘરની આસપાસ મોટા ચોક રાખવામાં આવતા, જેમાં ગોસપંદ પાળવા માટે જુદી જગ્યા કરવામાં આવતી. બાકીના ભાગમાં ઝાડપાન (ઓરવરો) રોપવામાં આવતાં.

નવાં ઘરનો ઉપયોગ કરવા પેહેલાં ચોકસ ક્રિયા કરવામાં આવતી હતી.

**ઘરની ઘરસંસારી જરૂરીઆતો.**—ઘરમાં આતશ પાણી અને બરસમ જરૂરનાં હતાં અને તેઓને રોશન અને સ્વચ્છ રાખવાની કાળજી રાખવામાં આવતી. તેઓની હાજરી સુભ ગણાતી હતી અને તેઓ માટે કાળજી રાખવી તે પોતાના કુટંબની આબાદી અને સુખની કાળજી રાખવા બરાબર ગણાતું હતું. આતશને રાત દહાડો ઘરમાં રોશન રાખવાની ફરજ ગણાતી હતી. પાણીની આબાદી કરવી તે દરેક માજદયસનાનની ફરજ ગણાતી. બરસમની પુરાની ક્રિયા દરેક ઘરમાં જરૂરની ગણાતી.

**ઘરનાં ગાય ગોસપંદો.**—એ ઉપરાંત દરેક ઘરમાં ગાય ગોસપંદો પાળવામાં આવતાં તેઓ માટે ઘરનાં ચોકમાં અલાહેદી જગ્યા રાખવામાં આવતી હતી. તેઓની ઘણી માહાવજત લેવામાં આવતી. તેઓને પુરતો ખોરાક આપવામાં આવતો અને હદ ઉપરાંત તેઓ પાસે કામ લેવું એ ગુનાહ સમજવામાં આવતો. એ ગુનાહ કરનારને તેઓ ઘણા સખત શ્રાપ દેતાં જણાવ્યામ આવ્યાં છે.

વળી તે જમાનામાં એ પશુ—ઢોરો માણસોની દોલત તરીકેજ ગણાતાં હતાં. માણસોની દોલત તેઓ પાસે કેટલા શીક્કા હતા તે ઉપરથી ન ગણાતી પણ કેટલાં અને કેવાં પશુ—ઢોરો હતાં તે ઉપરથી ગણાતી. તે જમાનાનાં માણસોનાં નામો પણ એ પશુ—ઢોરોની દોલત ઉપરથી પડતાં હતાં જેમ હાલમાં હાલના જમાનાની દોલતની ચીજો ઉપરથી પડેછે. વૈદોને તેઓની મેહેનતના બદલામાં ફી આપવામાં આવતી અથવા રીમન નહવાડનારાઓને તેઓની મેહેનતનું દામ આપવામાં આવતું તે સઘળુ જુદી જુદી જાતનાં પશુ—ઢોરોથી આપવામાં આવતું.

સર્વ પશુ—ઢોરોમાં ઉંડની કીમત ઘણી ગણાતી. તેનીથી ઉતરતો ઘોડો, પછી ગાય—બળદ, ગધેડું, બકરાં,—મેંઢાં વીગેરે એક પછી એક ઉતરતાં. ઘોડાનો ઉપયોગ ઘણો થતો હતો. તેઓ સ્વારીમાં તેમજ ગાડી (રથ)માં જોડવામાં કામ આવતા. ગાડી

પેહેલવાંનોને લડવામાટે પણ કાંમ આવતી. અસલી રોમનોની માફક પેહેલવાંનો રથમાં બેસી લડતા હતા, જે તેઓ માટેનો અવસ્તાનો "રથેશ્તાર" શબ્દજ દેખાડી આપેછે. એવી રથોમાં ચાર ઘોડાની રથો પણ વપડાતી હોય એવું દીસેછે.

**ઘરસંસારી ઉપયોગનાં વાસણો.**—અવસ્તાના જમાનામાં વાસણો ધાતુ, પથ્થર, માતી અને લાકડાંનાં બનાવવામાં આવતાં હતાં. ધાતુનાં વાસણો વધારે સ્વચ્છ હોવાને લીધે તેઓનો ઉપયોગ વધારે થતો હતો. ધાતુમાં વળી સોનાનો તેની વધારે સ્વચ્છતાને લીધે વધારે ઉપયોગ થતો હતો. તેનો રાંધવાનાં વાસણો, ક્રિયાનાં આલાતો, લડાઇનાં હથ્યારો અને સ્ત્રીઓનાં ઘરેણાં બનાવવામાં પુષ્કળ ઉપયોગ થતો હતો. રૂપાંનો ઉપયોગ પણ એ સર્વ ચીજની બનાવતમાં થતો હતો જોકે તે સોનાં જેટલોજ હતો. એ કીમતી ધાતુઓની અવસ્તાના જમાનામાં અને અવસ્તાવાલા મુલકોમાં ઘણી છત હતી. એ ધાતુઓ, એ મુલકોની નદીઓની રેતીમાંથી તેમજ પહાડોની ખાણુમાંથી મળતી હતી અને તેઓને સ્વચ્છ કરવામાટે ખાશ કારખાનાંઓ હતાં. વળી પશ્ચિમ તરફના ભાગોમાંથી પણ તેની આયાત થતી હતી. સોનાં રૂપાં વતરોગે 'અયડ.હ' અને હઓસફન' નામની ઉતરતી ધાતુઓનો પણ ખાવાનાં વાસણ અને લડાઇનાં હથ્યારો, બનાવવા માટે ઉપયોગ થતો હતો.

**અવસ્તાના જમાનાનું એક કુટંબ.**—એક મરદ અને ઓરત અને તેઓને પેતે અવતરેલાં ફરજંદનું એક કુટંબ ગણાતું હતું ઘરનો ધણી પોતાનાં કુટંબનો વડો ગણાતો હતો. તેની ધણીઆણી તે પોતાનાં ઘરની જાણે રાણી ગણાતી હતી. એક કુટંબનાં સુખનો આધાર જેમ મરદ ઉપર તેમ તેની ઓરત ઉપર હતો.

**કુટંબનો મરદ અથવા ઘરધણી** (નમાન-પઇતી).— દરેક ઘર અથવા કુટંબના ઘરધણીનો પોતાનાં કુટંબ ઉપર કાબુ હતો. તે જાણે કુટંબનો હાકેમ હતો. કુટંબમાં બનતી દરેક બાબદમાં તેનો હાથ હતો. તેમાં બનતા કોઇ પણ વાદવીવાદને ચુકાદો કરવાનો પેહેલાં હક તેને હુતો. દેશના રાજકારોબાર મંડલનો તે એક આસામી (member) ગણાતો. તેનાં કુટંબમાં બનતી કોઇ પણ વાંધા પડતી બાબદનો ફેસલો પેહેલાં તેની સનમુખ થયા વગર, રાજકારોબારના તેના કોઇ વડા (વીસપઇતી) ને અથવા બીજા કોઇ ઉપરીને તેમાં વચ્ચે પડવાનો હક ન હતો. તેના હોકમને માન આપવાની દરેક કુટંબીની ફરજ હતી.

પોતાનાં બાયડી છોકરાં તરફની તેની ફરજ એ હતી કે તેઓનું પાલન પોષણ કરવું અને તેઓની સંભાળ લેવી. વળી તેની ફરજ હતી કે તેઓને સમાર્ગે ચલાવે અને સારો રસ્તો દેખાડે.

**અવસ્તાના જમાનાની એક કુટંબની સ્ત્રી**.—તે જમાનામાં દરેક સ્ત્રીની મોતામાં મોતી ઉમેદ એ હતી કે એક લાયક ખાવીંદ મેલવી ઘરની ઘરધણીઆણી થવું અને બચ્ચાંઓની માવતર થવું. એવી સ્ત્રીઓ ભાગ્યશાળી ગણાતી હતી. તેઓ જવાન, ખુબસુરત, પાલણ-પોષણ કરનાર, ફરજંદની વૃદ્ધી કરે એવો મરદાંનગીવાલો અને ડહાપણવાલો ખાવીંદ હમેશાં ઇચ્છતી હતી. આવાં અર્દવીસુરની નેમાજ કરી તેઓ એ બક્ષેસો માગતી હતી. તેઓ એવા ગુણો ધરાવનાર ખાવીંદની દુઆ પોતે માંગતી હતી તે ઉપરથી ખોલ્લું દીસેછે કે તેણીઓ મોહતી વૃદ્ધ ઉમ્મરે પરણતી હતી કે જ્યારે તેઓ, પરણવું તે શું અને પોતાના પતી તરફ પોતાની ફરજ તે શું તે, સારી પઠે સમજતી હતી. તેઓ પોતાના ખાવીંદ ઉપર પોતાનો સારો વગ ચલાવી શકતી હતી. તેનો ખાલેશ પ્યાર પોતા તરફ મેલવવાને તેઓ કોશેશ કરતી હતી.

એમ કરવામાટે પોતાના પતી તરફની પોતાની ફરજ પુરતી રીતે બજાવવાને તેઓ ઘણી કાળજી રાખતી હતી. પોતાના ધણીનો હુકમ માનવો એ એક માજદયસ્નાન ઓરતની મુખ્ય ફરજ ગણવામાં આવતી હતી, જેમ તે હાલમાં પણ ગણાયછે. પોતાના ધણીને ખુશી અને રાજી રાખવો એ તેઓ ઘણું અગત્યનું ગણતી. પોતાનો પતી બાહેર ધંધે ગયો હોય ત્યારે પોતાની શક્તિ પ્રમાણે સોલે સીંગાર કરી તેની રાહ જોતી બેસ્તી. ટુકમાં દરેક રીતે કોશેશ કરતી કે પોતાના ધણીની નજરમાં "પ્યારી પ્યાર પામેલી અને માન પામેલી થાય." પાક દામાનીને તેઓ પોતાનું કીમતીમાં કીમતી આભુશણ ગણતી.

મંડળીમાં તેઓનો દરજજો ચહડતો હતો. ધર્મ સંબંધી મંદળોમાં તેઓ મરદોના જેવાજ હક ભોગવતી હતી. મરદોના જેવીજ તેઓની ધર્મ ક્રિયાઓ થતી. મરદોની માફકજ મરણ બાદ તેઓની ફ્રવશીઓને યાદ કરવામાં આવતી. કેટલીક ઓરતો મરદોની માફક પોતાના તોલાની સેવા બજાવી જતી તેટલામાટે અનજુમનમાં તેઓની યાદગારી રેહી જતી. તેઓનો દરજજો ચહડતો માનવામાં આવતો હતો તે કારણને લીધેજ કેટલાક ફરેસ્તાઓને સ્ત્રી અથવા નારી ફરેસ્તાઓનું રૂપ આપ્યુ છે.

ઘરસંસારી કામકાજ સીવાય તેઓનો બીજો ઘર બાહેરનો ધંધો કાંઇ ન હતો. કેટલીક સ્ત્રીઓ ઘરબારનાં કાંમથી ફારેગ થઇ સુતરકાંતવાનો અને વનવાનો ધંધો કરતી હતી.

**અવસ્તા જમાનાનાં કુટંબનાં બચ્ચાંઓ.**—અવસ્તાના જમાનામાં બચ્ચાંના બાપ થવું. એ ઘણું માન ભર્યું અને બાગ્યશાળી ગણવામાં આવતું હતું. એ તે જમાનાની રૂઢીને અનુસરતું હતું. હીરોદોટસ પોતાના જમાનાના ઇરાંનીઓ માટે પણ એજ શાહદત આપેછે. એવું કહેછે કે તે જમાનાનાં લોકોનો એવો એતેકાદ હતો કે જેને ત્યાં ફરજંદ હોય તેની ભવીષની

જીંદગી શુખી ગણાય. એવું સીધું લખાણ અવસ્તામાંથી કેયે મલતું નથી, જોકે પરણેલી અને ફરજંદવાલી જીંદગીને વંદીદાદમાં ખુદ અહુરમજદે પસંદ કરી છે.

એ એતેકાદ ઉપરથી અને પોતાનાં કુટંબની પોતા પાછળ વ્યવસ્થા કરવાના વીચાર ઉપરથી અને પોતાના મરણ બાદ પોતાનાં રવાંન અને ફરેોહરની ક્રિયા કરવા માટે કોઇ અમુક શખસ નેમેલો હોવો જાઇએ એવી ધારણાથી આપણામાં પાલક કરવાનો રેવાજ પડયો છે, જે રેવાજ અસલી રોમન મજામાં પણ હતો. પણ રોમનો બાપ અને તેના કરી લીધેલા પાલક વચ્ચે હમેશાં ઓછામાં ઓછો ૧૮ વર્ષનો ફેર રાખતા હતા જે આપણામાં જોવામાં આવતું નથી.

પોતાનાં ફરજંદોનું પોષણ કરવાની દરેક પીતાની ફરજ હતી અને દરેક માવતરની ફરજ હતી કે તેની માવજત કરવી. પોતાનું દુધ પોતાનાં ફરજંદને પાવાને દરેક માતા ફરજ સમજતી. પોતાનાં બચ્ચાંને મેલી પારકાંને ધવરાવવું એ ગુનાહ ગણાતો.

ફરજંદો જે માગવામાં આવતાં તે જાતી અક્કલનાં, ઘર, મોહલ્લો, ગાંમ અને દેશને સીંગાર આપનારાં અને ભલું કરનારાં, ખુબસુરત, આબરૂદાર, તંદરોસત અને વખણાએલાં માગવામાં આવતાં.

એક કુટંબના અતલગનાં ખેશાવંદો તરીકે નીચલાં સગાંઓ ચહડતી ઉતરતી પંકતીનાં ગણાતાં. ૧ લી પંકતીનાં બાપ, માય, છોકરો, છોકરી, ભાઇ, બેહેન. ૨ જીનાં મોતાબાવા, મોતાંમાય, પૌત્ર, પૌત્રી. ૩ જીનાં ભત્રીજો, ભત્રીજી અથવા ભાણેજ, ભાણેજી. ૪ થીનાં કાકા, મામા અથવા કાકી, મામી. ૫ મીનાં કાકા, મામાનો છોકરો અથવા છોકરી અને ૬ થીનાં કાકા, મામાના છોકરાનો છોકરો અથવા કાકા, મામાની છોકરીની છોકરી.

એ બેશીઓનાં મરણ માટે તેનાં સગાઓ અમુક દીવસો શોક યા બંદગીમાં ગુજારતાં હતાં. જો મરનાર ભલો માણસ હોતો તો એ દીવસની સંખ્યા ઓછી હતી પણ જો ભુંડો હોતો તો વધારે હતી, કારણ ભુંડો હોવાને લીધે તેને ભવીષ્યની જીંદગીમાં વધારે દુઃખ પોંચવાનો સંભવ હોવાને લીધે તેનાં બેશીઓને બેવડું દુઃખ લાગતું.

**લગનની બાબદનો સારાંશ.**—અવસ્તાના જમાનામાં લગનના પવીત્ર ગાંઠને ઘણું વજન આપ્યું છે. ગરીબને પરણાવી આપવું એ પુણ્યનું કાંમ ગણ્યું છે. અહુરમજદ પરણેલી અને બચ્ચાં છોકરાંવાલી જીંદગીવાલાને વધારે પસંદ કરે છે કારણ કે તે વધારે ભલી મનશાનીવાલો અને ધન, તન અને મને બળવાંન થાય છે. વળી અવસ્તાના જમાનાની સંસારી હાલત તરફ જોતાં લગ્નનું ફરમાન બરહક દીસે છે કારણકે તેમ કર્યાથી એક માણસ ભતકતી અરધી જંગલી હાલત મેલી દેઈ સુલેહ સંપજથી થરીથાંમ થાઈ ખેતીનો ધંધો અખત્યાર કરે છે. વળી લગ્નને ટેકો આપનાર કારણ બીજું એ માનવામાં આવે છે કે આગલા જમાનામા લોકોનો એવો એતેકાદ હતો કે જે માણસને ત્યાં એક ફરજંદ હોય તે આવતી જેહાંનમાં વધારે સુખ ભોગવે છે. એ એતેકાદ ઉપરથી પાલક અથવા દતપુત્ર કરવાનો રેવાજ આપણામાં તેમજ હિંદુઓમાં જાએજ છે અને આગલા રોમનોમાં જાહેર હતો.

અવસ્તાના જમાનામાં એકજ બાયડી પરણવાનો રેવાજ હતો. એ બાબે જો કે પાધરૂં લખાણ મલતું નથી તોપણ આડકતરી રીતે એ રેવાજની હસ્તી માલમ પડે છે.

લગ્નનુ જોડું માજદયસ્નાનો પોત પોતામાંજ બાંધતાં હતાં. દવયસ્નાનો સાઠે જોડું બાંધવાની મનાઈ હતી. એનું કારણ કુસંપ અને કંકાસ તાળવાનું અને તોલાનાં લોહીનું સ્વચ્છપણુ જાળવવાનું હતું. લોહીનું સ્વચ્છપણું જાળવવાના એ નીયમને

અસલી રોમનો ઘણી હદ સુધી આગળ લઇ ગયા હતા. એ નીયમ ઉપરથી અવસ્તાના જમાનામાં સગપણમાં થતાં લગ્નનો રેવાજ ઉભો થયો હોય. યુનાની લખનારાઓ એ ઉપરથી અસલી જરથોસ્તીઓ માટે જે કહે છે તે કેટલાંક કારણોને લીધે ભુલ ભર્યું છે કે તેઓમાં ભાઇ બેહેન, માતા પુત્ર અને પીતા પુત્રી વચ્ચેનાં લગ્નનો રેવાજ હતો.

લગ્નની ક્રિયા એક મીજલસ સનમુખ, જેમ પરણતાં જોડાંની તેમજ તેઓનાં માત પીતાની રાજી ખુશીથી કરવામાં આવતી.

પરણવાની મરદની ઉમ્મરની હદ ઓછામાં ઓછી ૧૫ વર્ષની હતી. છોકરીની પણ એટલી ધારવામાં આવે છે, પણ બીજાઓ એથી ઓછી ધારે છે, જેઓને રોમનોના કાયદાથી ટેકો મલી શકે, કે જેઓના કાયદા પ્રમાણે એ હદ ૧૨ વર્ષની હતી.

**બચ્ચાંઓને કેલવણી આપવાની રીત.**—લગ્નનાં પેદા પડેલાં ફરજંદોને કેલવણી આપવા માટે પુરતી કાળજી રાખવામાં આવતી. તે કેલવણી જેમ તનની હોતી તેમ મનની પણ હોતી. તનની કેલવણીમાં હથ્યારનો ઉપયોગ કરવો અને ઘોડાપર સ્વારી કરવી એ મુખ્ય હતાં. સારા અને મજબુત ઘોડાના માલેક થવાની તે જમાનામાં ઘણી ખાહેશ દેખાડવામાં આવતી હતી. એટલામાટે કેટલાક માહાન પુરૂષો પોતાની બંદગીમાં એવા ઘોડાની બક્ષિસમાટે ખોદાને અર્જ ગુજારતા હતા. તનની કેલવણી માટે પોતાના જમાનાના ઇરાંનીઓ માટે હીરોદાટસ જે કહે છે તે અવસ્તા જમાના માટે પણ ખરૂં હતું.

મનની કેલવણી ઉપર પણ પુરતું ધ્યાંન આપવામાં આવતું. સાચ્ચું વમાસવું, બોલવું અને કરવું એ બચ્ચાંઓને બચપણથી સીખવવામાં આવતું. પોતાના ખોદા તરફ, પોતાના પાદશાહ તરફ પોતાના ઉસ્તાદ તરફ, પોતાનાં મા–બાપ તરફ

પોતાના બીજાં ભેશીઓ તરફ અને સેવટે કુલ મનુષ જાત તરફ તેઓ શું શું ફરજોથી બંધાએલાં હતાં તે તેઓને સારી પથે સીખવવામાં આવતું હતું.

કેલવણીનો વખત થંડા પોહરેનો હતો. પાછલી રાતના ૩ થી સવારના ૯ અને સાંજના ૩ થી રાતના ૯ વાગતા સુધીના વખત તરફ પસંદગી દેખાડવામાં આવતી.

**અવસ્તાના જમાનાનાં માણસોનો ધંધો**.—અવસ્તાના જમાનામાટે જોકે ત્રણ મુખ્ય પેશા જણાવ્યા છે—ધર્મગુરૂ, લડવૈયા અને ખેડુતના અને પાછલથી હુતોક્ષ એટલે ધંધાદારીઓનો—તોપણ મજાના મોતા ભાગનો ધંધો ખેડુતી હતો. તે જમાનાની વલાણુને અનુસરતી રીતે ખેતીના પેશાને બહુ અગત આપવામાં આવતી. અવસ્તામાં એ પેશાની જાબજા તારીફ કરી છે. ખેતી માટે હલ તે જમાનામાં સારી પથે જણાયલો હતો.

**અવસ્તાના જમાનાનો પોશાક**.—તે જમાનામાં પોશાક કપડાંનો તેમ ચામડાંનો પણ બનાવવામાં આવતો હતો. જુના તવારીખ નવેશો પણ ચામડાંના પોશાક માટે બોલી ગયા છે. પોશાકમાં કોલાહ, ઝભા જેવું એક આખા તનનું વસ્ત્ર, સુરવાળ અને જોડા અથવા મોજાંનાં શબ્દો અવસ્તામાં મલેછે. તે જમાનામાં મરદો માથા ઉપર બાળ રાખતા હતા એવું દીસે છે.

સ્ત્રીઓ પણ સુંદર પોશાક પેહેડતી હતી અને તે સાથે જણસો પેહેડતી હતી. જણસોમાં કાનમાં લુલક, ગળામાં હાર અને પગમાં તુરા જેવી કોઇ જનસ પેહેડતી હતી. સ્ત્રીઓ પોતાના ખાવીંદના બાહેરથી ધંધેથી આવવા આગમચ સોલે સીંગાર કરી તેને આવકાર દેવા માટે તૈયાર રહેતી. તેઓની જનસ ઘણીખરી સોનેરી હતી. ઉંચાં કુળની સ્ત્રીઓ બીવર નામનાં જાનવરનાં ઘણાં કીમતી ચામડાનો પોશાક પેહેડતી હતી.

**અવસ્તા જમાનાનાં લોકોનો ખોરાક.**—લોકોનો ખોરાક સાદો પણ પુશતીકારક હતો. સ્વાદીષ્ટ પકવાનો યા લેહજતદાર મીષ્ટાનોપર ઝાઝું ધ્યાંન આપવામાં ન આવતું. પુરતી મેહનત કરી અંગ રગડી તેઓ પોતાનો સાદો ખોરાક લેતાં હતાં. અનાજ, દુધ, ગોસ, મેવો એ તેઓ પોતાના ખોરાકમાં લેતાં હતાં. શરાબનો પણ તેઓ ઉપયોગ કરતાં હતાં. નબળી હાલતની ઓરતોના ખોરાક માટે ખાશ કાળજી લેવામાં આવતી હતી. ખોરાકને આલુદગી નહી પોંહચે તેની સ્વચ્છતા જળવાઈ રહે અને તેને કાંઇપણ મુરદાર નજીસાત ન લાગે તે માટે ખાશ સંભાળ લેવામાં આવતી.

**બેઠકની રીત.**—ખોરાક લેતી વખતે યા મીજલસ કરતી વખતે યા બીજે સર અવસરે જમીન ઉપર બેસવાનો ચાલ હતો. હાલના જમાનાની ઉંચી બેઠકોનો ઉપયોગ થતો હોય એવું દીસતું નથી.

ઓરતો દસ્તાન અથવા સુવાવડની હાલતમાં બીજાં માણસોથી અલાહેદી દુર બેસ્તી. તેણી ઘરનાં કામકાજના યા બીજા કોઈ સંબંધમાં ન આવતી. પવીત્ર ચીજોથી તેણી ખાશ કરીને દુર રહેતી.

એવી નબળી હાલતમાં તેઓનાં તનમાંથી વહેતી નજીસાતમાં ચોકસ એવી બુરી અસર ધારવામાં આવતી કે જેથી આજુબાજુ બીજી ભલી પેદાયશને જીઆંન થાય જેમ એક દરદ આજુબાજુ દરદનાં બીઓ પાંથરે અથવા એક ખરાબ હવા આજુબાજુ પોતાની ખરાબ અસર પાંથરે તેમ તે નજીસાત વિષે ધારવામાં આવતું.

**બંદગીનો રેવાજ.**—દરેક કુટંબ માટે બંદગી ઘણી અગત્યની ફરજ ગણાતી. તે બંદગીઓ ભેગી તેમજ જુદી કરવામાં આવતી. કેટલીક વાર જાહેર બંદગી મીજલસ હજુર કર-

વામાં આવતી. એવી બંદગી મંદળી માટે સારો આંકોશ ગણાતી, કારણ કે તેવી બંદગી સાઠે ક્રિયા કરેલી ચીજોની ચાશણીથી તે બુરા શખસોને દુર રાખવામાં આવતા કે જેઓને મંદળીએ તેઓનાં બુરાં કરતુકોને લીધે મંદળી બાહેર કર્યા હોય.

**સક્કારે ઉથવાનો રેવાજ.**—બંદગી કરવા માટે, અભ્યાસ કરવા માટે, તેમજ પોતાને ધંધેધાપે લાગવા માટે લોકોમાં સક્કારે ઉથવાનો રેવાજ હતો. એવો માણસ ઉદયોગી અને પ્રમાણીક અને સદગુણી નીવડવાથી બેહેસ્તમાં જાય છે એવું માનવામાં આવતું.

**કરકસરની રીત.**—માણસો પોતાને ધંધેધાપે લાગી જે પેદા કરતા હતા તે વણું કરકસરથી ખરચવાના તેઓને ફરમાન હતાં. ઘટતો ખરચ કરવામાં કાંઇપણ બખીલાઈ કરવામાં આવતી ન હોતી, પણ એક પણ પઈ અણઘટતી રીતે વ્યર્થ જવા દેવા સાંમે ફરમાંનો હતાં. સમારગે અરધી પણ બચાવી શકાય યા પેદા કરી શકાય તો તે ખચીત દરૂસ્ત ગણાતું.



# અવસ્તાની ભૂગોળ.

## ભૂગોળવિદ્યા અને તેના ભાગો.

"ભૂગોળ વિદ્યા" એ પૃથ્વિની સપાટીનું વર્ણન કરનારી વિદ્યા છે. પૃથ્વિની સપાટીના વર્ણનના ત્રણ ભાગ થઇ શકેછે, અને એ જૂદાં જૂદાં વર્ણન વિષેની વિદ્યા જૂદે જૂદે નામે જણાયલી છે. ૧ ગણિત શાસ્ત્રીને લગતી ભૂગોળ વિદ્યા (Mathemetical Geography), ૨ ભૂતળ વિદ્યા (Physical Geography) અને ૩ રાજકીય ભૂગોળ વિદ્યા (Political Geography).

પેહેલી વિદ્યા પૃથ્વિનું સામતુ વર્ણન કરી તેના આકાર, કદ ઇત્યાદીનું બેઆંન કરેછે. ભૂતળ વિદ્યા પૃથ્વિની સપાટી ઉપર નજરે પડતા કુદરતી દેખાવો (natural features)નું વર્ણન કરેછે. રાજકીય ભૂગોળ વિદ્યા, પૃથ્વિની સપાટીની માણસ જાતે કરેલી વેહેચણીને લગતી બાબદોનું વર્ણન કરેછે.

દાખલા તરીકે પૃથ્વિ ગોળ છે કે ચોરસ એ સવાલ નક્કી કરવાનું કામ ગણિત શાસ્રને લગતી ભૂગોળ વિદ્યાનું છે. ઇરાંન વેજ પહાડી મુલક હતો કે સપાત, નદી નાળાંથી ભરપુર હતો કે તે વીનાનો, ફળદ્રૂપ હતો કે વેરાન તે વિષેનું વર્ણન કરવાનું કામ 'ભૂતળ વિદ્યા'નું છે. અને ઇરાંન વેજ કેટલું મોહતું રાજ હતું; તેના જૂદા જૂદા ભાગો કેટલા હતા; તેના તાબામાં કેટલા દેશો હતા; તેની હદમાં પહાડો કેટલા હતા નદીઓ કેટલી હતી, દર્યા કેટલા હતા ઇત્યાદી બાબદો 'રાજકીય ભૂગોળ વિદ્યા' નાં પ્રકરણમાં આવેછે.

આપણા વિષયમાં આપણે એ ત્રણે ભાગો વિષે વીચાર કરીશું. આપણે મુખ્ય કરી ત્રીજા ભાગ વિષે બોલીશું, અને તેમ

કરતાં જ્યાં જ્યાં ભૂતળ વિદ્યાને લગતા ઇસારાઓ મળશે તે તપાસતા જઇશું, કારણ કે કોઇપણ ભાગનું છુતું વર્ણન આપણ મેલવી શકીશું નહી.

**ભૂગોળ વિદ્યાનાં જ્ઞાનની અગત્યતા.**—એક દેશની કે પ્રજાની તવારીખ વાંચવા પેહેલાં તે દેશની ભૂગોળ જાણવી અગતની છે કારણ કે ભૂગોળનું જ્ઞાન, પેહેલી બાબદનું જ્ઞાન સંપાદન કરવાને આપણને મદદ કરેછે. એક દેશ યા પ્રજાની તવારીખમાં બનતા બનાવો તે દેશની ભૂગોળ જાણવા વગર આપણે પુરતી રીતે સમજી શકીયે નહીં. વળી એક દેશની પ્રજાની તન મનની હાલતનો આધાર, તે દેશ પૃથ્વિની સપાતીના કયા ભાગ ઉપર આવેલું છે, તે ઉપર યાને તે દેશની આબો હવા ઉપર રહેછે. એટલા માટે એક પ્રજાની તવારીખ જાણવા પેહેલાં તે દેશની ભૂતળ વિદ્યાનું જ્ઞાન કેટલીક હદ સુધી અવશ્યનું થઇ પડેછે. એક પ્રજા બીજી પ્રજા કરતાં ચોકસ ખવાસો યા ગુણો વધારે યા ઓછા ધરાવેછે યા તદન ઉલટા ધરાવેછે, એ સઘલાંનું કારણ કેટલેક દરજ્જે તે પ્રજાઓના દેશોની આબો હવા ઉપર આધાર રાખેછે. દાખલા તરીકે પાહાડી રેહેવાસીઓમાં બાહાદુરી, હીમ્મત, સ્વતંત્રતા, વીગેરેના ગુણો જેટલા જોવામાં આવેછે તેટલા એક સપાટ મુલકમાં રેહેનારા વતનીઓમાં જવલેજ જોવામાં આવેછે.

**આપણા વિષયની મુશકેલી**—હવે અવસ્તામાંથી તેના જમાનાંના મુલકોની ભૂગોળનું જ્ઞાન મેળવવું એ ઘણું મુશકેલ કામ છે. તેનાં ઘણાંક કારણો છે. તેઓમાં પેહેલું અને મુખ્ય કારણ એ છે કે આપણા અવસ્તાનાં જે પુસ્તકો આપણી પાસે બચી રહ્યાં છે તેમાં એક પણ એવું પુસ્તક નથી કે જેને આપણે ભૂગોળ તવારીખને લગતું ગણી શકીયે. આપણા સઘલા અવસ્તામાં, તવારીખનાં લખાણો તરીકે તો નહી, પણ તવારીખને લગતા ઇશારાઓનાં લખાણો તરીકે જો કોઇપણ લખાણ વજુદ ધરાવતાં હોય તો તે ફકત યશ્તોનાં લખાણો છે. એ યશ્તોમાં જૂદા જૂદા

બાદશાહ પેહેલવાનો અને મહાન પુરૂષોએ જૂદા જૂદા ફરેસ્તાઓની આરાધના કરવાનું વર્ણન આવ્યું છે. એ વર્ણનમાં તેઓની તવારીખના ફક્ત ઇશારાઓ આવ્યા છે. એટલા માટે આપણા અવસ્તાનાં બચી રહેલાં પુસ્તકોમાં ભૂગોળનું પુસ્તક તો રહ્યું, પણ તવારીખનું કોઇપણ પુસ્તક રહ્યું નથી કે જે આપણને આપણા આજના વીષયનાં કામમાં મદદ આપી શકે.

બીજું જે ભાષાના પુસ્તકોમાં આપણને આપણી બાબદની ખોળ કરવી છે તે ભાષાનું પુરાતનપણું આપણી મુશકેલીનું બીજું કારણ છે. ભાશા શાસ્ત્રએ પાડેલી નવી રોશની છતાં કેટલીક વાર કેહવું મુશકેલ થાઇ પડે છે કે એક શબ્દ ખરેખર એક જગાનું નામ છે યા ફક્ત એક પૃથક વીચાર દેખાડનાર શબ્દ છે.

એવી મુશકેલીઓ વચ્ચે આપણથી બની શકે તેમ આપણે આપણો રસ્તો કાપીશું. પેહેલાં આપણ 'ગણિત શાસ્ત્રને લગતી ભૂગોળ' વિષે થોડોક વીચાર કર્યે.

## ગણિત શાસ્ત્રને લગતી ભૂગોલ

**અવસ્તા પ્રમાણે પૃથ્વિ ગોળ છે**—ગણિત શાસ્ત્રને લગતી ભૂગોળના મથાલાં તલે પેહેલી બાબદ જે આપણું ધ્યાન ખેંચે છે તે એ છે કે અવસ્તાના લખનારાંઓમાં પૃથ્વિના આકાર વિષે શું વીચાર હતો ? તેઓ પૃથ્વિને ગોળ માનતા હતા કે ચોરસ ?

વંદીદાદની ૧૯ મી ફરગર્દ, જેમાં આપણા પેગમબરનું થોડુંક દાસ્તાન આવેલું છે તે ઉપરથી માલમ પડે છે કે અવસ્તા લખનારાંઓના વીચાર પ્રમાણે પૃથ્વિ ગોળ છે. એ ફરગર્દમાં જાણે જરથોસ્તને સવાલ કરવામાં આવે છે કે તુંને દેવોની સાંમે થવા માટે અજમતી હથ્યારો (માથ્રવાણી) કહાં મલ્યાં ? તેના જવાબમાં કેહેવામાં આવે છે કે "આએ પૃથ્વિ ઉપર જબાર પર્વતની નજદીક દરેજ (નદી) ની નજદીકમાં પોઉરૂશસ્પનાં ઘેરમાં." અંહી (ફ. ૪)

પૃથ્વિને માટે નીચલા શબ્દો વાપડેલા છે 𐬀𐬢𐬵𐬃 . 𐬰𐬆𐬨𐬋 .
𐬞𐬀𐬚𐬀𐬥𐬀𐬌𐬌𐬃 . 𐬯𐬐𐬀𐬭𐬆𐬥𐬀𐬌𐬌𐬃 . 𐬛𐬏𐬭𐬀𐬉-𐬞𐬁𐬭𐬀𐬌𐬌𐬃
. 𐬫𐬃 એટલે "આએ જમીન જે પોહળી ગોળ અને પાર કરવાને દુર (અથવા મુશકેલ) થઇ પડે એવી." એવાજ શબ્દો પૃથ્વિ માટે મેહેરયશ્ત (ફ. ૯૫) માં પણ વાપડેલા છે ત્યાં મેહેર વિષે બોલતાં કહેછે કે તે "આએ પૃથ્વિ કે જે પોહલી ગોળ અને પાર કરવાને દુર (અથવા મુશકેલ) છે તેની બે કીનારાએ કરી હદ બાંધે છે." અશીસંગયશ્ત (ફ. ૧૯) માં પણ પૃથ્વિ માટે એજ શબ્દો વપડાયલા છે. આવાં યસ્ત (ફ. ૩૮) માં પણ પૃથ્વિ માટે એવાજ શબ્દો આવેછે, જોકે જેમ ઉપલા બે ફકરાઓમાં મલેછે તેમ એ ફકરામાં પૃથ્વિ માટે (𐬀𐬢𐬵𐬃 . 𐬰𐬆𐬨𐬋 .) 'અઘૂહાઓ જેમો' એવા શબ્દો મલતા નથી પણ 'પથનયાઓ, સ્કરેનયાઓ, અને દુરએ—પારયાઓ' શબ્દો સ્રીલીંગ છઠ્ઠી એક વચનમાં વપડાયલા છે તે ઉપરથી ખોલ્લું દીસે છે કે એ શબ્દો "અંઘૂહાઓ જેમો" એવા નહી વપડાયલા (Understood) શબ્દોને લાગેછે કે જેમ તેઓ વંદીદાદ અને મેહેર યશ્તના ઉપલાં ફકરાઓમાં લાગેલા છે. એ સઘલા ફકરાઓમાં "ગોળ" શબ્દ દરસાવા 𐬯𐬐𐬀𐬭𐬆𐬥𐬆𐬨 . 'સ્કરેન' શબ્દ વાપડેલો છે. એ શબ્દ* લાટીન (Circulus) સરકયુલસ અને અંગ્રેજી (Circular) 'સરક્યુલર' ને મલતો છે, જે શબ્દનો અર્થ પણ ગોલ થાય છે. એ શબ્દનો ધાતુ (𐬯𐬐𐬀𐬭 .) 'સ્કર' છે જેને મલતો સંસકૃત स्खल છે. એ ધાતુનો અર્થ "ગોળ ફરવું" એવો થાય છે.

**અવસ્તા પ્રમાણે પૃથ્વિ અધર છે**—હવે આપણી ગોળ પૃથ્વિ, કશા ઉપર તકેલી નથી પણ અધર છે એમ ફરવરદીન યશ્ત (ફ. ૨) ઉપરથી માલમ પડે છે. અહીં અહુરમજદ જરથોસ્તને કહે

---

* એરવદ કા૦ એ૦ કાંગાના વંદીદાદની ફરહંગ.

છે કે "મેં એ (ફ્રવશી) ઓના ચલકાત અને તેજની મદદથી આએ આસ્માન જે પ્રકાશીત અને ખુશનુમા છે અને જે આએ જમીનને આસપાસથી ધાંકી નાખે છે તેને ટેકવી રાખ્યો છે." એ ફકરા ઉપરથી એક હાથ ઉપર એમ માલમ પડે છે કે આસમાન અધર છે અને બીજા હાથ ઉપર માલમ પડેછે કે આપણી જમીન પણ કશાની ઉપર તકી રહી નથી પણ અધર છે, કારણ કે તે જો કશાની ઉપર તકેલી હોયતો તેની સઘલી બાજુએથી આસમાન ફરી વલેલો ન કહેવાય. અવસ્તાના વખતમાં ગુરૂત્વાકર્ષણનું જ્ઞાન હોય કે ન હોય પણ એટલુંતો ચોકસ દીસે છે કે તે વખતમાં એવું માનવામાં આવતું હતું કે જેમ આસમાન તેમ આપણી પૃથ્વિ અધર છે.

ફરવરદીન યશતના ઉપલા ફકરાને મલતો ફકરો વંદીદાદ (૫ ફ. ૨૫) માં પણ આવે છે ત્યાં કહે છે "જેમ વોઉરૂ–કશ દર્યો બીજા દર્યાઓ કરતાં મોહતો છે, જેમ એક મોહતું ઝાહડ બીજાં નાનાં ઝાહડોને ધાંકી નાખે છે અને જેમ (આસમાન) જમીનને ધાંકી નાખે છે (જમીનની આસપાસ ફરી વલે છે) તેમ જરથોસ્તી દીન બીજી દીનો કરતાં સરસ છે.

આમણી પૃથ્વિ અધર છે એવું દેખાડવા માટે ઉપલી શાહદત કદાચ આડકતરી ગણાય પણ યજશનેના ૪૪ મા હા (ફ. ૪) ઉપરથી એ વિષેની સીધ્ધી શાહદત મલે છે. એ હા આપણા પેગમબરના કેટલાક સવાલોનું લખાણ છે. ત્યાં તે અહુરમજદને સઘલી ચીજોના પેદા કરનાર અને સઘલા સબઓના ઉત્પન્ન કરનાર (Causer of all causes) તરીકે ગણી સવાલ કરે છે કે:—

"તત્ ત્વા પેરેસા એરેશ મોઇ વઓચા અહુરા કસ્ના દરેતા ઝામચા અદેનબાઓસ્ચા અવપસ્તોઇશ"

એટલે "ઓ અહુર હું તુને (જે) પુછુછું તે તું બરાબર મને કેહે કે કોણ જમીનને પડી જવાથી પકડી (ટેકવી) રાખે છે!"

એ ફકરા ઉપરથી દીસે છે કે આપણી પૃથ્વિ અધર છે અને તે કોઇ સબબને લીધે પડી જવાથી અટકી રહે છે, એમ તે જમાનામાં માનવામાં આવતું હતું.

**આપની પૃથ્વિ ફરે છે**—પૃથ્વિ અધર છે કે ટેકવેલી છે તે સવાલ પછી પૃથ્વિ ફરે છે કે સુર્ય ફરે છે તે સવાલ આપણું ધેઆન ખેંચે છે. એ સવાલનો ચુકાદો કરવા માંટે અવસ્તાનો સીધ્ધો ઇસારો કેઠે નથી, કે જેથી આપણે એક યા બીજી તરફ વીચાર જણાવી શકીએ. પણ એ બાબદનાં આડકતરા ઇશારા તરીકે વંદીદાદની ૨૨ મી પરગરદનો ૧ લો ફકરો અહિં તપાસવા જોગ છે.

એ ફકરામાં શરૂઆતમાં અહુરમજદ જરથોશતને કહે છે કે હું જે અહુરમજદ છું અને હું જે ભલી ચીજોનો આપનાર છું તેણે આએ ખુબસુરત રોશની અને દેખામનું મકાન ( ઘેર ) પેદા કર્યું. એ શબ્દો પછી એ પરગરદમાં નીચલા શબ્દો આવે છે. 𐬎𐬰𐬌𐬌𐬈𐬥𐬌· 𐬞𐬁𐬌𐬭𐬌𐬌𐬈𐬥𐬌· ઉઝયેની પારયેની એટલે "હું આગલ જઇશ હું પાર કરીશ"

હવે ઉપલા ફકરામાં (𐬥𐬨𐬁𐬥𐬆𐬨·) મકાંન" શબ્દ શાને લાગેછે તે બાબે વાંધો છે. પેહેલવીવાંલાઓ એ અર્થ ગરોથમાન ([illegible]) ને લગાડે છે કે જે શબ્દ અવસ્તામાં— 𐬔𐬀𐬭𐬋.𐬥𐬨𐬁𐬥𐬆𐬨· "ગરો-માન" છે. દાર્મેસ્ટેટે જે પોતાના તરજુમાંમાં ઘણો ખરો પેહેલવીવારાંઓને આધારે ચાલે છે, તે પણ એજ અર્થ કરે છે. હારલે શકમંદ છે કે એ અર્થ પૃથ્વિને લાગે છે કે સઘલી પેદા કરેલી દુનીઆ (પેદાયેશ) ને લાગે છે. ગમે તે હોય પણ એટલુ દીસે છે કે તે "ગરોથમાંન" ને તો કબુલ રાખતો નથી. સ્પીગલ અને કાંગા એ શબ્દ આપણી પૃથ્વિને લ-

ગાડે છે અને તેનાં ટેકામાં તેઓ વાજબી રીતે તકરાર કરે છે કે એ ફકરાની પછી તુરત જે જણાવે છે કે "ત્યારે આહરેમને ૯૯૯૯૯ (એટલે અગણીત) દરદો પેદા કર્યાં" તે ગરોથમાંન બેહેશતને કેમ લાગી શકે ? બેહેશ્તતો દુઃખ દરદોથી નીરાલું છે. આએ દુનીઆનીજ ભલી પેદાયશોની સામે આહરેમન વાટ તરીકે ઉપલી પેદાયશો પેદા કરે છે. એ ઉપરથી ત્યારે એ મકાંન શબ્દ આપણી પૃથ્વિનેજ લાગુ પડે છે.

હવે જ્યારે એ "મકાન" તે પૃથ્વિજ છે ત્યારે એ ફકરાની સેવટે આવેલા શબ્દો "હું આગલ જઇશ, હું પાર કરીશ" પૃથ્વિનેજ લાગું પડે છે. એ શબ્દો ક્રીયાપદ તરીકે પેહેલા પુરૂષ આજ્ઞાર્થમાં છે તેથી કાંતો એ શબ્દો પૃથ્વિને લગાડે છે કે જાણે તે કહેતી હોય કે "હું આગળ જઇશ ફરીશ" વીગેરે. એ બરાબર દીસેછે. અથવા તો આપણે એમ લેઇએ કે એ શબ્દો જો કે અકર્મકછે તોપણ બે કાયદે અહીં સકર્મક તરીકે વપડાયા હોય અને અહુરમજદ પોતે કહેતો હોય કે હું (એ પૃથ્વિને) "આગળ ચલાવીશ આગળ લેઇ જઇશ." અથવા તો આપણે એ શબ્દોને એક બોલવાના સંપ્રદાય (phrase) તરીકે પૃથ્વિને લાગતા ગણીએ કે અહુરમજદ કહે છે કે મે, પૃથ્વિને "હું આગળ જઇશ હું આગળ વધીશ" એવી હાલતમાં પેદા કીધી "એટલે ફરતી અને વધતી પેદા કરી."

કોઇપણ વાકયરચના લેઇએ પણ એ શબ્દો પૃથ્વિને લગતા છે એવું દખાએ છે આપણી પૃથ્વિ થંબ નથી પણ ફરે છે તેનો એ ઇસારો દીસે છે.

હવે પેહેલવી બુનદહેશ (બા. ૫) માં તો બેશક તદન ખોલ્લાં લખાણો છે, કે તેનાં લખાણનાં વખતમાં પૃથ્વિ ફરે છે એવો વીચાર હતો. હાલનું પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર (Natural philosophy) પૃથ્વિની દરરોજની અને વાર્ષિક ગતી (Diurnal and annual motion)નું જે વર્ણન આપે છે. અને જે વર્ણન પ્રમાણેની ગતીને

લીધે "દીવસ અને રાત" અને "રૂતુઓ" ઉતપન થતી સહેમજાવે છે, તેવુંજ, નજદીક તેવુંજ વર્ણન બુંનદહેશમાં આપેછે. એ વર્ણન પ્રમાણે તે વખતનાં ખગોળ વીદ્યા શાસ્ત્રીઓએ પોતાની પેહેલી મધ્યાન્હ રેષા, પોતાના કટીબંદા વીગેરે સઘલું મુકરર કરેલું દીસેછે.

હવે જ્યારે બુનદહેશનાં વખતમાં એવા વીદ્યા પ્રમાણેનાં પીચારો બેશક ખોલ્લા હતા, અને જ્યારે બુનદહેશનાં લખનારે તેના વારેવદીએ જણાવવા પ્રમાણે અસલી અવસ્તાનાં પુસ્તકોનો આધાર લીધો હતો કે જે પુસ્તકો હાલ આપણી પાસે બચી રહ્યાં નથી, ત્યારે અવસ્તાનાં લખાંનોમાં એ બાબેનાં ઇસારાઓ મલે એમ બની શકે એવું છે. એટલુંતો ચોકસ છે કે એ વીચારની વીરૂધનાં ઇસારાઓતો અવસ્તામાંથી ખચીત મલતા નથી. અવસ્તાવાળા અસલી ઇરાંનીઓ ખગોળ વીદ્યાનું જ્ઞાન ધરાવતા હતા એમ મી૦ ચાર્લસ પૉસ્ટન નામનો ગ્રહસ્થ જણાવે છે. એ શખસનાં મતનો સાર મી૦ જમશેદજી પાલનજી કાપડીઆ પોતાની "મેજીઅન મોનારકીઝ" નામની ચોપડીને પાને ૨૨૭ મે નોટમાં નીચે પ્રમાણે જણાવે છે. "મી૦ ચારલસ પોસતન કહેછે જે અસલનાં ઇરાનીઓ ખગોળ વિદ્યા સંબંધી ઓહોલું જ્ઞાન ધરાવતા હતા. યાહુદીઓ માંફક "આ ધરતીને ચાર ખુંનાં છે." એવો બેહુનદો વીચાર તેઓમાં જોવામાં આવતો નથી પરંતુ તેને બદલે આ જમીન ગોલ છે તથા તે સુર્ય આંશપાશ ફરે છે એમ ગાલીલીઓએ શીધ્ધાંતો સાબેત કરીઆં તેની સેંકડો સદીઓ આગમજથી પારસીઓનાં નીઆએગાનોમાં તે વાત સારી કાંની જણાએલી હતી. આસમાનનાં નકસા તેઓ બનાવતા હતા; આસત્રલોબ (એસત્રાલોબ) યાને તરાજુએ અનજુમનું હથીઆર તેઓ વાપરી જાનતા હતા. અને ઈસાનાં દારની પુર્વે તેઓ એક હજાર થાને બી વધારે સાબેત શેતારાઓના કયાતલગો વટીક પોતે બનાવી ગયા હતા. જુઓ એનાં પારસીઓ વીશે લખેલાં ચોપાન્યાને શ૨૬. ૩૫ મે."

**દીશાઓ**—ચારે દીશાઓને લગતી બાબદો પણ ગણિત શાસ્ત્રને લગતી ભૂગોલવિદ્યા" નો ભાગ હોવાથી અવસ્તામાં દીશાઓનાં નાંમો શુ છે તે આપણે નક્કી કરીએ,

પુર્વ દિશાને માટે અવસ્તામાં (𐬎𐬱𐬀𐬯𐬙𐬀𐬭𐬀.) 'ઉશસ્તર' શબ્દ આવે છે. એ શબ્દ વંદીદાદ ( ૧ ફ. ૧૯ અને ૧૯ ફ. ૫) માં સરોશ યશ્ત (કરદ ૧૧) માં અને મેહેર યશ્ત (ફ. ૧૦૪) માં આવે છે.

પશ્ચિમ દિશાને માટે (𐬛𐬀𐬊𐬱𐬀𐬙𐬀𐬭𐬀.) 'દઓશતર' શબ્દ આવે છે, અને તે વંદીદાદ (૧ ફ. ૧૯) સરોશ યશ્ત (ક. ૧૧) અને મેહેર યશ્ત (ફ. ૧૦૪) માં મળે છે.

ઉત્તરને માટે (𐬀𐬞𐬁𐬑𐬙𐬀𐬭𐬀.) 'અપાખ્તર' શબ્દ આવે છે, અને તે વંદીદાદ (૭ ફ. ૨, ૩, ૫; ૮ ફ. ૧૬, ૧૮, ૨૧, ૭૧; ૯ ફ. ૨૬, અને ૧૯ ફ. ૧) માં હાદોખ્ત નુશક (ફ. ૨૫) અને અરદી બેહેશ્ત (ફ. ૧૭) અને ખોરદાદ (ફ. ૯) ([1]) યશ્તોમાં મળે છે. ફારસી બાખ્તર એજ શબ્દ ઉપરથી છે.

દક્ષિણને વાસ્તે (𐬭𐬀𐬞𐬌𐬚𐬡𐬀. 𐬭𐬀𐬞𐬌𐬚𐬡𐬌𐬙𐬀𐬭𐬀.) 'રપીથ્વ તથા રપીથ્વીતર" શબ્દો આવે છે અને તે વંદીદાદ (૨ ફ. ૧૦, ૧૪, ૧૮ )માં અને હાદોખ્ત નુશ્ક ( ફ. ૭ ) માં મળેછે. એ દિશામાટે (𐬛𐬀𐬱𐬌𐬥𐬀.) 'દશિણ' શબ્દ પણ મલેછે.

દિશાઓના ચાર શબ્દો ઉપરથી પેહેલવીમાં પણ એઓને મલતાં નીચલાં નામો મલેછે ૧ [Pahlavi] ઉશસ્તર, ૨ [Pahlavi] દોશસ્તર, ૩ [Pahlavi] અપાખ્તર અને ૪ [Pahlavi] રપથ્વીન.

---

૧ વેસ્ટરગાર્ડ એ શબ્દ અંહી નથી આપતો.

**આપની પૃથ્વિના ભાગો**—અવસ્તા ઉપરથી માલમ પડે છે કે અસલના વખતમાં પૃથ્વિના ત્રણ મોહોતા ભાગ ગણવામાં આવતા હતા. યજશને ( ૧૧ ફ. ૭ )માં કહેછે " અફ્રાસીઆબને જમીનના ત્રીજા ભાગની વચમાં લહોડાંની સાંકલે બાંધી કેદ કરવામા આવ્યો હતો."

હવે એ ત્રીજા ભાગનો ઇસારો ફરવરદીન યશ્તનાં ત્રીજા ફકરામાં પણ આવેછે, તે ઉપરથી માલમ પડેછે કે એ કોઇ જમીનની સપાતીના ભાગનો ચોકસ ઇસારો નથી પણ આસ્માનપર પ્રકાશતા સુર્યની રોશનીના સંબંધમાં એ ત્રણ ભાગો દીસેછે. એ ઇસારો મને ખનીથરબાંમીનાં કેસ્વરને માટે દીસેછે. એ ખનીરથબામીને વચમાં ગણી તેની પૂર્વ, પશ્ચિમે એ અને ઉત્તર, દક્ષિણે ચાર કેસ્વરો જણાવેલા છે. તેથી પૂર્વ પશ્ચિમ, અને વચલો ભાગ મલી ત્રણ અથવા ઉત્તર દક્ષિણ, અને વચલો ભાગ મલી ત્રણ ગણી એમ ત્રણ ભાગ ગણ્યા હોય; અને એ ત્રણમાંનો વચલો તે ખનીરથબાંમી થાય. ફરવરદીન યશ્ટ (ફ. ૩)માં કહેછે કે " આસ્માન જાણે એક પક્ષિની માફક જમીનનાં ત્રીજા ભાગને રોશન કરતો ઉભો રહેછે." એ ઉપરથી દીસેછે કે એ ખનીરથ હોય; કારણ કે ખનીરથ વચમાં આવવાને લીધે સુર્યનાં કીરણો તે ઉપર વરસનો મોતો ભાગ ઉભાં પડેછે.

વેદ ( રીગવેદ ૧ ૩૪. ૮ )માં પણ પૃથ્વિને त्रीषन्स એટલે ત્રણ ભાગવાલી જણાવી છે.

**કેશ્વરો**—પૃથ્વિનાં ત્રણ મોતા ભાગવાલા (હા. ૧૧ ફ. ૭) ફકરા ઉપર નોટ આપતાં ડાકટર સ્પીગલ કહેછે કે "એ ફકરા ઉપરથી માલમ પડેછે કે અવસ્તાનાં વખતમાં જમીનના સાત ભાગો (હફ્ત કેશ્વર )માં વેહેંચણી થયલી ન હતી." ડાકટર સ્પીગલનું એ કહેવું દરૂસ્ત દીસતું નથી. આપણી પૃથ્વિ સાત કેશ્વરોમાં વેહેચાયલી હતી એવું અવસ્તાનાં ઘણાક ભાગો ઉપરથી માલમ પડેછે.

(આવાં યશ્ત ફ. ૩૦, તીર ફ. ૪૦, મેહેર ફ. ૮૫, રામ ફ. ૨૦, જમ્યાદ ફ. ૮૨, યજશને હા ૩૨ ફ. ૩, હા ૬૧ ફ.૫)

વંદીદાદ (૧૯ ફ. ૩૯) પ્રમાણે એ સાત ખંડોનાં નામ નીચે પ્રમાણે છે ૧ [illegible] અરેઝહી. ૨ [illegible] સવહી. ૩ [illegible] ફ્રદધફશુ. ૪ [illegible] વીદધફશુ. ૫ [illegible] વોઉરૂબરેસ્તી. ૬. [illegible] વોઉરૂજરેશ્તી. ૭ [illegible] ખનીરથબામી.

હવે અવસ્તામાં એ કેસ્વરો વિષે એઓનાં નામ સીવાય બીજુ કાંઈ મળતું નથી. એઓ એક મેકની કેઈ દિશાએ આવ્યાછે એ વીગેરેનું બેઆન બુનદેહશના ૫ મા અને ૧૧ માં બાબમાંથી મળે છે. એના ૧૧ મા બાબમાં કહે છે કે આપણી પૃથ્વિનો અરધો ભાગ પાણીથી ઢંકાયલો છે. હાલના વિદ્વાનો પ્રમાણે એથી પણ વધારે ભાગ પાણીથી ઢંકાયલોછે, એઓની ગણત્રી પ્રમાણે આપણી પૃથ્વિની હાલની સપાતીના જો આપણે ૧૦૦૦ ભાગ કર્યે તો ૭૩૪ ભાગ પાણી છે અને ૨૬૬ ભાગ જમીનછે. હવે એ કેતાબ પ્રમાણે પૃથ્વિનો જે ભાગ પાણીથી ઢંકાયલો નથી તે સાત ભાગો (કેસ્વર)માં વેહેચાયલો છે. એ કેસ્વરોની ગોઠવણ વિષે કહે છે કે 'ખનીરથ' વચમાં છે. તેની પુર્વે સવહી, પશ્ચિમે અરેઝહી, દક્ષિણે ફ્રદધફશુ અને વીદધફશું, ઉત્તરે વોઉરૂબરેસ્તી અને વોઉરૂજરેસ્તી આવેલા છે.

**કેસ્વરો તે કુટિબંદ**—હવે આપણી પૃથ્વિની સપાતીની જે સાત કેશ્વરોમાં વેહેચણી થાઈ છે તે કેશ્વરો તે શું, તેનો વીચાર કરતાં બુનદેહેશના ૫ મા અને ૭ મા બાબ ઉપરથી દીસેછે કે એ કેશ્વરના ભાગો આખી પૃથ્વિની સપાતીના તે વખતના કરેલા ભાગો હતા. નહી કે અવસ્તાના વખતમાં યા તેની આગમચ

જણાયલા કોઈ મુલકોનાં નામો. જેમ હાલના આપણા ભૂગોળ વિદ્યાર્થીઓ આપણી પૃથ્વિની સપાતીના કટિ બંદો (Zones) માં ભાગ કરે છે તેવી જાતના એ ભાગો હતા. આપણાં હાલનાં કટિબંદો સુર્યની ગરમી રોશનીનાં સબંધનાં ભાગો છે. અવસ્તાના કેશ્વરો પણ એજ મીસાલનાં ભાગો હતા. બુનદેહેશમાં "ખનીરથબામી ને માટે જે કહે છે કે તે વચમાં છે અને તેનો વીસ્તાર અર્ધો છે અને બાકીના ૬ કેશ્વરો જે તેની આજુ બાજુએ છે તેઓનો વીસ્તાર બધો મલીને બાકીનો અર્ધો છે" તે ઉપરથી એ 'ખનીરથબામી'નો મુળક હાલના ઉષ્ણ કટિબંદ (Torrid Zone) વાલા મુળકને મલતો લાગે છે. એ ઉષ્ણ કટિબંદનો મુળક પણ આપણી પૃથ્વિની સપાતીની વચમાનો ભૂમધ્ય રેષાની આસ પાસનો ભાગ છે. હાલની ગણત્રી પ્રમાણે પૃથ્વિની સપાતીના જો ૧૦૦ ભાગ કર્યા હોય તો ઉષ્ણ કટિબંદમાં ૪૦ ભાગ આવે. હવે બુનદેહેશમાં ખનીરથને માટે કહે છે કે તે પૃથ્વિની સપાતીનો અર્ધો ભાગ રોકે છે, એટલે ૧૦૦ માંથી ૫૦ ભાગ રોકે છે. એ પ્રમાણે ઉષ્ણ કટિબંદના અને ખનીરથના વીસ્તાર વચ્ચે ફકત ૧૦ ભાગનો ફેર આવે છે. વળી જે કારણને લીધે ઉષ્ણ કટિબંદનું નામ પડયું છે તેજ કારણને લીધે ખનીરથનું નામ પડયું હોય. ઉષ્ણ કટિબંદ (Torrid Zone) એ બેઉ ગુજરાતી તેમજ અંગ્રેજી નામોનો ધાતું, 'ગરમ થવું, બળવું' એવો અર્થ દેખાડેછે. તેમજ 'ખનીરથ' શબ્દનો ધાતુ પણ "ખન એટલે ચલકવું અથવા પ્રકાશવું" એવો અર્થ દેખાડે છે.

આપણામાં પૃથ્વિના સાત કેસ્વરો ગણ્યાછે તેજ પ્રમાણે ફારસી લખનારા પણ હફ્ત કેશ્વર ગણે છે. આરબોએ પણ હફ્ત એકલીમ ગણ્યાછે. નેર્યોસંઘે એને મલતો भूसप्त द्वीपायाम બોલ વાપડેલો છે.

## ભૂતળ વિદ્યા (PHYSICAL GEOGRAPHY.)

પૃથ્વિની સપાતી ઉપર નજર પડતા કુદરતી દેખાવો, જેવા

કે દર્યા, નદી, નાળાં, પહાડ, ખીન સરોવર, ઇત્યાદી–નું વર્ણન ભૂતળ વિદ્યા કરેછે. માટે એ મથાળાં હેથળ પૃથ્વિની સપાતી ઉપર નજરે પડતા એ કુદરતી દેખાવો (natural features)નાં અવસ્તામાં શું નામો મળેછે તે આપણે તપાસીએ, એટલે કે અવસ્તામાં સાધારણ ભૂગોળ વિદ્યાને લગતા બોલો (Geographical terms) માટે શું શબ્દો આવેછે તે આપણે નક્કી કર્યે.

## જમીનના ભાગો.

**ખંડ**–જમીનના સૌથી મોહતામાં મોહતા ભાગ 'ખંડ'ને માટે (𐬐𐬀𐬭𐬱𐬎𐬎𐬀𐬭𐬆 અથવા 𐬐𐬀𐬭𐬱𐬎𐬎𐬀𐬥) કર્શીવરે અથવા કર્શીવન શબ્દો આવેછે (વં. ૧૯ ફ. ૧૩, ૩૯, મેહેર યશ્ત ફ. ૧૬.)

**'ટાપુ'** અથવા **'બેત'**–એને માટે અવસ્તામાં કોઇ શબ્દ મલતો નથી, એ ઉપરથી અનુમાન જાયછે કે અવસ્તા ભાષા વાપડનારી એરીઅન પ્રજાની આમદો રફત પોતાના મુલકની બાહેર દર્યામાં હોય નહી કારણ કે એમ હતે તો તેઓની ભાષામાં દર્યાની વચમાં આવેલા જમીનના ભાગનું નામ મલતે.

**પાહાડ**—પહાડનું નામ અવસ્તામાં 𐬞𐬀𐬎𐬭𐬎𐬎𐬀𐬙𐬁 પઉર્વત છે જેને મલતો સંસ્કૃત પર્વત આપણી ગુજરાતીમાં વપરાયછે. એ શબ્દ ફકત જમ્યાદ યશ્ત (ફ. ૩)માં જ્યાં થોડાક પાહાડોનાં નામ આવેછે ત્યાં અને યજશનેના વીસઅપાંમ નામના ૧૦ મા હા (ફ. ૧૨)માં હોમ પાલાનાં મકાન તરીકે આવેછે. પહાડને માટે બીજો શબ્દ અવસ્તામાં (𐬔𐬀𐬌𐬭𐬌) (ગઇરી) પેહલવી [illegible] અને સં. गिरि આવેછે. એ બે શબ્દો વચ્ચે ફરક દીસે છે. પઉર્વત શબ્દ પહાડોની હાર (mountain chains)ને અર્થે વપડાયલો જમ્યાદ યશ્ત (ફ. ૩) ઉપરથી માલમ પડેછે કારણ કે એ યશ્તમાં જ્યાં એક નામમાં એક કરતાં વધારે પહાડોની સંખ્યા દેખાડી છે ત્યાં એ

શબ્દ વાપડયો છે. પણ સાધારણ રીતે એક પહાડ દરશાવવામાટે "ગઇરી" શબ્દ વાપડયો છે.

પાહાડને માટે [illegible] કઓફ=[illegible]=સં. કૂપ=ફા. કુહ શબ્દ પણ વપડાયલો મલેછે (બેહેરામ ફ. ૨૧ અને જમ્યાદ ફ. ૩). એ શબ્દ [illegible] 'ગઇરી'થી ઉતરતો છે, અને એનો અર્થ એક નાનો પાહડ અથવા મોહતો ટેકરો એમ થતો દીસેછે. અવસ્તામાં વળી [illegible] શબ્દ આવેછે, તેનો અર્થ પણ પહાડ થાયછે. જેમકે આવાં અર્દવીશુર નીઆએશમાં "હુકર્યાત હચ બેરેઝંઘહાત" એટલે "હુકર્ય પહાડથી." એ શબ્દ ફકત વિષેસન તરીકે પણ લેવાય અને તેનો અર્થ "બુલંદ" તરીકે થાય. "પહાડની ઉંચાઇ" એવો સાધારણ અર્થ દખાડવામાટે તે વારે ઘડીએ વપડાય છે.

**પહાડની ટોંચ**—પહાડની ટોંચને માટે અવસ્તામાં([illegible]) 'બરેશ્નુ' શબ્દ આવે છે (વં. ૨ ફ. ૨૩). વળી બેહેરામ યશ્ત (ફ. ૨૧)માં એ અર્થે ([illegible]) 'વિગાથંવહે' શબ્દ વપડાયલો છે. 'ગઇરી'ની ટોંચ તરીકે 'બરેશ્નું' શબ્દ વપડાય છે અને 'કઓફ'ની ટોંચ તરીકે એ શબ્દ વપડાય છે.

**પાહાડની ખીન**—ખીનને માટે ([illegible]) 'રવન શબ્દ આવે છે. જે અંગ્રેજી (ravine)ને મલતો છે (વં. ૨ ફ. ૨૩). એને માટે મેહેર યશ્ત (ફ. ૩૮)માં 'દરેન'([illegible]) શબ્દ પણ આવેછે પણ 'રવન' કરતાં 'દરેન'ની ઉંડાઇ ઘણી થોડી હોયછે, તે એ ફકરા ઉપરથીજ માલમ પડેછે.

## પાણીના ભાગો.

**દર્યો**—દર્યો જે પાણીનો મોહતો ભાગ છે તેનું નામ [illegible]'ઝરયંઘહે'=પેહલવી [illegible] સં.ज्रयस– આવે છે.

**નદી**—નદીનેવાસ્તે ([illegible]) અથવા ([illegible]) શબ્દ આવે છે, જે ઉપરથી પેહલવી ([illegible]) ફારસી (રૂદ) શબ્દ નીકળ્યો છે. વળી એને માટે અવસ્તામાં દાનુ ([illegible]) શબ્દ પણ વપડાયલો છે. 'વાઇરી' ([illegible])શબ્દ પણ અવસ્તામાં નદીને માટે આવે છે, એ ફારસી 'જાુઇ' ને મલતો છે. વળી નદીને માટે ([illegible]) અથવા ([illegible]) 'વઇર્યે' અથવા 'વઇરી' શબ્દ પણ આવે છે એ શબ્દ ઘણો ઓહલે અર્થે વપડાયલો દીસે છે. તે "ઉંડાં પાણી"ના સાધારણ અર્થે પણ વપડાયલો દીસે છે (વં. ૧૯ ફ. ૪૨). નદીના અર્થે તે આવાં અર્દવીશુરની નીઆએશમાં વપડાયલો છે. આતશની નીઆએશની શરૂઆતમાં તે સરોવરને અર્થે વપડાયલો છે, જ્યાં તે "ચએચસ્ત" શબ્દની સાહે મળે છે. 'ચએચસ્ત' નામનો એક સરોવર હતો, તે ઉપરથી 'વઇરી' શબ્દને આંહી સરોવરને અર્થે વાપડેલો દીસે છે. ટુંકમાં કહીએ તો એ શબ્દ પાણીના કોઇ પણ ભાગને અર્થે વપડાયલો છે.

**નાળાં**—નાળાંને માટે અપગઝાર([illegible]) શબ્દ મલે છે. વળી ફકત તીર યશ્ત ( ફ. ૪૬ )માં એક " નિમ્રઓક " ([illegible]) કરીને શબ્દ આવેછે, જે પણ પાણીના એક નાના ભાગને અર્થે આવેછે. એ ફકરામાં ' વઇરી ' ' નિમ્રઓક ' અને ' અપગઝાર ' એ શબ્દો એક પછી એક આવેછે, તે ઉપરથી દીસે છે કે તે ' વઇરી ' કરતાં ઉતરતો અને અપગઝાર ' કરતાં ચહડતો એક પાણીનો ભાગ હશે.

વળી ' ખા ' ([illegible]) શબ્દ પાણીના એક નાના ભાગને માટે આવેછે, જેવા કે નાના ' ઝહરા ' એ શબ્દ વંદીદાદ ( પ્ર. ૧૩ ફ. ૫૧ ) તીર ( ફ. ૫ ) અને ફરવરદીન ( ફ. ૧૪) યશ્તો અને યજશને ( હા ૪૨ ફ. ૭)માં મલેછે.

જો હાલની આપણી ભૂતળ વિદ્યાના શબ્દો વાપડીએ તો rivers, rivulets, streams, and streamlets નીહાર પ્રમાણે ઉરૂદ અથવા 'વઈરી' તે નદી (rivers) 'નિ-ઞ્રઓક' તે 'નાની નદી' (rivulets) 'અપગઝાર' તે 'નાળાં' (streams) અને 'ખ્વા' તે 'ઝહેરા' (streamlets) ગણાય.

પાણીના સઉથી નાના ભાગને માટે 'ચાત' (چات·) શબ્દ આવેછે, જેને મલતો ફારસી 'ચાહ' એટલે કુવો છે.

**સરોવર**—એ શબ્દનેમાટે ઉપર કહ્યું તેમ 'વઈરી(وئری·)' શબ્દ વપાડાયલો છે, જેમકે આતશની નીઆએશમાં તે "ચએ-ચસ્તે" શબ્દની સાથે આવેછે.

**કીનારો**—એ શબ્દને માટે ·کرن'ورس 'કરન' બોલ આવે છે, જે ઉપરથી ફારસી કેનારે અને આપણો 'કીનારો' શબ્દ નીકળ-ચોછે. આવાં અર્દવીશુરની નીઆએશમાં એ એવે અર્થે વપડાયલો છે.

## અવસ્તામાં આવેલા મુલકોની પ્રકૃતીક એટલે કુદરત સંબંધી (Physical) હાલત.

ભુતલ વિદ્યાને લગતાં નામોની તપાસ તમામ કરી આપણે અવસ્તામાં આવેલા મુલકોની કુદરત સંબંધી હાલતની અહીં એક સામતી ટુકી તપાસ લઈ જઈએ, કારણ કે એ બાબદ ભૂતળ વિદ્યાના વર્ગમાં આવેછે.

એ મુલકોનો જો સામતો સંપુર્ણ ચીતાર આપણી સનમુખ ધરવો હોયતો પ્રોફેસર ગાઇગરના કહેવા પ્રમાણે ખચીત સોથી સરસ રીતે તે આપણને મેહેર યષ્ટ (ફ૦ ૧૪) માંથી મલેછે. એ યષ્ટમાં જયાં મેહેરને વાસ્તે કહેછે કે તે પહાડોનાં મથાલાં ઉપરથી સઘલા ઇરાનના મુલક ઉપર નજર નાખેછે ત્યાં એ ઇરાનને માટે

કહેછે કે "તેની ઉપર ઉંચા, પુર ઘાસવાલા, પાણીથી ભરપુર, ગાય ઢોરોને પોષણ (ઘાસ ચારો) આપતા પહાડો ઉગી નીકલેલા છે. તેની ઉપર મોહળાં પાણીવાલા અને ઉંડા ચશમા આવેલા છે. તે ઉપર વહાણ ફરી શકે એવી મોહળી નદીઓ "આઇશકત, પોઉરૂત, મર્વ, હીરાત, ગાઉમ (ની રાજધાની) સુગ્દ અને ખાઇરીઝમ તરફ વહેછે."

ઉપલો ફકરો જે અઈર્યં મુલકની કુદરત સંબંધી હાલતનું સંક્ષેપ પણ સંપુર્ણ ચીત્ર આપણી સનમુખ ધરેછે, તે ઉપરથી ત્રણ ચીજ આપણને એ મુળક સંબંધી માલમ પડેછે. એક તો એકે તે મુલક પહાડી હતો; બીજું એ કે તે સરોવર અને પાણીના એવા બીજા ભાગોથી ભરેલો હતો; અને ત્રીજું એકે તેમાં મોહટી નદીઓ વહેતી હતી.

એ મુલક પહાડી હતો તે અવસ્તાના જૂદા જૂદા ભાગો ઉપરથી માલમ પડેછે. એ પહાડોની એક લાંબી ટીપ જમ્યાદ યષ્ટમાં આપીછે અને ત્યાં તેમજ બુનદેહશ (બા૦ ૧૨) માં કહેછે કે એવા ૨૨૪૪ પહાડો છે. શરૂઆતમાં વસેલાં 'અઇર્યનવએજ' ની રૂતુ દેખાડી આપેછે કે તે મુલક પહાડી હોવો જોઇએ. વંદીદાદની પેહેલી.પરગરદમાં વર્ણવેલા સઘલા મુલકો, નકશા ઉપર નજર કરતાં માલમ પડે, કે ૩૦° થી ૪૦° ની અક્ષાંસ (Latitude) ઉપર આવેલા છ. હાલના કોઇપણ ભુતલ વિદ્યાને લગતા નકશા ઉપર નજર કરતાં માલમ પડેછે કે એ અક્ષાંસો વચ્ચેથી "આંખાં વરસની સરાસરી ગરમીની પસાર થતી લીટી" Isothermal line.) ૭૦° દીગ્રીની છે. જાનેવારીમાં વધારેને વધારે થંડીની પસાર થતી લીટી (Isocheimal) ૫૦°ની છે, અને જુલાઇમાં વધારેમાં વધારે ગરમીની પસાર થતી લીટી (Isotheral) આસરે ૮૦° નીછે. ત્યારે વંદીદામાં જણાવેલી દસ માસ થંડી અને બે માસ ગરમીની રૂતુ એ મુલકનાં નીચલા સપાત ભાગો ઉપરતો નહીં હોય, પણ તે ઉંચી પહાડી જગા ઉપર હોવી જોઇએ.

વલી ઇરાની ટોલો જે વંદીદાદમાં વર્ણવેલા એ મુલકમાં વ-સ્યો તે, પોતાની આગલી ભરવાડી હાલત મેલી ખેડુતી હાલત પકડી એક ઠેકાણે ઠરીથાંમ થઈ વસ્યો. હવે ભરવાડો પોતાના ગોવાળાંને ચરાવા પહાડી મુલકો તરફ જઇ વસેલા તેથી જ્યારે એ આર્ય ટોલો ભરવાડી પેશો છોડી પોતાનો ખેડુતી ધંધો પકડી થ-રીથાંમ થઇ રહયો ત્યારે તેને પોતાની અસલી પ્રવાસની જગાજ પસંદ કરી.

વળી વંદીદાદમાં જયાં સખ્ત રૂતુનું વર્ણન આપેછે ત્યાં બ-રફ કરાં વીગેરે પડવાની વાત આવેછે. દાખલા તરીકે બરફ કરાં વીગેરેનું તોફાંન થાય ત્યારે લાસને ઘેરમાં થોડા દીવસ રહેવા દેવાને ફરમાવેછે. હવે એ બરફ કરાં પડવાનો કુદરતી દેખાવ નીચલી સપાત જગા કરતાં ઉંચી પહાડી જગાપર વધારે સં-ભવીત છે.

એ પહાડો વિષે ગાઇગર નામના ફ્રેંચ વિદ્વાને નીચલું રસીલું વર્ણન 'લ મ્યુઝેઑ' નામનાં ચોપાનીઆનાં બીજા પુસ્તકનાં પેહેલાં આંકમાં આપ્યું છે. (૧).

" અવસ્તાના વખતનાં લોકોની જમીન પહાડીછે; પહાડો-ના શિખરો વાદળાંને અડકેછે. અંધારી ખીણો અને ઉભા ઢો-ળાવો આપણને ઉંચાણે આવેલી ઘાંસવાલી જમીન ઉપર લઇ જા-ય છે. પહાડોની ઢળતી બાજુએ પુષ્કળ લીલોતરીથી ઢંકાયલી અને પુષ્કળ નાળાંઓથી છટકાવ થયલી હોયછે. પહાડોની હારની આસપાસ ઘણાં મોહટાં મેદાનો અને ખીણો આવેલાં છે, જેની ઉપર મોહટાં નાળાં હોય છે, કે જેથી ત્યાં મોહટા સરોવર બની રહે છે. તો પણ ત્યાંની ફળ ફળાદીને લગતી આબાદી ઘણીજ થોડી છે. તેમનો મોહટો ભાગ તો વેરાન જગાઓ અને રેતીના રણો છે. આએ રણોની રેતી વારેઘડીએ નીમકથી ભરેલી હોય છે જે વિષેનો ઇસારો અવસ્તામાંબી આવેલો છે. અવસ્તામાંબી આઓ દેશની

---

(૧) જ્ઞાન વર્ધક (એપ્રીલ ૧૮૮૩) માં તરજુમો.

વેરાંન પણ બીલોરનાં જેવી સ્વચ્છ જગાઓને માટે તથા તેમની ઝળકતી સફેદી સાથની જમીનને માટે એકગમ એવું કહેછે, કે 'તે વએ (રાંમ) યજદને દેશોને સરદાર અઉર્વસારે સફેદ અને ઝળકતી ઉજડ જગા (જંગલ) માં ઇછીઓ.' (રાંમ યષ્ટ કરદો ૮મો ફ૦ ૩૧મો).

વળી મેહેર યષ્ટના ઉપલા ફકરામાં જે સરોવરો નદીઓ વિષે જણાવ્યુંછે તે પણ એ પહાડોનું પરીણામ છે. એ મુલકનાં, બુનદેહેશ પ્રમાણે આસમાન સાથ જઇ મલેલા, બુલંદ, આસરે ૨૦૦૦૦ ફીટની ઉંચાઇના અલબુર્ઝના પહાડોની શીખરો બરફથી ધંકાઇ રહેતી હતી. એમ તે હાલમાં પણ રહેછે, કારણ કે તેની જાયુક બરફ બંધાઈ રેહવાની લીટી (Line of perpetual Snow.) ૧૦૦૦૦ થી ૧૧૦૦૦ ફીટ છે. એ શિખરો પરનો બરફ પીગળી નદી નાળાં અને સરોવરો ઉત્પન્ન થતાં હતાં. એ સરોવરોમાં મુખ્ય કાસ્પીઅન, એરલ, હામુન અને ઉરૂમીઆના છે, અને નદીઓમાં મુખ્ય સરદર્યા, આમુદર્યા, હરીરૂદ અને હેલમંદ છે, જેઓ વિષે આપણ હવે પછી વીગતવારે બોલીશું.

વળી એ મુલકની પહાડી પ્રકૃતીની અસર ત્યાંના વસનારાઓપર થતી હતી. પહાડી લોકો હંમેશાં બાહદુર, સાદા, સ્વતંત્ર, ઉદયોગી અને પ્રમાણીક હોયછે, તેમ એ મુલકના રેહેવાસીઓ પણ હતા. પહાડોની કઢણોની કઠણ જગાપર ખેતી કરવી એ મેહેનત અને સબુરીનું કામ છે. વળી એ અવસ્તાવાલાઓને તો બાહદુર અને હિમતવાંન રેહવાનું બીજું એક ખાશ કારણ હતું. તેઓ પોતાની ભરવાડી ભટકતી જીંદગી મેલી આએ નવા પેશામાં પડ્યા હતા તેથી તેઓને રાત દહાડો ભરવાડી રખડતી જીંદગીવાલાઓના હુમલાથી સાવચેત રેહવું પડતું હતું અને કેટલીકવાર લડવું પડતું હતું.

વળી તેઓનો સ્વભાવ માયાળુ અને મીત્રાચારી ભરેલો હતો. ભરવાડી ટોલાઓના હોમલાથી તેઓ એકમેકનું રક્ષણ કરવાને તૈયાર થતા અને એકમેકને મદદ કરતા તેથી તેઓ

એકમેક ઉપર ચાહ રાખતા અને માયાળુ થતા. ખેતીને અર્થે તેઓને પોતાંના ખેતરોની નજદીક વસવું પડતું હતુ. ત્યાં ભરવાડી જીંદગીવાલાઓથી પોતાનો બંચાવ કરવા તેઓ નાહના ગાંમડાં કરી રેહતા. એટલી સાંકડી હદની સંખ્યામાં કુદરતી રીતે તેઓ એકમેકને ચાહતા હતા.

વળી જાંનવર તરફ તેઓ ઘણો પ્યાર રાખતા. તેઓના ખેતીના નવા ધંધામાં જાનવરો તેઓને વધારે ઉપયોગી થઇ પડતાં, એટલા માટે તેઓ તેની ખાસ સંભાલ લેતા. પેલા લુતારા ભરવાડીઓ આવી એઓને મારફાર કરી જતા એટલુંજ નહીં પણ એઓના પશુ ઢોરો વટીક ચોરી લેઇ જતા. એટલા માટેજ એ પશુઓનું રક્ષણ કરનાર કુતરાઓને અવસ્તામાં વખાણ્યા છે.

**મુલકની પ્રકૃતીક હાલતની રૂતુ ઉપર અસર.—** રૂતુઓ વિષે અવસ્તા ઉપરથી માલમ પડેછે કે ઉનાળો અને શીઆળો એ બે રૂતુઓ ત્યાં મુખ્ય હતી, જોકે બુનદેહશમાં ચાહરે રૂતુઓનું વર્ણનછે. એ બે રૂતુઓ ત્યાં ઘણી શખ્ત લાગતી હતી જેમ તે દરેક મુલકના છેક માહેલા ભાગ (Inland Countries.) માં લાગવીજ જોઈએ. જૂદાજૂદા મુલકોમાં ફુકતા પવનોમાં ઉતર તરફનો પવન ઘણો ધીક્કાર પાંમયો છે. ઉત્તર તરફ આવેલા બરફનાં પહાડો ઉપરથી ફુકતા શીતલ પવનો તંદરોસ્તીને નુકશાન કરતા હતા. વળી કેટલાક ભાગોમાં ઉત્તરે આવેલા વેરાંન મુલકો તરફથી ગરમીની મોશમમાં ગરમ પવન ફુકતા હતા. એ કારણને લીધે ઉત્તર દિશાને ધીક્કારી કાહડી છે. ઉત્તર દિશાને ધીક્કારી દક્ષિણ દિશાને શ્રેષ્ઠ ગણવાના બીજાં પણ કુદરતી કારણો છે. આપણી પૃથ્વિના દક્ષિણ ગોળાર્ધમાં ઉત્તર ગોળાર્ધ કરતાં પાણીનો મોહટો ભાગછે. એ કારણને લીધે દક્ષિણ બાજુથી ફુકતા પવન ઘણાખરા દર્યા તરફથી હોવાને લીધે હમેશાં તંદરોસ્તીને ફાયદો કરનાર છે. પાણી, તેની ખાશ ગરમી વધારે હોવાને લીધે ગરમી અને થંડીનું ભંડાર થઇ પડેછે અને બેઉને સમધાત રાખેછે.

વળી સુર્યની અસર પણ તેની ચાલને લીધે ઉત્તર કરતાં દક્ષિણે વધારે છે. એજ કારણને લીધે કહેછે કે એક ઝાડના ઉત્તર ભાગ કરતાં દક્ષિણ ભાગ ઉપર ફળોનો પાક વધારે થાયછે. એ કારણને લીધે વંદીદાદની ત્રીજી પ્રગર્દની સેવટે કહે છે કે "દક્ષિણ દિશા તરફનો પવન વાતાવરણને સાફ કરેછે." એ પ્રમાણે ત્યારે ઈરાનના મુલકની પ્રકૃતીક હાલતને લીધે અવસ્તામાં ઉત્તર તરફનો પવન ધીક્કાર પામ્યો અને દક્ષિણનો સ્તુતી પામ્યો.

## રાજકીય ભુગોળ વિદ્યા.

**મુલકના ભાગો**—રાજકિય ભૂગોળની બાબદ ઉપર આવતાં અવસ્તાના મુલકોની જગાઓ મુકરર કરવા આગમચ એક ચીજ આપણું ધ્યાન ખેંચેછે, અને તે, તે વખતની રાજ્ય કારોબાર માટેની મુલકની વેંહેચણીછે. દાખલા તરીકે જેમ હાલમાં આપણાં હિંદુસ્થાન દેશને રાજ્ય કારોબાર માટે જૂદાંજૂદા ઈલાકાઓમાં વેંહેંચી નાખ્યું છે, અને જૂદાજૂદા ઈલાકાઓને 'કલેકટરેટ'માં, અને એ પ્રમાણે આગલ નાના વિભાગોમાં વેંહેચી નાખ્યુંછે, તેમ અવસ્તાના વખતમાં એક આખા દેશને, ગામો માં; ગામોને, મોહલ્લાઓમાં; અને મોહલ્લાઓને, ઘેરોમાં એમ વિભાગો કરી વેંહચી નાખ્યું છે. અવસ્તામાં 'દેશ'ને 'દંઘહુ' અથવા 'દખ્યુ' કહેછે; 'ગામ'ને 'જન્તુ' કહેછે; મોહલ્લાને 'વીસ' કહેછે, કે જેને મલતો લેટીન શબ્દ (Vicus) છે, અને જેની ઉપરથી Warwick, Berwick વીગેરે શેહેરોનાં નામોમાંનો છેલ્લો ભાગ wick નીકળેલોછે. ઘેરને માટે 'નમાન' શબ્દ છે.

એ દરેક વિભાગો ઉપર હુકુમત ચલાવનારાઓને નમાનપઇતી, વીસપઈતી, જંન્તુપઈતી, અને દંઘહુપઈતી તરીકે કહેવામાં આવતા હતા.

એક શેહેરને માટે અવસ્તામાં 'શોઇથ્ર' શબ્દ આવેછે, જેની રાજધાનીને 'શ્રયન' કહેછે.

## અવસ્તાના જમાનાના મુલકો.

હવે રાજકિય ભૂગોળમાં દાખલ થતાં, અવસ્તાનાં જમાનામાં જણાયલાં મુખ્ય ૫ મોહોટાં દેશો, જેઓના નામ ફરવરદીન યષ્ટમાં આવેછે, તેઓ વિષે આપણે પેહેલાં વિચાર કર્યે.

**ફરવરદીન યષ્ટમાં જણાવેલા દેશો**—ફરવરદીન યષ્ટ (ફ૦ ૧૪૩, ૧૪૪) માં પાંચ દેશોનાં નામ આવેછે તે નીચે પ્રમાણે છે. ૧ અઇર્ય (ઇરાન), ૨ તુઇર્ય (તુરાન), ૩ સઇરીમ, ૪ સાઇની અને ૫ દાહી.

**ઇરાન અને તુરાંનનો મુલક**—એ પાંચમાં, પેહેલો દેશ તે ઇરાનનો મુલક છે, બીજો તે તુરાન છે, ત્રીજો તે બુનદેહશ (બા. ૫ ફ. ૨૯) પ્રમાણે 'અરૂમ'નો મુળક છે એટલે કે રોમન શાહાનશાહાતનો પૂર્વનો ભાગ જે હાલમાં 'એશીઆ માઇનર' તરીકે જણાયલો છે.

એ ત્રણે મુલકોનાં નામ શાહ ફરેદુનના ત્રણ છોકરાઓનાં નામ ઉપરથી પડયાં છે. એ બાદશાહને શેલમ, તુર અને એરચ નામના ત્રણ છોકરાઓ હતા, જેઓને ફરેદુને પોતાનું રાજપાત વેંહેંચી આપ્યું હતું. ફીરદોશી એ વિષેનું વર્ણન કરે છે કે એ છોકરાઓ યમનના પાદશાહને ત્યાં પરણવા ગયા હતા. ત્યાંથી પાછા આવ્યા ત્યારે ફરેદુન તેઓની સાંમે એક અઝદહાનાં રૂપમાં તેઓની તપાસ લેવા માટે ગયો.[1] સેલમ તેને જોઇને નાહયો એવા વીચારથી કે જાનવર સાથે હુલરાઇ કરવી સારી નથી. તુરે પેહેલાં હીમત દેખાડી પણ પછી નાસી ગયો. એરચ તો સેવટ સુધી સાંમે થયો. એ ઉપરથી તેઓની ચાલનું તોલ કરી તેણે સેલમને

(૧) કહેછેકે હાલની થીઓસોપી (યોગ વિદ્યા) પણ એમ માને છે કે માહાત્માઓ પોતાના ચેલાઓની તપાસ લેવા માટે તરેહવાર જાનવરોના રૂપમાં તેઓની સનમુખ જઈ શકે છે.

'રૂમ' જેને બુનદેહશમાં 'અરૂમ' કહયો છે તે અને ખાવરનો મુળક આપ્યો, તુરને તુરાંનનો મુળક આપ્યો, અને એરચને ઇ-રાનનો વધારે સરસ મુળક આપ્યો. ફીરદોશીના એ વેંહેંચણીના બેટો નીચે પ્રમાણે છે.

નખુસ્તીન બસેલમ અનદરૂન બેનીગરીદ
હમે રૂમો ખાવર મર ઉરા ગુઝીદ.
દીગર તુરરા દાદ તુરાન ઝમીન
વરા કર્દ સાલારે તુર્કાનો ચીન
વઝાન પસ ચુ નોબત બઇરચ રસીદ
મર ઉરા પેદર શોહરે ઇરાંન ગુઝીદ

**સઈરીમનો મુલક**—ત્રીજા મુળક 'સઇરીમ'ને સરમાશીઆનો મુળક ધારે છે, કે જે સરમાશીઆ, મી. એન્સ્ટેદ કહે છે કે "વીસ્ચુલા નદી (જે પોલાંન્ડ અને પ્રશીઆમાંથી વેહી બાલટીક સમુદ્રમાં ખાલી થાય છે) અને કાસપીઅન સમુદ્રની વચ્ચે આવેલાં યુરોપ અને એશીઆના મુલકને રોમનોએ આપેલું નામ છે." બુનદેહશમા જણાવેલો રૂમનો મુળક ત્યારે એ સરમાશીઆનો ફકત એક ભાગ છે.

•

**સાઈનીનો મુળક**—ચોથો મુલક 'સાઈની' જેને બુનદેહશ (બા. ૧૫ ફ. ૨૯)માં કીનીસ્તાન' તરીકે પણ ઓલખ્યો છે તેને હારલે કાસ્પીઅન સમુદ્રની પશ્ચિમે ધારે છે. સ્પીગલ એને કોઇ પણ મુળક સાથ સરખાવી શકતો નથી. વેસ્ટ એને સમરકંદનો મુળક ધારે છે. પણ જ્યારે સમરકંદ તો, આપણે હવે પછી જોઇશું તેમ, વંદીદાદની પેહેલી પરગરદવાલા ૧૬ મુલકોની હદમાં, બીજા શબ્દોમાં બોલીએતો, ખુદ અઇર્યનના મુલકની બોહલી હદમાં આવે છે, ત્યારે તે પેહલો મુળક 'અઇર્યથી જુદો કેમ ગણાય ? તેતો એ અઇર્યન મુળકનો ફકત એક ભાગ છે. એટલા માટે એ સાઇનીંના મુલકને સમરકંદ ગણવો દરૂસ્ત દીસ્તું નથી.

હવે દાર્મસ્ટેટે એને 'ચીન'નો મુલક ગણે છે તે કદાચ બની શકે એમ છે; કારણ કે ફારશી ચોપડીઓમાં 'ચીન'ને માટે 'શીન' શબ્દ પણ આવે છે. જોકે ફીરદોશીએ ઉપર ઉતારેલી લીટીમાં તો 'ચીન' શબ્દજ વાપર્યો છે અને તે પણ 'તુર'ને આપેલા મુલક તરીકે જણાવ્યો છે. તુરાન (તુર્કસ્તાન)ના મુલકની પાસેજ ચીનનો મુળક આવે છે તે ઉપરથી દીસે છે કે એ 'સાઈની'નો મુળક તે ચીનજ હોય અને ફરેદુને 'તુરાન' અને 'ચીન'ના બેઉ પાસે પાસે આવેલા મુળકો તુરને આપ્યા હોય. એરચને વચમાં આવેલો ઇરાનનો મુળક આપ્યો હોય. સેલમને પશ્ચિમે આવેલો સાઇરીમ (એશીઆ માઇનર અથવા સારમાશીઆ)નો મુળક આપ્યો હોય અને તુરને પુર્વે આવેલાં તુરાંન અને ચીનના મુળક આપ્યા હોય.

**દાહીનો મુળક**—દાર્મસ્ટેટે ધારે છે કે દાહે (Dahae)નો મુળક જેને ચીનાઇ ભૂગોળ લખનારાઓએ 'તહીઅ' કહયો છે તે એ મુળક હોય અને તેટલા માટે તે ઓકસસ નદીની દક્ષિણે આવેલો મુળક હોય. સ્પીગલ કાસ્પીઅન સમુદ્રની દક્ષિણપુર્વે આવેલા કોઇ સીથીઅન તોલાનાં લોકોનો એ મુળક ધારે છે. હારલે એને કોકેસસની નજદીકનો કોઈ મુળક ધારે છે. વેસ્ટ જે સાઇનીના મુળકને સમરકંદનો મુલક ધારે છે, જે આપણે જોયું કે નહી બની શકે તેવું છે, તે એ મુળકને 'સાઇની'ના એટલે એના ધારવા પ્રમાણે સંમરકંદના મુળકની પડોશમાં ધારે છે. એ વિદ્વાનોએ નામ દીધેલા સઘલા મુળકો, વંદીદાદમાં નામ દીધેલા ૧૬ મુળકો જે સઘલા હું ધારૂં છું કે પેહેલા મુળક 'અઇર્યં' (ઇરાન)નાજ ભાગો ગણાવા જોઇએ, તેઓનીજ હદમાં અથવા હદની ઘણા નજદીક આવે છે માટે હું ધારૂં છું કે એ કોઇ વધારે દુરના મુળકનું નામ હોવું જોઇએ.

## વંદીદાદની પેહેલી પરગરદમા આવેલાં મુલકો.

**પેહેલી પરગરદનાં મુલકો તે આર્ય દેશના મુલકો છે.**—મુખ્ય પાંચ દેશોની તપાસ તમામ કરી હવે આપણે પેહેલી પરગરદનાં મુલકો ઉપર આવીએ, જે મુલકો ફરવરદીન યષ્ટવાલા પાંચ દેશ માંનાં પેહેલા 'આર્ય' દેશના ભાગો છે, જે આર્ય મુલકે પોતાનું નામ પેહેલા સ્થાપેલાં અઈર્યન વએજનાં નામ ઉપરથી લીધું છે.

અવસ્તાની ભૂગોળ જે અવસ્તાના જૂદા જૂદા ભાગોમાં વીખરાયલી છે તેમાં દાખેલ થતાં આપણે વંદીદાદની પેહેલી પરગરદમાં આવેલી ભૂગોળ તપાસી જઈએ. આખા અવસ્તામાં ભૂગોળ સંબંધી કોઈ પણ સીલસીલાબંદ લખાણ હોય તો તે એ વંદીદાદની પેહેલી પરગરદ છે. એક મજા યા ધર્મના ફેલાવાનો મુલક નક્કી કરવાનું કામ એટલું અગતનું છે કે એ પરગરદમાં આવેલાં ૧૬ મુલકોનાં નામો ચોકસ કરવામાં ઘણાં કાબેલ ભેજાંઓએ ભાગ લીધો છે. દાર્મસ્ટેટે એઓનાં નામ નીચે પ્રમાણે આપે છે. રોદ, હીરીન, લાસેન, હાઉ, ઓપર્હ અને બ્રઆલ. એઓમાં આપણે બુનસન, સ્પીગલ, હાર્લે, અને હાલના એક જર્મન વિદ્વાન ગાઈગરનાં નામો ઉમેરીશું.

**પેહેલી પરગરદનો બીજી પરગરદો સાથે સંબંધ.** પેહેલી નજરે એવું દીસે છે કે વંદીદાદની પેહેલી પરગરદને પાછલી પરગરદ સાથે કસો સંબંધ નથી પણ ડાકટર હાઉ કહે છે કે એ ધારા પોઠી શું મતલબસર બનાવામાં આવી હતી તે ઉપર બારીકીથી વીચાર કરતાં એઓ વચ્ચે પુરતો સંબંધ દીસે છે. હાઉના વીચાર પ્રમાણે એ ધારા પોઠીના કાયદા, કાનુનો અને ફરમાનો કયા કયા મુળકોમાં જાએજ હતાં અને અમલમાં લાવવામાં આવતાં હતાં તે જણાવવાનું એના લખનારને દરૂસ્ત દીસ્યું હોય.

**એ પરગરદનાં પુરાતનપણા માટે હાઉએ આપેલી સાબેતીઓ; પેહેલી સાબેતી**—કદાચ વંદીદાદના

પેહેલા લખનારે એ ભૂગોળવાલી પેહેલી પરગરદ લખી ન હોય પણ તે તેની પછી થોડા વખતમાં લખાયલી હોવી જોઇએ. હાઉ કહે છે કે મીદીઆનાં રાજ્યનો દાઇઓસીસે (ઇ. સ. પુર્વે ૭૦૮ માં) પાયો નાખ્યો તેની આગમચ તો એ ખચીત લખાયલી હોવી જોઇએ કારણ કે એ રાજ્યના જાણીતા મુલકો જેવાકે આત્રો પાટેન (આઝર બએઝાન) અને મુખ્ય શેહેરો જેવાં કે એકબેટાંના (ખીલાસેકી લખાંણ પ્રમાણે હગમટાના) નાં નામો એ પરગરદમાં આવતાં નથી.

**બીજી સાબેતી**—એ પરગરદનાં પુરાતનપણાં માટે બીજી સાબેતી ડાકટર હાઉ બલ્ખ શેહેર (ـبلخ) ને લગાડેલાં "એરેદ્વો દ્રફ્શાંમ્" એટલે "ઉચા વાવતાવાલું" એ વિશેષણ ઉપરથી આપેછે. હાઉ કહેછે કે બલ્ખને એ વિશેષણ લગાડેલું છે ત્યારેતો તે એ વખતે બેકટ્રીઆનાં રાજ્યનું મુખ્ય શેહેર હોવું જોઇએ કારણ કે જ્યારે બાકટ્રીઆના રાજ્યનો દંકો ચોમેર વાગતો હતો ત્યારે ફરેદુનના વખતમાં બરપા થયલો 'કાવે આહનગર' વાલો 'ગાવીઆની જુનડો' એ શેહેર ઉપર ઉડતો હતો. હવે જો એ પરગરદ છેક પાછલા જમાનામાં લખાયલી હતે તો એ શેહેરને એ વિશેષણ ન લગાડતે કારણ કે બાકટ્રીઆનાં રાજ્યની પડતી તો, એસીરીઅન લોકોને હાથે છેક દાયોસીસનાં રાજ્યની આગમચ ઈ. સ. પુર્વે આસરે ૧૨૦૦ વર્ષ પર આવી હતી.

**વંદીદાદની પેહેલી પ્રગર્દમાં જણાવેલા મુળકોની સ્થાપનાનું કારણ**—બેરન બુનસન અને તેની સાથે ડાકટર હાઉ એવું ધારે છે કે એ પરગરદમાં એક પછી એક જે ૧૬ શેહેરોનાં નામો આપવામાં આવેછે તે શેહેરો, ઘણા પુરાતન જમાનાની અસલી એરીઅન પ્રજા, પોતાનું અસ્લી મડક "અર્યન વએજ" (आर्य वृत) છોડી દેશાંતર (migration) કરતી કરતી હિંદુસ્થાન આવી પોંહચી, તે વખતે માર્ગમાં લાંબો વખત સુધી જે જે મથકો કરતી આવી હતી તે મથકોનાં નામ છે. પ્રોફેસર હારલે પ્રમાણે રોદ

અને લાસેન પણ એજ મત ધરાવે છે. હવે એ અનુમાનના ટેકામાં બુનસન ચાર દલીલો તપાસવા માગે છે. ૧ લું તે કહેછે કે એ પરગરદમાં પેહેલાં તેર શેહરોનાં જે નામ આવે છે તે શેહ-રોની જગા ભૂગોળ પ્રમાણે એક પછી એક કાયદા પ્રમાણે આવે છે. તેઓની હાર ઈશાન કોણાથી ઉતરતી ઉતરતી દક્ષિણે નૈરૃત્ય કોણા તરફ જાય છે. ૨ જું એ તેર શેહેરો પછીનાં શેહરોની હાર થોડીક વાવ્ય કોણા તરફ જાય છે, તે રાજદવારી સબબોને લીધે હોય. ૩ જું એ મુળકો એક પછી એક દેશાંતર કરનાર આર્યનોએ જીતી લીધા હોય યા નવા વસાવ્યા હોય એવી નીશા-નીઓ એ મુળકોમાં દીસે છે. ૪ થું એ મુળકોમાં આહરેમન-થી જે પીડાઓ જન્મ પામેલી જણાવી છે તે પીડાઓ તેઓનાં મથકને લીધે ઉત્પન્ન થયલી છે.

બુનસન ડાકટર હાઉનું લખાણ, જે તે પોતાની ચોપડીમાં આપે છે, તેને આધારે એ ચાર બાબદોને પોતાનાં અનુમાનને ટેકો આપતી જણાવે છે. એના કેહેવા પ્રમાણે જેમ જેનેસીસ-નો ૧૪ મો બાબ 'મેસોપોતેમીઆ' અને 'કનાન' વચ્ચેની લડાઈનું તવારીખનું વર્ણન આપે છે તેમ એ પરગરદ અસલી આર્ય પ્રજાનાં દેશાંતરનું તવારીખને લગતું વર્ણન કરી તેઓએ કયો માર્ગ લીધો તે જાહેર કરે છે.

પ્રોફેસર હારલે એ પરગરદની મતલબ જુદીજ ધારે છે. તે કહે છે કે એ પરગરદના લખનારની મતલબ શરૂઆતમાંજ એવું દે-ખાડવાની છે કે જરથોસ્તી ધર્મ પ્રમાણે અહુરમજદની એવી મ-રજી છે કે દરેક માણસે આહરેમનને ધીક્કારવો. એ વીચાર મજ-બુત થશાવા માટે એ પરગરદમાં એવું દેખાડવાની તજવીજ કરી છે કે અહુરમજદ જયારેબી કોઈ સારો મુળક પેદા કરે છે ત્યારે તેની સાંમે આહેરમન માણુસ જાતને નુકશાન કરનારી પેદાયશ પેદા કરે છે. એવા દાખલાઓથી એ દીન પાલનારાઓનાં મનમાં આહરેમનને ધીક્કારવા માટે સારી અસર થાય.

એ પરગરદમાં આવેલાં શેહેરો આર્ય પ્રજાનાં દેશાંતર થવા-ના હારબંદ નામો ન હોય એવું દખાડવા માટે હારલેની આએ દલીલ વધારે મજબુત છે કે જો એ નામો આર્ય પ્રજાએ પકડે-લા રસ્તાનાં હોય તો એ પરગરદની સેવટે જે લખે છે કે "એ શેહેરો સીવાય બીજાં પણ શેહરો છે," તેની મતલબ શું ?

પણ હારલે અવસ્તાના વખતની તવારીખ અને ભૂગોળના સંબધના એક કીમતી લેખ તરીકે એ પરગરદને કબુલ રાખે છે. મને એવું દીસે છે કે એ પરગરદ ફકત એક પછી એક સ્થાપવામાં આવેલાં અને વસાયલાં શેહેરોનાં નામની યાદી છે. એ પરગરદની શરૂઆતપરથી એ ખોલ્લું દીસે છે. અહુરમજદ કહે છે કે "ઓ જરથોસ્ત જયાં રેહેથાણ નહી હતું ત્યાં મે ખુશનુમા જગાઓ પેદા કીધી" એટલે "જયાં શેહેરો ન હતાં પણ વેરાંન જગા હતી ત્યાં માણસ જાતને વસવા માટે મેં શેહેરો પેદા કર્યાં." અહુરમજદ એ શેહેરો ઉત્પન્ન કરવાનું કારણ પોતેજ જાહેર કરે છે. તેના કેહેવા પ્રમાણે તેણે પેહેલ વેહેલાં 'અઇર્યન વએજ' શેહેર ઉત્પન્ન કર્યું અને પછી માણસ જાતની વસ્તી વધતી જવાથી તેને બીજાં શેહેરો પેદા કરવાં પડયાં, કારણ કે તેના કેહેવા પ્રમાણે જો તે તેમ ન કરતે તો સઘલી વસ્તી "ઇરાનવેજ"માં ઉભાઇ જતે. એ ઉપરથી ખોલ્લું દીસે છે કે એ પરગરદ અસલી આર્ય પ્રજાએ એક પછી એક વ-સાવેલાં શેહરોની ફકત એક ટીપ છે. આપણે એ ટીપમાં આવેલાં શેહેરોને એક પછી એક તપાસી તેઓની જગા મુકકર કર્યે.

**ઈરાંનવેજ ( અઇર્યનવએજ )**—વંદીદાદની પેહેલી પં-રગરદમાં આવેલાં શેહેરોની તપાસ ઇરાંનવેજથી શરૂ કરતાં આપણે તે વખતનાં લોકોની સંસારી હાલતની જરા તપાસ લેઇએ કે તે તપાસ ઉપરથી એ શેહેરને "પેહેલ વેહલું સ્થાપેલું" જણા-વ્યું છે તે શા કારણથી છે તે આપણને સમજ પડે.

**ઈરાંનવેજ સ્થાપ્યું તે વખતનાં લોકોની હાલત**—એવું દીસે છે કે જે વખતે ઈરાંનવેજ સ્થાપવામાં આવ્યું તે વખતે આર્યપ્રજાની સંસારી હાલતમાં ફેરફાર થવા માંડયો હતો. માણસ જાતના થોડા ભાગે ભરવાડી ટોલાની અર્ધી રખડતી જંગલી હાલત મેલી દઈ ખેતીવાડીના પેશો પકડવાની શરૂઆત કીધી હતી. જયાં સુધી માણસો ભરવાડી ધંધો કરતા હતા ત્યાં સુધી તેઓની હાલત રખડતી અને ભતકતી હતી. તેઓ એક જગાએ ઘેરબાર માંડી રહેતા ન હતા. તેઓ આજે અહીં તો કાલે તંહીં. એટલા માટે તેઓને ઘરબારની કે શેહેરની જરૂર નહોતી. પોતાનાં ગોવાળાંને લીધે તેઓ જયાં ચારો મલતો ત્યાં વાસો કરતા, તેથી તેઓને શેહેરોની શી અગત હોય ? પણ હવે જયારે થોડોક ભાગ ભરવાડી ધંધો મેલી દેઇ ખેડુતી ધંધો પકડવા લાગો ત્યારે તેઓને પોતાનાં ખેતરોની નજદીક ઘરબાર માંડી રેહવાની અને તેમ કરી શેહેર વસાવાની ફરજ પડી.

વળી તેઓએ પોતાનો બાપીકો ભરવાડી ધંધો છોડી દેઇ નવો ખુરજીગરનો ધંધો પકડયો. માટે તેઓને પેહેલા ટોલાવાલા લોકો સાથે કજીઓ શરૂ થયો. તે કજીઆનાં વેર માટે, તેમજ લુતફાંત મેલ્લવી પોતાનો સ્વાર્થ સાંધવાની મતલબથી પેલા ભરવાડી ટોલાવાલા અર્ધા રખડતા જંગલી લોકો, આએ નવી સુધરેલી ખેડુતી હાલત ગુજારનારા માણસો ઉપર હુમલો કરતા હતા, તેઓને મારફાર કરતા, તેઓનાં જાનવરો ચોરી જતા હતા. એવી રીતે થતાં નુકસાન સાંમે પોતાનો બચાવ કરવા માટે આએ નવા ખેડુતી ટોલાવાલાઓને માટે અગત્યનું થઇ પડયું કે તે આએ બનતાં સુધી સાથે. એક જગાએ વસવું. એમ કરતાં શેહેર સ્થાપવાની શરૂઆત થઈ.

એ બે ટોલાઓની ધંધા રોજગારની હાલતમાં ફેરફાર થયો કે પછી તેઓની સંસારી અને નીતીની હાલતમાં પણ ફેર પડી

જવા લાગો. ભરવાડી ટોલાવાલા, રખડતા રઝડતા રેહી જવાને લીધે અને લુતફાંત અને ચોરી અખત્યાર કરવાને લીધે ઘાટકી, નીર્દય, જુડા, જુલમગાર નીવડયા. ટુંકમાં તેઓ સઘલા દુર્ગુણો ધરાવા લાગા, જે દુર્ગુણો અવસ્તામાં દેવની ખાશીઅતો તરીકે જણાયલા છે. નવા, સુધરેલા ખેડુતી ટોલાવાલા એકજ જગાએ રહેયાથી તેઓ એકમેકને મદદ કરવા લાગા, અને ચાહવા લાગા. એકમેક ઉપર હુમલો થતો હતો તો એકમેકને બચાવતા અને યારી દેતા એમ કરતાં તેઓમાં સારા સંસારી ગુણો દાખેલ થયા. આસ્તે આસ્તે ખોદા અને ધર્મ વિષેના વીચારોમાં પણ તેઓ છુતા પડતા ગયા. ભરવાડી ટોલાવાલા રખડેલ અને દુર્ગુણી માણસો અનેક–દેવ–મત ઉપર ઘસડાતા ગયા, ત્યારે પાછલા એક ઇશ્વરનેજ માનવા લાગા. પોતાના ઇશ્વરને માટેનો અસલી દએવ શબ્દ, તેઓ પોતાના અનેક–દેવ–મત પર ઘસડાઇને વણાકોને લગાડવા લાગા તેથી તે શબ્દ અવસ્તામાં ખરાબ અર્થ પામ્યો અને તેઓ પોતે સઘલી બુરાઈના મુલ હોવાથી 'દેવ' તરીકે ગણાવા લાગા.

અવસ્તામાં ૧ ખેતીનાં ફરમાનો જબજ આપેલાં છે, ૨ ખેતીના ઉપયોગમાં આવનારાં જાણવરોની સંભાલ ફરમાવેલી છે, ૩ એવાં જાણવરોનું અને માલ મીલકતનું રક્ષણ કરનાર કુતરાની સંભાળ લેવા ફરમાવ્યું છે, ૪ શેહેર સુધરાઇનાં સરસમાં સરસ ભાર મુકીને જાહેર કરેલાં ફરમાનો આપ્યાં છે, ૫ માજદયસ્નાંન મોહલ્લાઓનું રક્ષણ કરવાનું ફરમાવેલું છે, ૬ દેવો અને દએવયસ્નોને ધીકકાર્યા છે, એ સઘલું એ બે ટોલાઓની હાલત વચ્ચે ઉત્પન્ન થયલા ફેરફારનું પરીનામ છે.

**અઇર્યન વએજનો સ્થાપનાર જમશેદ**—હવે શાહ જમશેદનો જમાનો તે એ બે ટોલાની હાલત વચ્ચેના ફેરફારનો જમાનો છે. હોરમજદે જમશેદને જે એક 'વર' બ-

નાવવા કહયો તે આએ નવા તરીકા પ્રમાણે ચાલનારા ભલા ([illegible]) લોકોને માટેનું એક શેહેર હતું, અને એ પાદશાહે હોરમજદના હોકમને આધીન થઇને જે વર સ્થાપ્યો તે કાંઈ નહી પણ એક સ્વસ્થાંન હતું, એક શેહેર હતું, જે ([illegible]) અર્થ એટલે ભલા લોકોને માટે સ્થાપેલું હોવાથી અઇર્યન વએજ એટલે ભલાઓનું મુલ મથક એ નામથી જણાવા લાગું. હોરમજદે જમશેદને જે દીન આપવા કહી હતી તે આએ નવા ટોલા માટે હતી; તેને જે રાજકરોબાર સોંપ્યો હતો તે એ નવા ભલા ટોલા માટે હતો; તેને જે દેવોથી છુટું પડવા કહ્યું હતું તે પેલા બુરા ભરવાડી રખડતા લોકોથી હતું.

એ લાંબી પણ અગતની તપાસ ઉપરથી ત્યારે "અઈર્યન વએજ" ને પેહેલું શેહેર શું કરવા કહ્યું છે તે સહમજ પડે છે, અને માલમ પડેછે કે 'અઈર્યન વએજ' તે શાહ જમશેદે સ્થાપેલું પેહલવેહેલું શેહર છે; શાહ જમશેદેજ પેહેલવેહેલાં ખેતીનો તેમજ બાંધ કામનો હુન્નર દાખેલ કર્યો હતો તે જેમ ફીરદોશી ઉપરથી તેમજ વંદીદાદ (પરગરદ ૨ જો) ઉપરથી માલમ પડે છે.

**ઈરાંન વેજની જગા**—આએ ચોપડીની સેવટે વંદીદાદની પેહલી પરગરદમાં આવેલાં મુળકોની જગાનો એક નકસો જોડયો છે. એ નકસો બેરન બુનસનની "ઈજીપ્ત" નામની ચોપડીના ત્રીજા વોલમમાંથી લીધો છે તે હાઉના તરજુમા અને સરેહને આધારે દાકટર 'પીટરમેન' નામના ગ્રહસ્થે રચેલો છે. એ નકસા ઉપર નજર કરતાં ઈરાંન વેજની જગા ઓકસસ (આમુદર્યા) અને જેકઝારટીસ (સરદર્યા) નામની નદીઓની વચ્ચે હાલના બીલુરતાગ પહાડની જરા ઉત્તર પશ્ચિમે અને 'પામર' ના પહાડી મુળકની ઉત્તરે આવેલી છે. બુનસન, હાઉ, સ્પીગલ, બરનુફ અને હારલે એ મુળકને માટે એ જગા મુકરર કરે છે. બુનસન કહેછે કે એ મુળકમાં ૧૦ મહીના શીઆળો અને ૨ મહીના ઉનાળો

હતો એમ જે વંદીદાદની પેહલી પરગરદમાં લખ્યું છે તે હાલમાં પણ એ પાહાડી મથકોમાં જોવામાં આવે છે. હાલમાં પણ ત્યાં ઉનાળો બેજ મહીના પડે છે.

અહુરમજદે એ મુળક પેદા કર્યો ત્યારે આહરેમને તે સાંમે અઝી (સાંપ) અને સખ્ત શીઆળો પેદા કર્યો. એમાં "શીઆળા" માટે જે કહે છે તે તો એ મુળકની અતી ઘણી થંડીનો ઇસારો છે, પણ 'અઝી' એટલે સાંપને માટે જે કહેછે તેને માટે બુનસન કહેછે કે એ "સાંપ" તે "જવાલા મુખી" પર્વતનો ઇસારો હોય, કે જે પર્વતના ફાતવાથી ત્યાં નુકસાંન થતું હોય. એમ અટકળ કરવા માટે બુનસન પોતાનો કાંઈ આધાર જણાવતો નથી. મને તો એવું દીસેછે કે એ અઝી (સાંપ) ની પેદાયશનો ઇસારો તે પેલા જાલમી પાદશાહ જોહાકના દોરનો ઇસારો હોય કે જે પાદશાહને અવસ્તામાં 'અઝી દહાક' તરીકે ઓળખેલો છે. જમશેદ પાદશાહનાં રાજ્ય પછી એ જાલેમ પાદશાહે પોતાના જુલમાતથી ભલાં ઇરાનવેજને પાયમાલ અને ખરાબ કીધું હતું તેનો એ ઇસારો હોય.

હવે અવસ્તા પછીનાં પેહેલવી ફારસી લખનારાઓએ "ઇરાનવેજ" ને ઉપલી જગાને બદલે છેક પશ્ચિમે "આઝરબએઝાન" તરફની જગા લાગુ પાડી છે, જેમકે બુનદેહશ (બાબ ૨૯ ફ. ૧૨) માં કહેછે કે ઈરાંનવેજ આઝરબએઝાનની દિશાએ આવ્યું છે. એ ઉપરથી દાર્મેસ્ટેટે જે વંદીદાદની પેહેલી પરગરદને કલ્પીત અને ખરેખરા મુળકોની ફકત એક મીશ્રીત યાદી તરીકે ગણવા માગેછે તે એ મુળકને પણ કલ્પિત ગણે છે. પણ પાછલા લખનારાઓએ ઇરાનવેજને પશ્ચિમે આઝરબએઝાન આગળ મુકયું છે તેનું કારણ એવું દીસેછે કે આર્ય પ્રજાની વસ્તી પોતાનું અસલી મથક છોડી આસ્તે આસ્તે જ્યારે પશ્ચિમ તરફ ફેલાતી ગેઇ ત્યારે તે પોતાની અસલ ભુમીનું નામ તે ભુમીના પ્યારને ખાતર પોતા સાથે લઇ ગઈ અને નવી ભુમીને પણ તે નામથી પછવાડેથી ઓળખવા લાગી. તે પ્રજાએ જૂદાં જૂદાં શેહેરોને જૂદાં જૂદાં

નામો આપ્યાં પણ તેઓ તે સઘલાંને અસલ ભુમી અઈર્યન વએજના એક ભાગ તરીકે એટલે ખુદ ઇરાન વેજના મુળક તરીકે ઓળખવા લાગા. આપણે સારી પેઠે જાંણીએ છીએ કે આપણા પાછલાં સાસાનીઅન અને અસકાનીઅન વંશના પાદશાહોનું ઇરાંન અને આપણું હાલનું ઇરાંન કાંઇ અસલનું ઇરાંન (અઇર્યન–વએજ) નથી પણ આર્ય પ્રજાએ, એ હાલનાં નવાં ઇરાંનમાં આવી તેને પણ અસલ ભુમીનું નામ આપી તે જારી રાખ્યું. હાલમાં પણ ઈંગલાંડનાં લોકોએ ઈંગલાંડની બાહેર જે ઘણાં નવાં સ્વસ્થાંનો સ્થાપ્યાં છે તેઓને પોતાની અસલી ભુમી (ઈંગલાંડ)નાં મુખ્ય શેહેરોપરથી નામો આપ્યાં છે. દાખલા તરીકે એક નવાં સ્વસ્થાંનને તેઓએ પોતાના વતનના પ્યારને ખાતર "નવું ઇંગલાંડ" (ન્યું ઈંગલાંડ) એવું નામ આપ્યું છે. વધારે દાખલાઓ તરીકે આપણે ન્યુ બ્રન્સવીક, ન્યુયોર્ક, અને ન્યુ હેમ્પશાએર શેહેરોનાં નામ દેઇશું. એ શેહેરોની આગળ, જુના દેશનાં એ નામનાં શેહેરોથી ઓળખવા માટે, 'નવાં' એવો બોલ ઉમેરવામાં આવે છે. પણ કેટલાંક શેહેરોની આગમચ તો એ શબ્દ પણ મુકયામાં આવતો નથી, જેવાંકે વીન્દસર, લીવરપુલ, વીગેરે.

એ ઉપરથી અવસ્તા પછીનાં લખાણોમાં ઇરાંનવેજની જગા પશ્ચિમ તરફ* જણાવી છે, તે શું કારણ સર જણાવી છે તે સહમજ પડે છે. આપણાં રાજ કરતાં દેશની પડોશમાં આવેલાં "આયરલાંન્ડ" ટાપુનું નામ પણ ઘણું પુરાનું દીસે છે અને તે પણ એજ "અઇર્યનવએજ"ના 'અઇર્ય' શબ્દ ઉપરથી દીસે છે. આર્ય પ્રજાના થોડાક છુટા પડેલા ભાગે એ મુળક તરફ જઇ પોતાનો વાસો નાખતાં એ મુળકને પોતાના બાપ દાદાઓની અસલી ભુમીનું નામ આપ્યું હોય.

૨. **સુધ્ધ** (Sogdiana)–અઇર્યનવએજ પછી બીજુ શેહેર વંદીદાદ પ્રમાણે ગાઉમ છે કે જેની રાજધાની સુધ્ધો છે. એ સુધ્ધ હાલનું સોગદીઆના છે, એમ ચોકસ થયું છે. કેટલાકો ધારે છે કે

એ શેહેરની પાસેથી સોગ્દ નામની નદી વેહેછે તે ઉપરથી એ નામ મળેલું છે, પણ એ શેહેરના નામ ઉપરથી એ નદીનું નામ પડયું હોય એ વધારે સંભવીક છે, કારણ કે અસલના વખતમાં માણસો અથવા જગાઓનાં નાંમો પડતાં તે તેઓના કોઈ ગુણ દેખાડનાર શબ્દ ઉપરથી પડતાં, જેમ આએ શેહેરના બાબમાં પણ બન્યું હોય. એ શેહેરનું નાંમ ꞏꞏ—सुच—શ. સુપ્તન એટલે પ્રકાશવું એ ધાતુ ઉપરથી પડયું છે અને એવું ધારવામાં આવે છે કે એ શેહરમાં એક આતશ સ્થાપવામાં આવ્યો હોય. પ્રોફેસર યુસ્તી, એ સોઢ નદી તે આગળની પોલીટીમેટસ (Politymetus) અને હાલની જરફશાન ધારે છે. સોધ્ધ અને સોગદીઆના નામોનાં સરખાંપણાં ઉપરથી સંપ્રલા યુરોપીઅન વિદ્વાનો એક મતે એની જગા હાલના સોગદીઆના તરીકે સમરકંદની પડોશમાં મુકરર કરે છે, જે આપણા નકસા ઉપર નજર કરતાં 'અઈર્યનવએજ'-થી જરા દક્ષિણ પશ્ચિમે દીસે છે. એ શેહેર 'સમરકંદ' ની પડોશમાં છે એમ ફરહંગે જેહાંગીરી અને અનજુમન આરા નામની ફારસી શબ્દ કોશો પણ જણાવે છે. પ્રોફેસર હારલે, જેમ બીજાઓ લેછે તેમ 'સુઢ'ને ગઓની રાજધાની ગણતો નથી પણ ગાઓને સુધ્ધની રાજધાની ગણે છે. પણ ૯ મા અને ૧૧ મા ફકરાઓમાં આવેલાં નામ ઉપરથી પેહેલોજ અર્થ દરૂસ્ત દીસે છે. વળી હારલે એમ પણ ધારે છે કે 'ગાઓ' સોગદીઆનામાંથી વેહેતી નદી જે પોંલીટીમેટસને નામે પછી જણાયલી હતી તેનું નામ હોય.

**૩. મોઉર્વ (મર્વ)**—ખીલારેકી ભાષામાં એ શેહેરનું નામ મારગુશ અને ગ્રીક ભાષામાં મારજીઆના આવે છે. એની પડોશમાં મરગુશ નામની નદી વેહે છે. એ ખોરાસાનમાં આવેલું છે. એનું હાલનું નામ 'મર્વ' છે. એ શેહેર સોગદીઆનાની દક્ષિણ પશ્ચિમે આવેલું છે. પ્રોફેસર યુસ્તી પેહલવી લખાણોને આધારે એ શેહેર તેહમુરસ્પે સ્થાપેલું જણાવે છે. પણ જ્યાર ખુદ પેહેલું

શેહેર અઇર્યનવએજ જમશેદે સ્થાપ્યું છે ત્યારે એ પાછલું શેહેર તેનો એક વડવો કેમ સ્થાપી શકે? વંદીદાદમાં એ શેહેરને બાહાદુર (સુર) અને પાક (અશાવન) તરીકે જણાવ્યું છે.

**૪. બાખધી. (બલ્ખ)**—એ એકટ્રીઆનાં પ્રગણામાં આવેલું બલ્ખ શેહેર છે અને તે મર્વની જરા દાક્ષણ પુર્વે આવેલું છે. 'અનજુમન આરા' નામની ફરહંગનો કર્તા કહે છે કે શાહ લોહરાસ્પ અને ગોસ્તાસ્પે અહીં પોતાની પાદશાહીનો મોટો ભાગ ગુજાર્યો હતો. પ્રોફેસર યુસ્તી પાછલાં લખાંણોને આધારે એ શેહેરને પણ તેહમુરસ્પે વસાવેલું ધારેછે. એ શેહેર શાહ ગુસ્તાસ્પની રાજધાની હતી અને આપણા બરહક પેગમબરે પોતાની જગ પ્રસીદ્ધ દીન એ શાહનશાહને એ શેહેરમાં જાહેર કરી અને શીખવી હતી. એ શેહેરમાં આપણા પેગંબરનાં પેદા પડવા વિષેનાં ફીરદોશીનાં શબ્દો નીચે પ્રમાણે છે.

ચું યકચંદ ગાહી બર આમદ બરીન
દરખ્તી પદીદ આમદ અન્દર ઝમીન.
અઝ અએવાને ગુશતાસ્પ તા પીશે કાખ
દરખ્તી કશન બીખ વ બીસીઆર શાખ.
હમે બર્ગે ઊ પન્દ વ બારશ ખેરદ
કસીકુ ચુનીન બર ખુરદ કએ મીરદ.
યકી પાક પએદા શુદ અન્દર જેહાંન
બદસ્ત અન્દરશ મુજમેર અઊદપાન
ખુજસ્તે પએ આ નામે ઊ ઝર્દહુશ્ત
કે આહરીમને બદ કુનેશરા બેકુશ્ત.

એ બેતોમાં ફીરદોશી જરથોશ્તનાં જનમવાને એક ખુશબોદાર ઝાડના ઊગવા સાથ સરખાવે છે કે જે ઝાડનાં પાતરાં તે શીખાંમન અને ફલ તે અક્કલ હોય. એવા ઝાડ ઉપર થતાં અક્કલનાં ફલને ખાવાથી માણસ અમ્મર થાએ છે. એ શેહેરમાં

શાહ ગુસ્તારપની અને બીજા માજદયસની પાદશાહોની દરબાર હતી. તેજ કારણને લીધે એ શેહેરને "અરેદવો દરફશામ" એટલે "ઉંચે ચહડાવેલા અથવા બુલંદ વાવટાવાલાં" એવો એલકાબ મલ્યો છે. ફીરદોશી પણ એજ કારણને લીધે એ શેહેરને નીચલી લીટીઓમાં એક ચુંટી કાહાડેલું અથવા નામીચું શેહેર કહે છે. લોહોરાસ્પનાં એકાંતવાસ વિષે બોલતાં તે કહે છે કે

"બબલ્ખે ગુઝીન શુદ બરઆન નઓ બહાર
કે યઝદાં પરસ્તાં બુદ આન રૂઝગાર"

યુસ્તી પ્રમાણે એ શેહેરને કેટલાક ઇસ્લામી તવારીખ કર્તાઓ ઇબ્રાહીમનું શેહેર ગણે છે. તેનું કારણ એ છે કે કેટલાકો ઇબ્રાહીમ અને જરથોસ્તને એકજ ગણેછે. બુનસન પ્રમાણે બરનુફને એ શેહેર બલ્ખજ હોય તે બાબે શક છે.

**પ. નીસય**—એ શેહેરની જગા મુકરર કરવામાં ઘણી મુશકેલી પડે છે. પુરાતન શેહેરોમાં એ 'નીસય' નામનાં એકથી વધારે શેહેરો હતાં તેમાંથી કયું શેહેર એ વંદીદાદમાં જાહેર કરેલું નીસય હતું તે ચોકસ કેહેવાઇ શકાતું નથી. સ્પીગલ બરનુફનાં મત સાથે મલતો થઇ કહેછે કે એ શેહેર યુનાનીઓમાં જણાયલું નીસય (Nisœa) છે કે જે હીરકેનીઆ અને મારજીઆનાની નજદીકમાં આવેલું હતું અને જે ખીલારેકી ભાષામાં નીસાયા (Nisaya) તરીકે જણાયલું છે અને જે હાલનું નીશાપુર શેરેર છે. બુનસન અને હાઉ પણ એવોજ વીચાર ધરાવે છે. પણ જો એ શેહેર માટે એ વિદ્વાંનોએ જાહેર કરેલી જગા કબુલ રાખીએ છીએ તો નકશાપર નજર કરતાં માલમ પડેછે કે એ શેહેર તો મર્વની પશ્ચિમે આવેલું છે. પણ વંદીદાદમાં તો એ શેહેરની ચોકસ જગા તરીકે જણાવેલું છે કે તે મર્વ અને બાખ્ધી (બલ્ખ) ની વચ્ચે આવેલું છે. તેથી બરનુફ, સ્પીગલ, બુનસન અને હાઉએ કહેલી જગા આપણે કબુલ રાખીએ તો વંદીદાદનું વર્ણન ખોટું પડે. વળી અજાયબ જેવું છે કે વંદીદાદની એ પેહેલી પરગરદમાં જે ૧૬ જગાઓનાં નામો દીધાં છે, તેઓમાં એ

'નીસય' શીવાય કોઇપણ બીજાં શેહેરોનું મથક (situation) જણાવાની કાળજી રાખી નથી. એ મુશકેળીમાંથી છુટવા માટે દાર્મસ્ટેટે કહેછે કે એ ફકરાનો તરજુમો એમ પણ થઇ શકે કે "નીસય કે જેની અને બાખ્ધીની વચ્ચે મર્વ આવેલું છે." જો એમ તરજુમો થાય તો આપણે મુશકેલીમાંથી છુટીએ અને નીસયની જગા ઉપલા વિદ્વાનોએ જાહેર કરેલી કબુલ રાખ્યે. પણ એમ, દાર્મસ્ટેટે ધારે છે તેમ, અર્થ થવો મુશકેલ છે, કારણ કે મોઉરૂ અને બાખધી એ બેઉ સાથે ઉલ્યાનવઇ અવ્યય ——— એટલે 'અને' બોલ્લો આવ્યોછે. પ્રોફેસર યુસ્તી તેમજ પ્રોફેસર હારલે એ શેહેરને 'મારગાબ' ની ખીણમાં ધારે છે પણ તેની જગા ચોકસ કરતા નથી. યુસ્તીના કેહેવા પ્રમાણે એમ ખોલાસો આપી શકાય કે અંહી જ્યારે નીસયને મઉર્વ અને બલ્ખની વચ્ચે કહ્યું છે ત્યારે તેની મતલબ એમ નહીં કે દિશાના સંબંધમાં તે એ બે શેહેરોની વચ્ચે આવેલું છે, પણ એમ હોય કે મર્વથી બલ્ખ જતાં પેહેલે નીસય થઇને જવું પડતું હોય, તેથી નીસયને વચમાં ગણ્યું હોય. નકશા ઉપર નજર કરતાં માલમ પડેછે કે મર્વ અને બલ્ખ વચ્ચે મોહતું રેતાળ જંગલ આવેલું છે, તેથી તેમાંથી પસાર થવું મુશકેલ હોય. તેથી નીસય થઇને બલ્ખ જવાનો રસ્તો તે વખતે મુકરર કર્યો હોય. એક બે શેહેરો વચ્ચેનો તુરતનો તફાવત થોડો હોય પણ વચમાં નડતી મુશકેલીઓને લીધે તેઓ વચ્ચે આવજાવ કરવા માટે લાંબો આડકતરો રસ્તો મુકરર કરવો પડે. દાખલા તરીકે પુના શેહેર આપણી મુંબઇની દક્ષિણે છે. અને થાના ઉત્તરે છે પણ આપણને પુણે જવું હોય તો ઉત્તરે થાને થઇને પુને જાઇએ છીએ કારણ કે જોકે પુના અને મુંબઇ વચ્ચેનો તુરતનો તફાવત દક્ષિણ ભણીતો ઓછો છે તો પણ વચમાં દર્યો નડવાને લીધે લાંબો રસ્તો લેવો પડે છે. એ દાખલામાં જો એમ કેહેવામાં આવે કે થાના મુંબઇ અને પુનાની વચમાં છે તો તેનું કારણ સહેમજ પડે છે.

દાર્મસ્ટેટે એ તરજુમામાં ફેરફાર કરવાની કીધેલી તજવીજ કરતાં એ ખોલાસો વધારે સંભવીક છે. પણ મને દીશે છે કે જ કોઇ બીજાં શેહેરનું મથક જાહેર કીધું નથી પણ ખસુસન એ નીસયનુંજ જાહેર કીધું છે કે તે "મર્વ અને બાખધીની વચમાં છે" ત્યારે તેની કાંઇ મતલબ હોવી જોઇએ. એમ કાંએ નહી હોય કે ખુદ એ પરગરદ લખનારના વખતમાંજ એક કરતાં વધારે નીસય નામનાં શેહેરો જાણીતાં થયાં હોય તેટલા માટે તેને તે કયાં નીસય માટે બોલે છે તે જાહેર કરવાની જરૂર પડી હોય કે "મર્વ અને બાખધીની વચ્ચેનું નીસય"

એ ગુચવણનો સ્પીગલ જુદીજ રીતે ખોલાસો આપે છે અને કહે છે કે આંકવેટીલ પણ તેવોજ વીચાર ધરાવતો હતો. તે કહે છે કે આપણે એક બીજું "બાખધી" નામનું શેહેર હોય એમ ધારવું. તે આંકવેટીલનો વીચાર જાહેર કરે છે કે "બુલંદ વાવટાવાલા બલ્ખ"થી એક જુદું બલ્ખ નામનું શેહેર હોય જે ઉપરથી નજદીકમાં આવેલાં બલ્ખનાં આખાતનું પણ નામ પડ્યું હોય. જો બલ્ખના આખાતની નજદીક એવું કોઇ શેહેર હોય એવું આપણે ધાર્યે કે જે શેહેર ઉપરથી એ આખાતનું નામ પડયું હોય, તો વંદીદાદનાં વર્ણન પ્રમાણે એ નીસય શેહેર મર્વ અને બીજાં બલ્ખનાં આખાતની નજદીકનાં બલ્ખ શેહેરની બરાબર વચ્ચે આવી શકે.

એ શેહેર માટે "અનજુમન આરા" ના કર્તાએ આપેલાં વર્ણન પ્રમાણે તે મશહદ (Meshed) થી ૧૮, રએથી ૧૬ અને સોરખસ (કદાચ સોધ્ધ અથવા સોગડીઆના હોય!) થી ૪૦ ફરસંગ[1] દુર આવેલું છે. એ નીસય શેહેરને નીસાપુર ધારતાં એ તફાવતો બરાબર દીસતા નથી. 'રએ' શેહેરથી 'નીસય'ને ફકત ૧૫ ફરસંગ એટલે ૪૫ મૈલ દુર ધાર્યું છે તે બરાબર નથી. નકશા પર નજર કરતાં રએ શેહેર ૩૬°ની અક્ષાંસ (Latitude) ઉપર

(૧) ફરસંગ=૩ મૈલ.

અને ૫૨°ની રેખાંશ (longitude) ઉપર આવેલું છે અને 'નીસય' શેહેર ૩૮°ની અક્ષાંસ ઉપર અને ૫૭° ની રેખાંશ ઉપર આવેલું છે. હવે ભુમધ્ય રેષાથી ૩૮° ઉતરના તફાવતે રેખાંશની એક દીગ્રીની લંબાઇ ૪૬.૬૩ મૈલ થાય છે ત્યારે રએ અને નીસય શેહેરો વચ્ચેનો ફકત સીધી લીટીનો તફાવત ગણ્યે તો તે ઓછામાં ઓછો (૫૭° – ૫૨° =) ૫° × ૪૬.૬૩ = ૨૩૩.૧૫ મૈલ = ૭૭.૭૧૮૫ ફરસંગ થવો જોઇએ. તેથી અનજુમન આરાવારાનો ૧૬ ફરસંગનો તફાવત મુદલ બરાબર નથી. કોઇબી રીતનો ખોલાસો યા સહમજ આપો પણ વંદીદાદવાલા 'નીસય' શેહેરનું મથક હજુર ચોકસ નથી.

૬. **હરોયુ** (હેરાત)—એને ખીલારોફી ભાષામાં હરીવ અને યુનાનીઓએ એરીઅ (Aria) કહ્યું છે. એ હાલનું હેરાત શેહેર છે. વીલીઅમ આઉસલીની સતા ઉપરથી સ્પીગલ કહે છે કે હાલનાં હીરાત શેહેરને આગળ 'હરી' નાં નામે ઓળખવામાં આવતું હતું જે નામ હજુર એ શેહેરની પાશેથી વેહેતી નદી ('હરીરૂદ' એટલે હરી નદી) ના નામ તરીકે રહી ગયલું છે. [illegible]=સૂ=રેડવું, જે ધાતુ ઉપરથી 'સરોવર' બોલ નીકળેલો છે, તે ધાતુ ઉપરથી એનો અર્થ (પાણી) રેડનાર થાઇ શકે, અને તે અર્થ એને લગાડવામાં આવેલા [illegible] વિશેષનને મળતો આવે છે અને એ શેહેરની પાસેથી એક નદી વેહેતી હતી તે ઉપરથી દરૂસ્ત દીસે છે. મેહેર યષ્ટ (ફ. ૧૪) પ્રમાણે પણ એ શેહેરની તેમજ મર્વ શેહેરની પડોશમાંથી નદીઓ વેહેતી હતી. એ નદીઓને લીધે ઈરાનવેજના મુલકની જમીનને ઘણી આબાદ જણાવી છે. તેની પડોશની નદીને લીધે તેની જમીન ઘણી આબાદ અને ભરપુર હોવાને લીધે તેને પાણીવાળું શેહેર ગણ્યું છે. મધ્ય એશીઆનાં હાલનાં મુસાફરો પણ હેરાતને ઘણું ફલદ્રુપ અને આબાદ ગણે છે. એક મુસાફર કહે છે કે "Herat is the granary and garden of Central Asia. Khorasan is the

oyster-shell of the world and Herat is its pearl." અવ-સ્તા ઉપરથી ત્યારે માલમ પડે છે કે જેમ તે હાલમાં છે તેમ હ-જારો વર્ષ ઉપર ફલદ્રુપ હતું.

**૭. વએકેરેત**—વંદીદાદનો પેહેલવી તરજુમો અને સહરે કરનારાઓએ એ શેહેરને કાબુલ ગણ્યું છે. પણ હાલમાં યુરોપી-અન વિદ્વાનો એમાં ભુલ થયલી ગણે છે. સ્પીગલ કહે છે કે પેહેલ વેહેલાં રોતરે કલ્પના કરી કે એ શેહેરનાં નામની સાથે 'દુઝકો—શયનેમ' બોલ આવેલો છે, તેમાં 'દુઝકો' શબ્દ એક 'વિ-શેસનામ' હોવું જોઇએ. એ ઉપરથી હાઉના કેહેવા પ્રમાણે બ-રનુફ અને લાસને એ 'વએકેરેત'ને સજસ્તાંન (યુનાનીઓનું દ્રાનજીઆના) ધાર્યું કે જેની હદમાં એ હાલનું 'દુશક' શેહેર આવેલું છે. એ શેહેરની આસપાસ રેતાળ વેરાંન મુળક આવેલો છે તે જોતાં દાકટર હાઉ કહે છે કે એની રાજધાનીનું 'દુઝક' નામ પણ બંદ બેસતું છે જે નામનો અર્થ પણ ધાતુ પ્રમાણે ખરાબ થાય છે. સ્પીગલ, રોતર અને હાઉ એ વએકેરેતને સીસ્તાંન ગણે છે તેના ટેકામા એ નામનાં અર્થ ઉપરથી આપણે એક વિશેસ દલીલ આપીશું. વએકેરેત ([illegible] = [illegible] + [illegible] = [illegible] + [illegible]) એટલે બે ભાગમાં કાપેલું. હવે સીસ્તાંન જે ઉપરા વિદ્વાનો કહે છે કે એ વએકેરેતજ હતું તેનું બીજું નામ નીમરૂઝ' છે જે શબ્દનો અર્થ પણ અર્ધો અથવા બે ભાગમાં વેહેંચાએલો દાહડો થાએ છે.

હવે એ વએકેરેત તે સેજસ્તાંનનોજ મુળક હોવો જોઇએ તેની વિશેષ દલીલ ડાકટર હાઉ એ શેહેરના વર્ણનવાલા વંદીદાદના ફકરાના પાછલા ભાગપરથી આપે છે. એ ફકરામાં કહે છે કે "એ શેહેરની પેદાયશની વીરૂધ આહરેમને પરી પેદા કરી જે કેરશાસ્પને વળગી." એ ફકરા ઉપરથી હાઉ કહે છે કે ત્યારે કેર-શાસ્પ એ મુળકનો હોવો જોઇએ, કારણ કે શાહનામાં પ્રમાણે

કેરશાસ્પ અને તેનાં વંશના બીજા પેહેલવાનો જેવા કે નરીમાન, સામ, જાલ અને રૂશતમ સજીસ્તાંન (સીસ્તાંન)માં રેહેતા હતા.

પણ ડાકટર હાઉની એ દલીલ બરાબર દીસતી નથી. એ વિદ્વાન "વએકેરેત"ને સીસ્તાન અને એની પછી આવનારાં ૮ માં શેહેર ઉર્વને કાબુલ ગણવાની તજવીજમાં ઘણી યત્ન કૃત દલીલો આપે છે. હાઉ એમ કેહેવા માગે છે કે વંદીદાદમાં 'વએકેરેત' ના સંબંધમાં 'કેરેશાસ્પ'નું નામ આવે છે અને એ કેરેશાસ્પ અને તેનું વંશ શાહનામાં પ્રમાણે સીસ્તાંનમાં રેહતાં હતાં તેથી વએકેરેત તેજ સીસ્તાન પણ એવી રીતે ચુકાદા ઉપર આવવું દરૂસ્ત દીસતું નથી, કારણ કે શાહનામાંમા કેરેશાસ્પ અને તેનાં વંસને ફકત સીસ્તાંનમાજ રેહતાં જણાવ્યાં નથી, પણ સાથે લાગાં તેઓને જાબુલસ્તાન અને કાબુલસ્તાંનમાં પણ ઇરાનના શાહને જાગીરદારો તરીકે જણાવ્યા છે.

હવે વળી કેરેશાસ્પને આવાં યષ્ટ (ફ. ૩૭)માં પિશનડ·હની ખીન ([illegible]) માં અર્દ્વિસુરની આરાધના કરતો જણાવ્યો છે. આખા અવસ્તામાં એ "પીસનડ·હ વરોઇશ" ફકત અહીંજ આવે છે. બુનદેહેશના ૨૯મા બાબ (ફ. ૭)માં એ શબ્દ આવે છે ત્યાં જણાવે છે કે એ જગાએ કેરશાસ્પ સમાધિમાં પડયો હતો. એ "પીસનડ·હ" જગા તે આપણ પાછવાડે જોઇશું કે હાલના જમાનાની પીશીનની ખીન (Pishin valley) છે. હવે કેરશાસ્પનું નામ "વએકેરેત"ના સંબંધમાં આવે છે અને વળી આવાં યષ્ટ અને બુનદેહેશ પ્રમાણે જ્યારે કેરેશાસ્પની એબાદત કરવાની અને સમાધિમાં પડવાની જગાએ 'પીશીન'ની ખીન છે, ત્યારે એ 'વએકેરેત'ની જગા મુકરર કરવામાં આપણને બીજી મદદ મલે છે. એ મદદનો લાભ ડાકટર હાઉ લેછે અને કહે છે કે As this valley lies to the east of the river Hilmand in the vicinity of Sagestan, this is an additional reason for

thinking Vaekereta and Segestan to be identical, which latter must have extended much further to the eastward than it now does, during the ancient rule of the Karesaspen dynesty.

પણ અંહી ડાકટર હાઉ પોતાની તજવીજમાં ઘણો હદથી દુર જતો દીસે છે. હવે જો કે ડાકટર હાઉનું કહેવું ખરૂં છે કે સીસ્તાનનાં મુલકની હદ હાલનાં કરતાં વધારે હોવી જોઇએ, કારણ કે સર વીલીઅમ આ ઉસલી પોતાની પૂર્વ દેશોની ભૂગોલ (oriental geography), જે એબનેહઓકલ નામના મુસલમાંન મુસાફર અને ભૂગોળ નવેશની ચોપડીનો તરજુમો છે, તેમાં એ દેશની જે હદ આપે છે તે મોહતી છે, તો પણ તે હાઉ જેટલી હદ સુધી મોટી ધારતો દીસે છે તેટલી મોટી નહીં હોવી જોઇએ. હાલનાં કોઈ પણ ચોકસ નકશામાં પીશીનની ખીન સીસ્તાંન મુલક કરતાં કાબુલની વધારે નજદીક છે. એટલુંજ નહીં પણ બુનદેહશમાં તો એ ખીનવાલી જગાને ખોલ્લે ખોલ્લી 'કાબુલસ્તાંન'માંજ જણાવી છે (બા. ૨૯ ફ. ૧૧). એટલે ત્યારે આપણે કહીશું કે જ્યારે ખુદ પેહલવી સરેહ કરનારાઓ એ "વએકેરેત"ને કાબુલ ગણી ગયા છે, અને જ્યારે વએકેરેતને લગતો કેરેશાસ્પનો 'સમાધી'નો ઇસારો બુનદેહશ પ્રમાણે પીશીનની ખીનને પણ લાગુ પડે છે, અને વળી જ્યારે પીશીનને બુનદેહશમાં કાબુલસ્તાંનમાં ગણી છે ત્યારે 'વએકેરેત'નો મુલક 'કાબુલ' હોય એમ વધારે ચોકસ દીસે છે.

પ્રોફેસરો દાર્મેસ્ટેટે, હારલે. અને યુસ્તી એ શેહેરને કાબુલ તરીકેજ કબુલ રાખે છે. સઘલાં મતફેર છતાં પણ આવાં યષ્ટ અને બુનદેહેશને આધારે એટલું તો ચોકસ અને ખાતરી પૂર્વક કેહવાઇ શકાય છે કે એ શેહેર પીશીનની ખીનની પડોશના મુલકમાં છે, પછી થોડુક પૂર્વ હોય કે પશ્ચિમે.

'વએકેરેત'ના સંબંધમાં કેરેશાસ્પને વિષે જે લખેછે કે તેને એક પરી વલગી હતી તે આપણે ઉપર જોયું તેમ બુનદેહેશમાં વર્ણન કરેલી તેની સમાધિની હાલતનો ઇસારો છે. એ બાબદ ઉપર ડાકટર હાઉ રીતર ( Ritter's Geography of Asia Vol. VIII p. 60 ) ને આધારે કહેછે કે હાલમાં પણ પીશીનની ખીનમાં પરીઓની વાતો જાએજ છે અને લોકો તે માને છે. બેરન બુનસન પણ કહેછે કે "હાલમાં એ લતા તરફ મુસાફરી કરનારાઓ કહેછે કે હાલમાં પણ મીદીઆ અને ગેદ્રોશીઆની વચ્ચે ભટકતા ટોલાઓ મળેછે કે જેઓ આતશની સેતાયશ કરનારા છે પણ જેઓ પરીઓની પણ પુંજા કરેછે."

૮ ઉર્વ.—જેમ ઉપલાં 'વએકેરેત' શેહેરનું મથક ચોકસ મુકરર કરવામાં ગુચવણ છે તેમ એ શેહેરને માટે પણ છે. સ્પીગલ કોઈ ચોકસ જગા મુકરર કરતો નથી. હાઉ અને બુનસન જેઓ 'વએકેરેત'ને પેહેલવી લખનારાઓનાં મત પ્રમાણે કાબુલ તરીકે કબુલ રાખતા નથી પણ સગસ્તાંન ( સીસ્તાન ) તરીકે ગણેછે તેઓ એ ઉર્વ શેહેરને "કાબુલ" ગણેછે. પ્રોફેસર હારલે એને ખોરાસાંનમાં આવેલું એક નહીં જાંણીતું શેહેર ગણેછે. અસ્પંદીઆરજી રબાડી એને 'તુસ' શેહેર ગણેછે જે ખોરાસાનમાં આવેલું છે. દાર્મેસ્ટેટે ધારેછે કે તે ઘણું કરીને ઇસ્ફહાનની આસપાસ આવેલો મુલક હોવો જોઇએ. યુસ્ટી કોઈ જગા ચોકસ મુકરર કરતો નથી પણ કહેછે કે કીપરટ ( Kiepert Translations of the Berlin Academy 15 Dec. 1856 p. 634 ) એને ટેલબીસ ( Telbes ) માં ગણેછે.

ડાકટર હાઉ ઉર્વ અને કાબુલ તે એકજ એમ ઘણી અજાયબ અને યત્ન કૃતરીતે દેખાડવની તજવીજ કરે છે. તે કહેછે કે اوروا ઉર્વ એ اوروده નો બીજો આકાર છે અને તેનો અર્થ સ. उरु ને મલતો 'મોહળુ' થાય છે હવે 'કાબુલ' (તેમજ જાબુલ) શબ્દમાં 'બુલ' નો અર્થ પણ "મોહટું" એવી મતલબનો થાય

છે. ([illegible]) નો 'બુલ' થઇ શકે. [illegible] નો બ અને [illegible] નો લ માં ફેરફાર સંભવીક છે). વળી 'કાબુલ' શબ્દમાં 'બુલ' ની આગમચ કા (ફા. કાહ) શબ્દ છે તેનો અર્થ ઘાસ થાયછે. એ પ્રમાણે ત્યારે 'કાબુલ' શબ્દનો આખો અર્થ "ઘાસવાલી ઓહોળી મોહટી જગા" એમ થાય. વંદીદાદના એ શેહેરનાં નામવાલા ફકરામાં પણ એ શેહેરને [illegible] એટલે પુષ્કળ ઘાસ ચારાવાલું કહ્યું છે. એટલા માટે ત્યારે [illegible] [illegible] એ બે શબ્દોથી જે અર્થ (પુષ્કળ ઘાસ ચારાવાલી ઓહોળી જગા) દેખાડી શકાય તેજ અર્થ 'કાબુલ' એવા એક શબ્દથી દેખાડી શકાય છે.

**૯. ખનેન્ટ**—એ મુળકની બાબદમાં લખે છે કે એની રાજધાની "વેહરેકાન" છે. એ "વેહરેકાન" નામ "હીરકાનીઆ" (Hircania) ને મળતું આવેછે જે ઉપરથી કેટલાકો ખનેન્ટના મુળકને 'હીરકાનીઆ'ની પડોશનો મુળક સમજે છે કે જે કાસપીઅન સમુદ્રની દક્ષિણ પુર્વે આવે છે. હારલે અને દાર્મેસ્ટેટે એ પ્રમાણે એને 'હીરકેનીઆ'જ ગણે છે. એ વીચાર ધરાવનારાઓનાં ટેકામાં આપણને એક દલીલ મલે છે. અવસ્તા વેહેરકાંન શબ્દનો ફારસી ગુર્ગાન થાએછે (કે જે બેઉ શબ્દોનો અર્થ વરૂ થાએ છે) હવે ગુર્ગાન નામની એક નદી કાસપીઅનની દક્ષીણપુર્વે આવેલી છે એવું ચાર્લ્સ મારવીન નામનાં એક સતાદાર મુસાફરે (The Russian Campaign against the Turcomans એવે નામની) પોતાની ચોપડી (પા. ૪) માં જણાવ્યું છે. એ ઉપરથી દીસેછે કે હારલેના કેહેવા પ્રમાણે એ મુલક હીરકેનીઆની આગલ હોય. એ ગુર્ગાન નદી આસ્ત્રાબાદથી થોડેક ઉત્તરે છે.

પણ ડાકટર હાઉ તકરાર કરેછે કે એ હીરકેનીઆવાલો મુળક નહી હોવો જોઇએ કારણ કે ૧ લું તો એ શેહેરની પછીનાં બે શેહેરો ઇરાનની દક્ષિણ પુર્વે છે ત્યારે છેક કેસપીઅન સમુદ્રની નજદીકનાં શેહરનું નામ વચમાં શું કરવા ગુસારી દેવામાં આવે.

૨ જું. 'વેહેરકાન' ને જો આપણે 'હીરકાનીઆ' સાથે સરખાવ્યે ત્યારે તો તે 'વેહેરકાન' 'હીરકાનીઆ' ની માફક એક મોહતું પરગણું હોવું જોઇએ. પણ વંદીદાદમાં વેહેરકાનો શયનેમ લખ્યું છે તે ઉપરથી તો તે 'સુગ્ધો શયનેમ' અને 'દુઝકો શયનેમ' ની માફક એક શેહેર હોવું જોઇએ અથવા તો એ નહી હોવી જોઇએ. ૩ જું. જો વેહેરકાનને આપણે 'હીરકેનીઆ' લેઇએ તો ત્યાં ખનેન્ટ નામની કોઈ જગા હોવી જોઇએ, જેવી કોઈ "હીરકેનીઆ" માં તો આપણને મળતી નથી. એ કારણને લીધે ડાકટર હાઉ કહેછે કે 'ખનેન્ટ' અને 'વેહેરકાન' જગ્યા માટે આપણે દક્ષિણ પુર્વેજ સોધ કરવી જોઇએ. એમ સોધ કરત 'ખન્દ–હાર [ખન્દ (ફારસી ખનીદન=હસવું)=હસતું, ખીલતું અને હાર=હાર (string)] શબ્દમાં આપણને ખનેન્ટ–હાર મળેછે. એ ખન્દ–હાર શબ્દમાં હાર શબ્દ પછીનો દાખેલ થાય છે. પણ ખન્દ તે આપણો ખનેન્ટ. વળી ડાકટર હાઉ કહેછે કે હાલ ખન્દ હાર (ખનેન્ટ–હાર) માં આવેલી 'ઉરગંન્દ–આબ' નામની નદીમાં 'વેહેરકાન' નાંમ મળે છે. ફકત 'ઉરગન્દ આબ' માં પાછલો "આબ" શબ્દ નદીનો અર્થ દેખાડવા નવો દાખેલ થયલો છે. -ـسـ؛ـگـ(ـگـ؛) વેહેરકાનનો ફારસી ગુર્ગાન થયો. આગળનો 'ગ' નીકળી જઇ 'ઉરગાન' થયો પછી 'દ' વધી 'ઉરગન્દ' થઇને 'નદી' નો અર્થ દેખાડનાર 'આબ' શબ્દ વધી વેહેરકાન શબ્દ હાલનો 'ઉરગન્દાબ' થયો.

**૧૦. હરખઇતી**—સઘલા વિદ્વાનો એકામતે એ શેહેરને કાબુલની દક્ષિણે આવેલું જણાવેછે, અને કહેછે કે તે ખીલારેકી ભાષામાં હરઉવતીસ (Harauwatis) તરીકે અને યુનાનીઆમાં આરાકોશીઆ (Arachosia) તરીકે જણાયલુ છે. એ બોલનો સંસ્કૃત આકાર सरस्वति છે.

**૧૧. હએતુમત**—સઘલાઓ એકામતે એ શેહેરને ૧૦ માં શેહેર હરખઇતીની પશ્ચિમે આવેલું કબુલ રાખેછે. પેહેલવી સરેહ

કરનારાઓ એને 'ઇતોમન્દ' તરીકે ગણેછે, જે એના ગ્રીક શબ્દ 'ઇંટીમાન્દર'ને મળતો શબ્દ છે. એ ઉપરથી એનું હાલનું નામ 'હેલમંદ' થયલું છે. એ 'હેલમંદ' નદી જે હાલના 'હામુન' સરોવરમાં ખાલી થાયછે તે નદી ઉપરનો મુલક છે. બુનદેહેશ (બાબ ૨૦ ફ. ૧૭)માં એ ઇતોમન્દ (હેલમંદ) નદીને વાસ્તે જે કહેછે કે તે સેજીસ્તાનમાં એક નદી છે તે બરાબર છે. વળી (ફ. ૩૪માં) કહેછે કે તે કાંસ્તુનાં (હાલના હામુન અથવા સીસ્તાંનનાં સરોવર) દર્યામાં ખાલી થાયછે. બુનદેહેશનાં ઉપલા બે ફકરા પ્રમાણે એ નામની બે નદીઓ એ લતા ઉપર હતી. એવું દીસેછે કે અફ્ગાનીઆએ મૂળ નદીમાંથી નેહેર મારફતે યા બીજી રીતે થોડાંક પાણીને જૂદો રસ્તો આપ્યો હોય. અનજુમનઆરાનો કર્તા પણ "હીરમંદ" નામની નદીને સીસ્તાંનમાં મેળેછે. પ્રોફેસર યુસ્ટી એ હેલમંદ નદીને કાબુલ આગળથી "કુહે બાબા" નામના પહાડમાંથી નીકલતી જણાવેછે. વંદીદાદની ૧૯મી પરગરદમાં જ્યાં હફ્તે કેશવરોને આરાધ્યા છે ત્યાં અને જમ્યાદ યષ્ટ (ફ. ૬૬) માં એ 'હએતુમત'ના મુલકને આરાધ્યો છે. એનો સંસ્કૃત આકાર સેતુમત અને અર્થ 'પુલવાલો' એમ થાયછે. એ અર્થનું કારણ એ હોય કે અંહીથી પસાર થતી હેલમંદ નદીપર આવજાવ માટે પુષ્કળ પુલ બાંધ્યા હોય. હાલની શોધ પ્રમાણે એ મુલકવાલી હેલમંદ નદીનું મૂળ કાબુલથી ૩૫ મૈલ પશ્ચિમે ૧૧૫૦૦ ફીટની ઉંચાઇએ આવ્યું છે. તે ૬૫૦ મૈલની લંબાઇએ દોડયા પછી હામુનનાં સરોવરમાં ઘણેક માર્ગે ખાલી થાયછે. એ નદીવાલા મુલકને વંદીદાદમાં 'રએવંતેમ ખરેનંઘંહતેમ' એટલે 'ચલકાત અને ભોરેહવાલો' કહયો છે તે એ મુલકની ફલદ્રુપતાને માટે હોય, કારણ કે હાલના મુસાફરો કહેછે કે હાલમાં તેનાં કીનારાઓ ઘણા ફલદ્રુપ છે અને અસલમાં થતી ખેતીની નીશાંની જાહેર કરેછે. કર્નલ માલેસન કહેછે કે એ ભાગમાં આગલી દોલત અને ખેતીની નીશાંની હજુર માલમ પડેછે. બુનદેહશ (બા૦ ૨૦ ફ. ૩૪)માં.

એ મુલકને ઝરીનમંદ એટલે સોનેરી કહયો છે તે એજ કારણનો ઇસારો હોય.

**૧૨. રઘ**—સઘલા વિદ્વાનોના મત પ્રમાણે એ મીદીઆમાં આવેલું હાલનું 'રએ' શેહેર છે જેને યુનાની લખનારાઓએ 'રગ' ( Rhagæ ) ગણ્યુંછે. બુનસન કેહેછે કે સ્ટ્રેબો અને ટોલેમીએ જે Rhagæ વિષે લખ્યું છે તે એજ હોવું જોઈએ. પ્રોફેસર હારલેનાં કેહવા મુજબ ફકત કીપર્ટ ( Kiepert ) એને પારથીઆની પુર્વે ધારેછે. એ તેહરાંનની દક્ષિણે આવ્યું છે અને એક વખત તે મીદીઆનું મુખ્ય શેહેર ગણાતું હતું 'અનજુમનઆરા'નો કર્તા કહેછે કે એ શેહેરે મોગલ પાદશાહોની સલતનતમાં ઘણાં રાજદ્વારી ફેરફારો જોયા છે.

એ શેહેર આપણા બરહક પેગમબરનું જનમ શેહેર હતું. આપણા અવસ્તામાં જોકે કેઠે ખુલ્લું એમ લખ્યું નથી કે "જરથોસ્ત રએ શેહેરમાં જનમયો હતો તોપણ એ શેહેરને થ્રીઝનતુમ એટલે ત્રણ જાતવાલું એવો જે ઓલકાબ વંદીદાદની પેહેલી પરગદમાં લગાડયો છે તે ઉપરથી અને ઇજશનેના ૧૯ મા હા ( ફ. ૧૮ ) ઉપરથી માનવાને કારણ મળેછે કે ફારસી જરથોસ્તનામાંમા અને પાછલી કેતાબોમાં જરથોસ્તને 'રએ' શેહેરમાં જનમેલો જણાવેછે તે બરાબર છે. જરથોસ્તે અથોરનાન, રથેશતારાન અને વાસ્ત્રીઓસાંન એવા મંડલીના કરેલા ત્રણ વર્ગો ઉપરથી એ શેહેરને 'થ્રીઝનતુમ' કરી કહ્યુંછે. વળી ઇજશનેના ૧૯મા હાનો ફકરો ૧૮ જે ઉપરથી જરથોસ્તના જમાનાના રાજકારબારો વિષે ઇસારો મળેછે તેમાં એ રઓ શેહેરને 'જરથોસ્તી રઓ' શેહેર કરી કહ્યું છે. વળી એ ફકરામાં કહે છે કે "એ દેશો કે જે જરથુસ્તનાં રાજ્ય સીવાય બીજાં છે ત્યાં પાંચ સરદારો છે; ઘરનો સરદાર, મોહલાનો સરદાર, ગામનો સરદાર,, દેશનો સરદાર અને વડો ધર્મગુરૂ (જરથુશત્રતેમો). પણ જરથુસ્તને લગતાં રએ શેહેરમાં ચાર સરદારો; ઘર,

મોહલ્લા, ગામનો સરદાર અને ચોથો જરથુસ્ત." એટલે ખુદ 'રએ' શેહેરમાં જરથુસ્ત રાજ હકુમતનો વડો ( Temporal head ) તેમજ ધર્મનો વડો ( Spiritual head ), તેથી ચારજ સરદાર. બીજાં શેહેરોમાં એ બે ઓહદા જૂદા જૂદા ધણીઓ ધરાવે તેથી પાંચ સરદારો. બેરન બુનસને પોતાની ચોપડીમાં જે ડાકટર હાઉનો એ ફકરાનો તરજુમો આપ્યો છે તેમાં ડાકટર હાઉએ એ ફકરો બારાબર ન સમજ્યાથી ભુલ ખાઈ એવું જાહેર કર્યુંછે કે 'રએ'માં લોકો જરથુસ્તને ધર્મગુરૂ તરીકે કબુલ ન રાખતાં હતાં. પણ એ તરજુમો અને વીચાર ડાકટર હાઉએ તેના રેસાલા (પા. ૧૮૮ અને પા. ૨૯૬)માં ફેરવ્યા છે. કેટલાક વિદ્વાનો જરથોસ્તને મીદીઆનો એક ફીલસુફ ગણે છે તે કદાચ એ ફકરા ઉપરથી હોય કારણ કે એ ફકરો અનો રએ શેહેર સાથે સંબંધ ખોલ્લો દેખાડે છે, અને રએ શેહેર મીદીઆમાં આવેલું છે. બીજાઓ એને 'બેકટ્રીઅન' ફીલસુફ ગણે છે કારણ કે એણે પોતાની નવી દીન શાહ ગુશતાસ્પને બલખમાં શીખવી હતી જે બલખ એ શાહનું પાએતખ્ત હતું અને જે બેકટ્રીઆમાં ગણાય છે. પણ શેઠ ખ. રૂ. કામાજીએ આપેલી સમજન પ્રમાણે એ 'માદીઅન' તેમજ 'બેકટ્રીઅન' પણ ગણાય. 'રએ' શેહેરમાં જન્મ લઇ ત્યાં પોતાની નવી દીનનો તેણે પાયો નાખ્યો હોય. અને પછી બલખ જઈ શાહગુશતાસ્પને અને આલમને તે જાહેર કરી હોય.

**૧૩ ચખ્ર.**—સ્પીગલ અને બુનસંનના કહેવા પ્રમાણે લાસેન એ શેહેર ફીરદોશીએ વર્ણવેલું ચેહરમ શેહેર ધારે છે. બુલર નામનો ગ્રહસ્થ પોતાના શબ્દકોશમાં જણાવે છે કે ચર્ખ એ ખોરાસાનમાં એક શેહેર છે. એ ઉપરથી ડાકટર હાઉ એ શેહેર તે ચર્ખ હોય એમ ધારે છે. પ્રોફેસર હારલે પણ ધારેછે કે એ શેહેર હાલનું ખોરાસાનનું ચર્ખજ હોય. દાર્મસ્ટેટે કહે છે કે ચર્ખ નામનું એક શેહેર ખોરાસાનમાં હતું. યુસ્ટી પણ એમ ધારે છે. અસપંદી આરજી રબાડી ચીન ધારે છે તે તો તદન અસંભવીક છે. ડાકટર

**હાઉ કહે છે તેમ ચર્ખ નામનું એ એક હાલનું ખોરાસાનમાં આવેલું શેહેર હોય તો તે ઘણું વગર જણાયલું હોવું જોઇએ.** હાલના સાધારન એશીઆના નકશામાં એ જગા જણાવવામાં આવી નથી. અનન્જુમન આરાએનો કર્તા પણ એવે નામનું કોઈ પણ શેહેર જણાવતો નથી.

**૧૪ વરેન**—એ શેહરનું મુકામ મુકરર કરવા ઘણી ગુચવણ જણાઇ છે. પેહેલવી સરેહ કરનારાઓ પણ શકમંદ રહી કહે છે કે કેટલાકો એને કીરમાન ધારેછે, એ લખનારાઓ એનાં [illegible] [illegible] એટલે "ચાર ખુનાવાલું" એવાં વિષેસન વાસ્તે કહેછે કે એ શેહેરમાં જવામાટે ચાર રસ્તાઓ હોય તે ઉપરથી એને એ નામ લાગું હોય. અનન્જુમન આરાએનો કર્તા એ શેહેરને 'વરામીન' ધારતો જણાયછે અને કહેછે કે ફરરોખ ફરેદુને એરચને માટે એ શેહેર બનાવ્યું હતું. તે કહેછે કે એ શેહેરની હજુર કાંઇ નીશાની બાકી છે તેમાં એક ચાર ખુનાંનો કીલ્લો છે.—સ્પીગલ કહે છે કે "લાસેન એ શેહેરને એક ચીનાઇ લખનારે વર્ણન કરેલાં ફાલુનું ( Fa lunu ) સાથે સરખાવેછે. રોથ તેને ઇરાંનના મુલકની દખિણ પુર્વે ધારેછે. કેટલાંક પેહેલવી લખાણો તેને તેબીરીસ્તાંનુમાં ધારેછે. પેહેલવી તરજુમો કરનાર એને તબેરીસ્તાનના 'પેતાસ્કગર' પહાડ સાથ સરખાવેછે" વંદીદાદની પેહેલી પરગરદના જે ફકરામાં એ શેહેરનું નામ આવેછે તે ફકરા ઉપરથી તેમજ રામ ( ફ. ૨૩ ) અને અરશીસંગ ( ફ. ૩૩ ) યશ્ટો ઉપરથી માલમ પડેછે કે એ વરેન શેહેર ફરેદુન પાદશાહનું જનમ-શેહેર હતું. હવે આ પરગરદ અને એ યશ્ટો પ્રમાણે એ જગાએ ફરેદુને પેલા જાલમી જોહાકને પકડ્યો હતો અને ફીરદોશી પ્રમાણે તેમજ સાતે અમશાસ્પંદોની આફ્રીન પ્રમાણે અને દેમાવંદ કોહ જે અલબુર્જની એક ટેકરી છે તેપર બંદ કીધો હતો.[1] ત્યારે

(૧) ફરેદુન જોહાક ઉપર ફતેહ મેલવી ગાદીનશીન થયો તે દીવસ ફીરદોશીનાં જણાવવા પ્રમાણે ઇરાંનમાં ખુદ તેનાં વખત સુધી યાદગર

એટલું દીસેછે કે એ 'વરેન'નો મુલક અલબુર્જ પહાડની નજદીકમાં કેઠે હોવો જોઇએ. વળી આવાં (ફ. ૨૨) મેહેર (ફ. ૬૯, ૯૭, ૧૩૪) અને ફરવરદીન (ફ. ૭૧ ને ૧૩૭) યષ્ટો પ્રમાણે 'વરેન' દેવોનું રેહથાંન હતું. આવાં (ફ. ૨૨) અને ફરવરદીન (ફ. ૧૩૭) યષ્ટોમાં એ 'વરેન'ના દેવોનું નામ 'માઝંદરાન'ના દેવોની સાથે આવેછે તેથી પણ વળી આપણને ડાકટર હાઉના કહેવા પ્રમાણે વીચાર જાયછે કે 'વરેન'નો મુલક માઝીંદરાનના પહાડી મુલકની પડોશમાં કેઠે હોવો જોઇએ. એ પ્રમાણે ત્યારે એ વરેનનો મુલક એક તો અલબુર્જ પહાડની નજદીકમાં હોવો જોઇએ અને બીજું તો માઝીંદરાનની પડોશમાં હોવો જોઇએ. અલબુર્ઝ પહાડની નીચે માઝીંદરાનની પડોશમાં એવી જગા સોધતાં ડાકટર હાઉની નજર કુદરતી રીતે હાલના 'ગીલાન'ના મુલકપર પડે છે. એ ગીલાંન શબ્દ ભાષાવિદ્યાના કાયદા પ્રમાણે બરાબર 'વરેન' શબ્દ ઉપરથી ('વ' નો 'ગ' અને 'ર' નો 'લ' થઇ) ઉત્પન્ન થાય. ડાકટર હાઉ કહેછે કે ગીલાંનના પહાડી મુલકના રેહવાસીઓ આજે પણ પોતાની આચારભ્રષ્ટ અને ખંધી ચાલચલણને માટે જાણીતા છે.

**૧૫ હપ્ત હિંદુ.**—એ મુલક તે આપણા હિંદુસ્થાંનની ઉત્તર પશ્ચિમે આવેલો પંજાબની નજદીકની સીંધુ નદીની આગળનો

---

હતો. એ દીને તે કહેછે કે ઇરાંનમાં લોકો ખુશી ખુરમી કરેછે. એ દીવસ મેહેરગાંનના જશનનાં દીવસ તરીકે યાદગાર રહી ગયો હતો. એ વીષે ફીરદોશીનાં બેતો નીચે પ્રમાણે છે."

એ ફ્રરમુદ તા આતશ અફ્રુખતન્દ
હમે અમબરો ઝાફ્રાન સુખતન્દ
પરસ્તીદને મેહેરગાંન દીને ઉસ્ત
તન આસાઇ ઓ ખુરદન આહને ફસ્ત
કનુન યાદગાર અસ્ત અઝુ માહે મેહેર
બે કુશો બરંજ હીચ મનુમાએ ચેહેર

મુલક છે. વેદમાં એ મુલકને સપ્તસિંધુ તરીકે ઓળખેલો છે. યુનાનીઓનાં લખાણોમાં પણ એ નદીઓનાં સાત નામો છે. વેદમાં અને યુનાનીઓનાં લખાણોમાં એ નામો હાલ પ્રમાણે નીચે પ્રમાણે છે.

| વેદીક નામ | યુનાની નામ |
|---|---|
| સીંધુ | Indus |
| વીતાસ્તા | Hydaspes |
| અસીકની | Akesines |
| પરૂશની | Hydraortes |
| વીપાસ | Hyphasis |
| સતાદ્રુ | Hesydrus |
| કુભા | Kophen |

એ નદીઓ જે આગળ સાત હતી તે હાલ પાંચ થઇ છે. તેને માટે કહેછે કે બબે નદીઓ પાછળથી જોડાઇને એક થઇ ગઇ છે. એવી જોડાઇ ગયલી નદીઓનાં નામ નીચે પ્રમાણે છે.

| | | |
|---|---|---|
| સીંધુ Indus<br>કુભા Kophen | } | સીંધુ ( Indus ) |
| સતાદ્રુ Hesydrus<br>વીપાસ Hyphasis | } | વીપાસ ( Hyphasis ) |

એ જોડાઇ ગયા પછીની પાંચ નદીઓ જે ઉપરથી પંજાબના મુલકનું નામ પડ્યું છે, તેઓનાં નામો નીચે પ્રમાણે છે. સતલજ, બીઆ, રાવી, ચીનાબ, અને જલમ. એઓમાંથી સતલજ તે છુટી સતાદ્રુ (Hesydrus or Saranges) અને જોડાયલી વીપાસ (Hyphasis) છે.

એ હપ્ત હિંદુના મુળકે વિષે વંદીદાદના એ મુલકના વર્ણનવાલા ફકરામાં બોલતાં કહેછે કે "હપ્તહિંદુનો મુલક પુર્વ હિંદુસ્થાનથી પશ્ચિમ હિંદુસ્થાન સુધી." એ વર્ણન ઉપરથી એવો વીચાર જાયછે કે તે વખતે એ 'સપ્તસિંધુ'વાલો મુલક તે આખો

હિંદુસ્થાન ગણાતો હોવો જોઇએ કારણ કે લખનાર 'હપ્તહિંદુનું નામ દઈ બોલ્લુ જણાવેછે કે "હપ્તહિંદુ તે પુર્વ હિંદુસ્થાનથી તે પશ્ચિમ સુધી." સ્પીગલે એટલો ભાગ આપ્યો નથી તે ઉપરથી અનુમાન કરવામાં આવેછે કે એટલા શબ્દો પાછળથી પેહેલવી તરેજુમે કરનારે હપ્તહિંદુ તે કેટલું તે દેખાડવા વધાર્યા હોય.

**૧૬ રંગા.**—એ ૧૬ મી જગાનું નામ શું છે તે વિષે મત ફેર છે. ડાકટર હાઉ એમાં કોઇ ચોકસ શેહરનું નામ આવ્યું હોય એમ ગણતો નથી. પણ ઘણાખરા બીજા વિદ્વાનો એમાં આવેલા રંગુયાઓ શબ્દને વિષેસન ગણીને એ ૧૬ માં શેહેરને 'રંઘ' કરી ગણેછે. હવે એ 'રંગા શેહેર તે કયું તે બાબે પણ ઘણો મત ફેર છે. બુનસન પોતાની 'ઇજીપ્ત' નામની ચોપડીના ત્રીજા વોલ્યુમમાં એ શેહરની તપાસ લે છે તે એવું દેખાડવાને કે સઘલા આર્યનો ઇરાંનવેજથી કોઇ કુદરતી કારણો જેવાં કે બળતા પહાડોનું ફાટવું અથવા હવાની સખ્તાઇને લીધે, અથવા તો ધર્મ યા સંસાર સંબંધી મતફેરોને લીધે છુટા પડવાથી દેશાંતર કરતા કરતા એ પંદર મુલકોમાં એક પછી એક આવ્યા. હવે હિંદુસ્થાન સુધી આવી રહ્યા ત્યારે હવે વળી ૧૬ મી જગા કયાંથી આવી ? એ વીચાર ઉપરથી બુનસન તો એ ૧૬ મી જગાવાલા ફકરાને કોઈ પાછલા લખનારાઓએ દાખેલ કર્યો હોય એવું ધારેછે. પોતાનુ અનુમાન બંધ બેસાડવામાટે તે એમ ધારે છે.

હારલેનાં કેહેવા પ્રમાણે વીનદીશમેન એને 'સીંધુ,' સ્પીગલ 'જકઝારતીસ' અને લાગાર્દ વોલ્ગા ગણે છે. હારલે પોતે એને 'આકસસ' ગણવાનું દરૂસ્ત ધારે છે. અસપંદીઆરજી રબાડી એ રંગાના મુલકને ખોરાસાનનો ઉપલો ભાગ જણાવેછે. તે ઉપરથી હારલે પોતાને ટેકો મળતો ગણેછે, કારણ કે આકસસ એ મુલકની નજદીકમાં છે. પેહેલવી તરજુમો કરનાર એને રૂમ કહેછે.

પ્રોફેસર ચુષ્ટી એને 'જકઝારતીસ' ગણેછે અને પ્રોફેસર ગાઇગર 'રંગા' નદીને ચોકસ 'જકઝારતીસ'જ ગણેછે. હવે જો ચુષ્ટી,

ગાઈગર, સ્પીગલ વીગેરે વિદ્વાનોનાં મત સાથે એકમત થઈ આપણે એ ૧૬ મું શેહેર તે 'રંગા' નદીવાલો મુલક ગણ્યે અને એ 'રંગા'ને જકઝારતીશ ગણ્યો તો એક બાબદ એ વીચારને ટેકો આપતી દેખાયછે અને તે એછે કે 'ઈરાનવેજ' જો આપણે જોયું કે 'જકઝારટીસ' અને ઓકસસની વચ્ચે કેયે હોવું જોઈએ તે મુલકમાં શ્રાપ ઉતરેલો જણાવ્યો છે તેજ શ્રાપ બોલેબોલ તેની નજદીકમાં આવેલાં એ 'રંગા'ના મુલકને ઉતરેલો જણાવ્યો છે. એ શ્રાપ [illegible] એટલે દેવની ઉત્પન કરેલી થંડી છે. એ ઉપરથી દીસેછે કે એ 'રંગા' ઇરાન વેજની ચોડેક છેટે હોવી જોઇએ જેમ જકઝારતીસ નદી ખરેખર છે.

**પેહેલી પરગરદના એ ૧૬ મુળકો.**—વંદીદાદની પેહેલી પરગરદમાં આવેલા ૧૬ મુળકોની તપાસ વીગતવારે આપણે તમામ કરી રહ્યા. એ તપાસ ઉપરથી આપણને માલમ પડેછે કે સઘલા વિદ્વાનો જેઓએ એ બાબદ ઉપર ધ્યાંન આપ્યું છે તેઓ નીચલા મુળકો માટે નજદીક એક મત છે.

| અવસ્તાનાં નામો | હાલનાં નામો | ટીકા. |
|---|---|---|
| ૧ શુધ્ધ | સુધ્ધ (સોગદીઆના) | |
| ૨ મોઉરૂ | મર્વ | |
| ૩ બાખધી | બંલ્ખ | |
| ૪ હરોયુ | હરીરૂદ (હેરાત) | |
| ૫ વેહેરકાન | હીરકેનીઆ Hyrcania | હાઉ અને બુનસન એ શેહેરને કંદહારમાંઆવેલું 'અરગનદાબ' માનેછે. |
| ૬ હરખઇતી | એરેકોશીઆ | ફકત 'ગાઈગર' જુદો પડેછે તે એને 'અરગનદાબ' ધારેછે. |

૭ હએતુ મત　　　　હેલમંદ
૮ રઘ　　　　　　રએ
૯ હપ્ત હિંદુ　　　સપ્તસીંધુ

એ પ્રમાણે ૯ શેહેરોનાં નામ નજદીક એકામતે ચોકસ ઠરેછે.

'નીસય' શેહેર માટે ઘણો મતફેર છે કારણ કે એ નામનાં ઘણાં શેહેરો આગળ હતાં એવું ધારવામાં આવેછે. સ્પીગલ, બરનુફ, બુનસન અને હાઉ પ્રમાણે તે ખીલારોકી નીસયછે જે હાલનું નીશાપુર છે. યુષ્ટી અને હારલે એ મથકને મોરગાબની ખીનમાં ધારેછે. દાર્મેસ્ટેટે ચોકસ નથી.

'વએ કેરેત'ને બરનુફ, લાસન, હાઉ, બુનસન અને સ્પીગલ સીજીસ્તાંન (સીસ્તાંન) ધારેછે. પણ હારલે, યુષ્ટી અને દાર્મેસ્ટેટે પેહેલવી તરજુમાની માફક 'કાબુલ' ધારે છે.

'ઉર્વ'ને હાઉ અને બુનસન કાબુલ ધારેછે પણ બીજાઓમાં મતફેર છે. હારલે એને ખોરાસાનનું એક નહી જાણાયલું શેહેર ગણેછે. યુષ્ટીના કહેવા પ્રમાણે કીપર્ટ એને 'ટેલબીસ' ગણેછે. દાર્મેસ્ટેટે એને ઇસ્ફહાનની નજદીકનો મુળક ગણેછે. અસપંદીઆરજી રબાડી 'તુસ' કહેછે.

'ચખ્ર'ને સ્પીગલ અને બુનસનના કહેવા પ્રમાણે 'લાસન' ફીરદોશીનું વર્ણવેલું ચેહરમ ગણેછે. હારલે, હાઉ, યુષ્ટી અને દાર્મેસ્ટેટે હાલનું ચર્ખ નામનું શેહેર ગણે છે.

'વરેન'ને હાઉ અને બુનસન ગીલાંન ગણેછે. બીજાઓમાં ઘણો મતફેર છે. પેહેલવી તરજુમો કરનારાઓ પોતે શકમંદ રહી કહેછે કે એને કોઇ 'કીરમાન' ધારેછે. બીજાં પેહેલવી લખાણો તેને તેબીરીસ્તાનમાં ગણેછે. રોથ તેને ઇરાંનની દક્ષિણ પુર્વે ગણેછે.

'રંગા'નો મુળક તે સ્પીગલ, યુષ્ટી અને ગાઇગર પ્રમાણે જકઝારટીશ આગળનો મુળક છે. હારલે એ રંગાને ઓકસસ ધારેછે વીનદીશમેન સીંધુ અને લાગાર્ડ વોલ્ગા ધારે છે. પેહેલવી સરેહ કરનારાઓ એ મુળકને રૂમનો મુલક ધારેછે.

**એ મુળકોનાં સ્થળ વિશે તકરાર.**—એ મુળકોના સ્થળ વિષે એક વખત ઘણો મતફેર હતો. કેટલાક વિદ્વાનો એ દેશોને પુર્વ ઇરાન (જે ઇરાંન તે છેક પુર્વે હાલનાં આફગાનીસ્તાનના મુળક સુધીનો અર્થનો મુળક)માં ગણતા; તો કેટલાકો એઓને પશ્ચિમ ઇરાનમાં મીદીઆ તરફ મેલતા અને તે કારણને લીધે જરથોસ્તને મીદીઅન ફીલસુફ ગણતા. હાલમાં પ્રોફેસર ગાઇગરે એ સવાલ ઘણો કાબેલ્યતથી હાથ ધર્યો છે. અને તે ખાતરીથી જણાવેછે કે પુર્વ ઇરાન અવસ્તાવાલાઓની જનમ ભુમી હતી. તેની પેહેલી સાબેતી તો, એ મુળકોની જગાઓની જે તપાસ આપણે ઉપર લીધી તે ઉપરથીજ મળેછે. આપણે એ તપાસમાં જોયું કે એ ૧૬ મુળકોનાં સ્થળો તો સઘલાઓનાં એકામતે નક્કી થઈ ચુકાં છે અને તેઓ હાલનાજ કેટલાક શેહેરોનાં નામ દીસેછે, જેમકે સુઘ્ધ (સોગદ), મોઉરૂ (મર્વ), બાખધી (બળખ). હરોયુ (હરીરૂદ), હએતુમત (હેલમંદ), રઘ (રએ), અને હપ્તહિંદુ (સપ્ત સીંધુ). એ સઘલાં શેહેરો ઇરાનના પુર્વ ભાગ તરફ આવેલાં છે. ત્યારે ખોલ્લું સાબેત થાયછે કે એ અવસ્તાવાલાઓની જનમ ભૂમી પુર્વમાં હતી.

વળી એ ૧૬ મુલકો ઉપરાંત બીજી જગાઓનાં નામો જે અવસ્તામાં મલેછે તે નામો પણ ઇરાંનના મુળકના પુર્વ ભાગોની જગાઓનાં નામો છે. દાખલા તરીકે આંવા યષ્ટમાં અને બુનદેહશમાં આવેલો 'પએસનડ·હ'નો મુળક (જે હાલની અફગાનીસ્તાનની પીશીનની ખીનવાળો મુળક છે) અને હવારીઝેમ (હાલનું ખારઝેમ).

નદીઓનાં નામો અવસ્તામાં આવેછે તે પણ ઇરાનની પુર્વે આવેલી હાલની નદીઓ સાથે મલેછે જેમકે 'રંગા' (તે હાલની સરદર્યા અથવા જેકઝારતીસ)

વળી અવસ્તામાં જે ઇરાનના મુળકની મકૃતીક હાલતનું જે વર્ણન આવેછે તે પણ ઇરાનના મુળકના પુર્વ ભાગને વધારે લાગુ

પડેછે, એમ મી० ગાઇગર ઘણી કાબેલ્યતથી દેખાડવાની કોશેસ કરેછે અને તેમાં તે વણેક દરજ્જે ફતેહ પાંમેછે.

## અવસ્તામાં આવેલાં બીજાં શેહેરો યા મથકો.

**મેહેર યશ્ટનાં મથકો**.—મેહેર યશ્ટ (ક. ૧૪)માં નીચલાં ૬ નામો મલેછે. ૧ આઇશકત, ૨ પોઉરૂત, ૩ મોઉરૂ, ૪ હરોયુ, ૫ ગઔમસુઘ્ધે અને ૬ ખ્વાઇરીઝેમ. એ નામોમાંના ત્રીજાં, ચોથાં અને પાંચમાં નામો આપણે આગળ જોયુંકે હાલના મર્વ, હીરાત અને સુગ્દના મુળકોનાં છે. મેહેર યશ્ટમાં આવેલાં સઘલાં નામો નદીઓને કીનારે આવેલાં શેહેરોનાં નામો છે. એમ એ ફકરાનાં વાર્ણન ઉપરથી દીસેછે કારણ કે ત્યાં નદીઓને એ શેહેરો તરફથી વેહેતી જણાવી છે. ઉપલાં ત્રણ શેહેરો તો એ પ્રમાણે નદીપર આવેલાં છે, જેમકે હીરાત આગળથી હરી નદી, મોઉરૂ આગળથી મર્વની નદી અને સોગ્દ આગળથી એજ નામની એક નદી વહેછે. એ સઘલાં નામો ઇરાનની ઉત્તર પુર્વે આવેલા મુલકોનાં નામો છે.

**આઇશકત**.—એ કયો મુળક છે તે ચોકસ કહેવાઇ શકાતું નથી. સ્પીગલ એને વિષે કાંઈ બોલતોજ નથી. દાર્મસ્ટેટે ધારેછે કે એ નામ 'જકઝારટીસ' નદીપર આવેલી 'અલેકઝાન્દ એસકત' નામની જગાની યાદ આપેછે. હારલે એને 'પારોપામીસસ' નામની જગા ધારેછે. પણ એ નામને ઇશકત નામના પહાડ સાથે કાંઇ સંબંધ કાંય નહીં હોય ? 'ઉપઇરીસએન' પહાડના એક ભાગ તરીકે જે ઇશ્કતા નામનો પહાડ આવેછે, જેની આપણે હવે પછી તપાસ લેઇશું, તે પહાડમાંથી એજ નામની વેહેતી એક નદીનાં સ્થળપર એ મથક આવ્યું હોય.

**પોઉરૂત**.—હારલે અને સ્પીગલ એ મથકને 'એરેકોશીઆ'ની ઉત્તરે અને 'પેરોપામીસસ'ની દક્ષણે ગણેછે. દાર્મસ્ટેટે કહેછે કે એ નામ જકઝારટીસ અને ઓકસસ નદીઓની વચ્ચે

આવેલાં પારતાસીન ( Partacene )ના મુળકનાં નામની યાદ આપેછે. ઇજશનેના ૧૦ માં હામાં 'ઇશ્કત' અને 'પોઉરૂત' કરીને 'પહાડ'ને અર્થે જે શબ્દો આવેછે અને જે શબ્દો કેટલાકો અમથાં સાધારણ નામ તરીકે, અને કેટલાકો વિશેષ નામ તરીકે આપેછે તે એજ નામો હોય અને તે પહાડનાં નામો હોય.

**ખવારીઝેમ.**—એ નામ સઘલાઓ પ્રમાણે હાલનું 'ખારઝમ' છે જે ખીવાની દક્ષિણે અને ખોરાસાનની ઉત્તરે આવેલું છે.

હારલે કહેછે કે એ પાંચે મુળકોવાલી જગા જેછે તે 'મારગીઆના'ની જગા છે જેના મધ્ય ભાગોમાંથી યુનાનીઓએ વર્ણવેલી નીચલી નદીઓ વહેછે.

Dargamonis, Dargidus, Zariaspes, Margus, Ochus, અને Etymander ( હાલની હેલમંદ )

## આવાં યષ્ટમાં જણાવેલા મુલકો.

આવાં યષ્ટમાં જૂદા જૂદા મહાન પુરૂષોએ આવાં અર્દવીશુરની બંદગી કયાં કયાં કરી તેઓનાં નામો આવે છે તે નામો નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| ૧ હોશંગે | અલબુર્ઝનીપહાડની નીચેની જગા ઉપર |
| ૨ જમશેદે | હુકર્ય પહાડ ઉપર. |
| ૩ અઝી દહાકે (ઝોહાકે) | બઉરીમાં. |
| ૪ ફરેદુને | વરેન (ગેલાંન)માં. |
| ૫ કેરેસાસ્પે | પિસનદહે આગળ. |
| ૬ અફ્રાસીઆબે | જમીનનાં ભોએરામાં (હન્કઇને). |
| ૭ કાઉસે | એરેઝીફ્ય પહાડ ઉપર. |
| ૮ કૈખશરૂએ | ચએચસ્તે સરોવરના કીનારા ઉપર. |
| ૯ તુસ | કાંઇ ચોકસ મથક નથી. |
| ૧૦ વેસેના ખાનદાનના છોકરાઓએ | કંઘ દેઝ આગલ |

| | |
|---|---|
| ૧૧ વફ્રનવાજે | બંદગી કરવાની કોઈ ચોકસ જગાનું નામ નથી, જોકે, જો તેની મુરાદ પાર પડે તો રંઘા નદી આગળ ક્રિયા કરવા કબુલ થાય છે. |
| ૧૨ જામાસ્પે | બંદગીની જગાનું નામ નથી. |
| ૧૩ પોઉરૂ ધાક્તિના છોકરા અશાવઝ્દઙ્.હે અને સાયુઝ્દ્રિના છોકરા અશાવઝ્દઙ્.હે અને થ્રીતએ. | અપામ નપાતની નજદીક. |
| ૧૪ નોજરના છોકરા વીસ્તઉરૂષે | વીતઙ્.હાઇતી નદી આગળ. |
| ૧૫ ફ્રયાનના યોઇસ્તએ (ગોસ્ત ફ્રયાને) | રંઘાનદીના કીનારાપર |
| ૧૬ જરથોસ્તે | વેહેદાઇતી નદીવાલા ઇરાનવેજમાં |
| ૧૭ કએ ગુસ્તાસ્પે | ફ્રરજદાનુ નદીના કીનારાપર. |
| ૧૮ જઇરી-વઇરીએ | વેહેદાઈતી નદીપર |
| ૧૯ અરજાસ્પે | વોઉરૂકશ દર્યાની નજદીક |

એ પ્રમાણે ૧૯ માહાન પુરૂષોએ આવાં અર્દવીશુરની જૂદી જૂદી જગાઓપર બંદગી કીધી હતી. એઓમાંથી અલબુર્ઝ, હુકર્યે, એરેઝીફીઅ અને કંગદેઝની પહડોનાં મથાળાં તલે આપણે તપાસ લેઇશું. ચએચસ્તે સરોવરની તપાસ પણ અસ્નવન્ત પહાડનાં મથાલા તલે લેઈશું. ઈરાનવેજ અને વરેન (ગીલાંન)ની તપાસ આપણે વંદીદાદનાં ૧૬ મુળકોની બાબદમાં લીધી. વીતંઘહઇતી, વેહેદાઈતી, દાનું, અને ફ્રરજદાનુની તપાસ આપણે નદીઓના મથાળા તલે લેઇશું. વોઉરૂકશની દર્યાનાં મથાળા તલે લેઇશું. અહીં આપણે 'બવરી' અને 'પીસનઙ્.હે'નાં સ્થળોની તપાસ લેઇએ.

**બવરી**—એ શેહેર ખીલારેકી ભાષાનું 'બબીરૂ' અને હાલનું 'બાબીલોન' છે. એનાં સંબંધમાં આપેલા અઝીદહાક (જોહાક)ને ફીરદોશીએ અને બીજા ફારસી લખનારાઓએ 'આરબ' ગણ્યો છે.

**પીસનડ.હ**—આવાં યષ્ટ (ફ. ૩૭)માં કહે છે કે કેરેશાસ્પે એ જગાએ અર્દવીશુરની બંદગી કરી હતી. હવે એ કેરેશાસ્પને માટે ફરવરદીન યષ્ટ (ફ. ૬૧)માં કહે છે કે 'તેનાં શરીરની કેટલાંક ફરોહરો પાસબાની કરે છે.' એ એની સમાધીની (Trance) ની હાલતનો ઈસારો છે,[1] કે જે હાલતમાં કહે છે કે ફરોહરો તેનાં તનની પાસબાની કરે છે. હવે પેહેલવી બમન યષ્ટ (બા. ૩ ફ. ૬૦ માં અને બુનદેહશ (બા. ૨૯ ફ. ૭)માં પણ કેરેસાસ્પની એ સમાધીની હાલતનો ઇસારો કરે છે. વળી જેમ અવસ્તામાં એની જગા પીસનડ.હ જણાવી છે તેમ બુનદેહશમાં "પેસીઆનસાઈ" કરી જણાવી છે. ત્યારે નક્કી થડે છે કે એ બેઉ જગા એકજ હોવી જોઈએ. એટલે ત્યારે એ પીસનંડ.હ તે પેહેલવીની 'પેસીઆનસાઈ' નામની જગા છે. હવે એ પાછલી જગાને માટે બુનદેહશ (બા. ૨૯ ફ. ૧૧)માં ખોલ્લું કહે છે કે તે "કાબુલસ્તાન"માં આવી છે. વળી ત્યાં વધુ એ જણાવે છે કે 'કાબુલસ્તાન'નાં એ 'પેસીઆનસાઈ'ની જગા વણી મશહુર ઉંચાણમાં આવેલી જગા છે. એ વર્ણન ઉપરથી ત્યારે નક્કી થડે છે કે એ જગા હાલમાં કાબુલની નજદીક આવેલી 'પીસીન' ની ખીનવાલી જગા હોવી જોઈએ, કે જેને વિષે છેલ્લી અફગાન લડાઇમાં આપણે ઘણું સાંભલ્યું છે.

## રામયષ્ટમાં આવેલી જગાઓ.

**ક્વિરીન્ટ કુઝીત**—રામ યષ્ટ (ફ. ૧૯) માં 'ક્વિરીન્ટ કુઝિત' કરી શબ્દો આવે છે જેનો સ્પીગલ, હારલે, વાછા–મેહેરજી

(૧) હાલમાં થીઓસોફી (યોગ વિદ્યા) એમ માને છે કે એક માણસ ચોકસ તબીઅતથી પોતાનાં કાલબુદમાંથી પોતાનો આત્મા બહાર કાઢી શકે અને ગમે તેમ પાછો લાવી શકે કએખોશરૂ અને પેશોતનને આપણામાં અમર ગણ્યા છે તેઓ વિષે એઓ એમ માને છે કે તેઓ સમાધીની હાલતમાં પડયા હતા.

રાના, જેમ આજ સુધી કરવામાં આવ્યો છે તેમ અર્થ કરે છે કે "ખરાબ જંગલ" 'વેરાન જગા.' પણ દાર્મસ્ટેટે એને વિશેષ નામ ગણી એક જગાનું નામ ગણે છે. એ યશ્તમાં કહે છે કે "અઝીદહાકે (જોહાકે) વએ ઇજદને સુનેરી બેઠક ઉપર........ વેરાંન જંગલમાં આરાધ્યો." હવે અહીં દાર્મસ્ટેટે 'વેરાન જંગલ' માટે આવેલા શબ્દો "ક્વિરીન્ટ દુઝિત્ત" ને એક જગાનું નામ ગણે છે અને તે 'હમઝ' નામના મુસલમાન ગ્રંથકારે લખેલી બાબદ સાથે નીચે પ્રમાણે જોડે છે.

"હમઝ કહે છે કે 'અઝીદહાક' બાબીલોનમાં રહેતો હતો કે જ્યાં તેણે કલન્ગ (ફા. કલંગ-બગલું) નામના પક્ષીને રૂપનો એક મેહેલ બાંધ્યો હતો જેને તે કુલન્ગ દીસ (એટલે કુલન્ગનો કીલ્લો) કહેતા હતો. ત્યાંના રહેવાસીઓ તેને દીસ હેટ કહેતા હતા" હવે જંદનો 'ક્વિરીન્ટ દુઝીત' તે એ કુલન્ગ દીસ હોય. અને 'દીસ હેટ' તે જંદ 'દુઝીત' છે. હવે એ 'ક્વિરીન્ટ' એક જગાનું નામ છે કે કલન્ગ (પક્ષી) નો જંદ શબ્દ છે તે વિષે કોઇને શક રહે. ગમે તે હોય, પણ એ બવરી (બાબીલોન) ના એક મેહેલનું નામ છે. શાહા નામામાં એને 'દીઝુખ્ત' કહયો છે.

**સ્પએતનીશ રઝુર નામનું જંગલ**—ઉપલીજ યષ્ટમાં "સ્પએતનીશ રઝુર" નામના શબ્દો આવે છે, જેનો અર્થ સફેદ જંગલ થાય છે. હારલે અને સ્પીગલ એઓને સામાન્ય નામ ગણી ઉપલો અર્થ કરે છે, પણ વાછા-મેહેરજીરાના અને દાર્મસ્ટેટે એ શબ્દોને એક ખાશ જંગલનું નામ ગણે છે, જેમ તે બુનદેહશ પ્રમાણે ખરેખર દીસે છે. બુનદેહશના ૨૧ મા બાબ (ફ. ૧૬) માં એ જંગલનું નામ આવે છે ત્યાં તેને સર્વે જંગલોમાં મોહટું ગણ્યું છે. બમન યશ્ટના ત્રીજા બાબ (ફ. ૯) માં એ જંગલને શાહ ગુસ્તાસ્પ અને અરજાસ્પ વચ્ચેની છેલ્લી લડાઇનું મથક ગણ્યું છે, જે જોતાં એ 'બલ્ખ' ની નજદીકમાં હોવું જોઇએ.

## પહાડો.

**જમ્યાદ યશ્તની ભૂગોળ.**—જેમ વદીદાદની પેહેલી પરગરદ અવસ્તાના વખતના મુખ્ય મુળકોની એક નાની ભૂગોળ છે તેમ જમ્યાદ યષ્ટ પૃથ્વિપરના પહાડોની એક નાની ભૂગોળ છે. એ યષ્ટ જેમ એક હાથપર એક નાની ભૂગોળ છે તેમ બીજા હાથપર પેશદાદીઅન અને કેઆનીઅન વંસના પાદશાહોની એક નાની તવારીખ છે, કારણકે એ યષ્ટમાં એ પાદશાહોની જીંદગીના ઈસારાઓ છે. દાર્મેશટેટે એને એક ટુંકું શાહનામું ગણે છે. આપણને તો તેની ભૂગોળ સાથે કામ છે.

જમ્યાદ યષ્ટ ( ક. ૭) પ્રમાણે આપણી જમીનની સપાટી ઉપર ૨૨૪૪ પહાડો છે. બુનદેહેશ (બાબ ૧૨ ફ. ૨) પણ એજ સંખ્યા જણાવેછે. એ સંખ્યા પર્વતો (પહાડોની હાર), પહાડો, ડુંગરો, ટેકરીઓ સર્વ મલીને ગણેલા લાગેછે. જમ્યાદ યષ્ટ પ્રમાણે એઓનાં નામ નીચે પ્રમાણે છે.

૧ હરઇતી [Avestan script]

૨ અરેઝ—મનુશની પેલીમેર 'જેરેઝ, [Avestan script]

૩ ઉશીદરેન [Avestan script]. એ શબ્દની આગળ [Avestan script] ઉશીદાઓ કરીને શબ્દ આવેછે, તેને સ્પીગલ અને હારલે વિશેષ નામ ગણી જૂદા પહાડનું નામ ગણેછે, પણ એ શબ્દ ફક્ત વિશેષણ છે. 'ઉશીદરેન' પહાડ આપણા અવસ્તા પ્રમાણે એક બુલંદ પહાડ છે જેની ઉપરથી આપણા બરહક પેગમબરે ખોદા પાસેથી ધર્મ મેલવ્યો હતો. 'ઉશીદરેન' શબ્દનો અર્થ 'અક્કલ વેરાવનાર' થાયછે. એ પહાડને એ નામ એટલામાટે મલ્યું કે તેની ઉપર બંદગી અને એબાદત કર્યાથી અને ખોદાઈ ભેદ ભરમો અને ફીલસુફી ઉપર વીચાર કર્યાથી આપણો પેગમબર પોતાનો નવો મહજબ જાહેર કરવાને ફતેહ પામ્યો. એ કારણને

લીધે એ પહાડને ઇજ્જશને ( હા. ૧ ફ. ૩૧; હા. ૨ ફ. ૫૪; હા. ૩ ફ. ૫૫; હા. ૪ ફ. ૪૫; હા. ૨૨ ફ. ૩૧; હા. ૨૫ ફ. ૨૨ )માં ખાશ રીતે યાદ કર્યો છે. હવે જે અર્થ એ પહાડનું ખુદ નામ 'ઉશીદરેન' શબ્દ દેખાડેછે તેજ અર્થ એક વિશેષણતરીકે દરસાવામાટે એની આગમચ 'ઉશીદાઓ' શબ્દ વપરાયલો છે. બાકી 'ઉશીદરેન' પહાડથી 'ઉશીદાઓ' નામનો જૂદો પહાડ હોય એવું નથી. એની એક ઘણી ચોકસ સાબેતી હોરમજદ યષ્ટ ( ફ. ૩૧ ) પરથી મલેછે, જ્યાં પણ એ પહાડને આરાધ્યો છે. ત્યાં કહેછે કે "અઓમ ગઇરીમ્ યજમઇદે યિમ્ઉષિદાંમ ઉષિદરનેમ" એટલે "આએ પહાડ કેજે હુશીઆરી આપનાર ( ઉષિદાઓ ) ઉશીદરેન છે તેને હમો આરાધીએ છીએ"

હવે એ ફકરામાં 'અઓમ' 'ગઇરીમ' અને 'યિમ' એ ત્રણે શબ્દો એક વચનમાં છે, તેથી ખોલ્લું માલમ પડેછે કે અંહી ફકત એકજ પહાડ ગણ્યો છે. જો 'ઉશીદાઓ' પણ કોઇ જૂદો પહાડ હતે તો એમ એક વચન નહી વાપડતે. એ ફકરા ઉપરથી ત્યારે માલમ પડેછે કે જેમ એ ફકરામાં તેમજ જમ્યાદ યષ્ટમાં એ શબ્દને 'ઉશીદરેન'નો વિશેષણ ગણ્યો છે. કદાચ એ 'ઉશીદાઓ' શબ્દ પછવાડેથી એક વિશેષ નામ તરીકે 'ઉશીદરેન' પહાડને બદલે વપડાવા લાગો હોય કારણ બેઉ શબ્દના અર્થ એકજછે. એ બની શકે એમ છે. કારણ પેહેલવી બુનદેહશ (બાબ ૧૨ ફ. ૨ ને ૧૫) માં અને હમકારાની આફીનમાં 'ઉશદાસ્તાર' નામનો એક પહાડ આવેછે તે પણ એજ 'ઉશીદરેન' પહાડનું બીજું નામ છે. પાછલું અવસ્તા નામ છે ત્યારે પેહેલું પેહેલવી નામ છે.

હવે જમ્યાદ યષ્ટની પહાડોની ટીપમાં 'ઉશીદાઓ' 'ઉશીદરેન'થી એક જૂદો પહાડ નથી, કે જેમ હારલે, સ્પીગલ અને વેસ્ટ ( બુનદેહશના તરજુમામાં પાનું ૩૫ નોટ ૮ માં ) ધારેછે તેમ, પણ ફકત 'ઉશીદરેન'નું વિશેષણ છે તેની સાબેતી એજ યષ્ટ ઉપરથી મલેછે. એ યષ્ટમાં એ 'ઉશીદરેન' પહાડનાં નામ પછી બે નામ

મેલી 'અરેઝુર' નામના પાહાડનું નામ આવેછે ત્યાં તે પહાડને આલ્લે ઓાલ્લો ([illegible]) છટ્યો (પહાડ) કહયો છે. હવે જો આપણે 'ઉશીદાઓ'ને 'ઉશીદરેન'થી એક જૂદો પહાડ ગણ્યે તો એ 'અરેઝુર' પહાડ સાતમો થાય કે જેમ તે નથી.

હવે આપણે આપણી ટીપ આગળ ચલાવીએ.

૪ અરેઝીફ્ય ૫ ફ્રઓરેપ ૬ અરેઝુર ૭ બુમ્ય ૮ રઓઇધીત ૯ મઝીશીશ્રવત ૧૦ અંતરેદંઘ્રહુ ૧૧ અરેઝીશ્રૂ ૧૨ વાઇતીગએસ.

એ પ્રમાણે એ બાર પહાડોને પેહેલો, બીજો એમ ગણેલા છે તે ઉપરથી એઓનાં નામો ચોકસ મુકરર કરવાનું સેહેલ થઇ પડયું છે. પણ હવે પછીનાં નામો વિષે તે કેતરમો તે જણાવ્યું નથી. તેથી એક શબ્દ પાહાડનું નામ છે યા ફકત એક પૃથક વીચાર દેખાડનાર શબ્દ છે તે મુકરર કરવું મુશકેલ પડે છે.

૧૩ આદરન ૧૪ બયન ૧૫ ઈશકતા.

એ 'ઇશ્કતા' પહાડની પછી 'ઉપાઈરીસએન [illegible] [illegible]' એવો શબ્દ આવે છે. તેને હારલે અને સ્પીગલ વિશેષન ગણી તેનો અર્થ કરે છે કે "ઈશ્કતા પહાડ જે સએન (સીમોર્ગ, સ્પીગલ પ્રમાણે ગરૂદ પક્ષી અને હારલે પ્રમાણે સકરો) પક્ષી ઉડી શકે તેથી પણ ઉંચો." પણ દાર્મેસ્ટેટે એ શબ્દને વિ-શેષ નામ ગણે છે અને ઈશ્કતા 'ઉપાઇરીસએન' નામનો એક પહાડ ગણે છે અથવા તો ઉપાઇરીસએનને એક પહાડની હાર (Mountain range) ગણી એ શબ્દનો અર્થ એમ કરે છે કે "ઉપાઇરીસએન નામની પાહાડની હારવાલો ઈશ્કતા." "ઉપાઇરીસંએન"ને એમ વિશેષ નામ ગણી દાર્મેસ્ટેટે એ પહાડને બુનદેહશ (બા. ૧૨ ફ. ૯)માં આવેલો 'અપરસેન' પહાડ ગણેછે જે બુનદે-હશમાં લખવા પ્રમાણે ઇરાનમાં સીસ્તાંનથી સુસીઆના સુધી દોડે છે. ઈજશનેના ૧૦ મા હા (ફ. ૧૧)માં પણ એ 'ઉપરીસએન' શબ્દ આવે છે. વેસ્ટના કહેવા પ્રમાણે એ પણ એક પહાડનું

નામ છે. અને તે એજ જમ્યાદ યષ્ટવાલો અને બુનદેહશવાલો પ-હાડ છે. પણ ઇજશનેના ૧૦ મા હામાં આવેલો એ શબ્દ પણ ખરેખર એક પહાડનું નામ છે કે એક પૃથક વીચાર દેખાડનાર શબ્દ છે તે ચોકસ કહેવું મુશકેલ છે. એ ફકરામાં પણ સ્પીગલ એ શબ્દનો અર્થ જમ્યાદ યષ્ટની માફકજ કરે છે. હારલે ત્યાં એ શબ્દને વિશેષ નામ ગણી તરજુમો કરે છે પણ નોટમાં પોતાનો શક દેખાડે છે. 'સાતે અમસપંદા'ની (હમકારાની) આફ્રીનમાં થોડાક પહાડોના નામ આવે છે તેમાં મેહ પારસીન કોહનુ નામ આવે છે તે એજ નામ હોય. ખુદ બુનદેહશમાં ઉપર કહ્યા પ્રમા-ણે જે 'અપરસેન' પહાડ આવે છે તે નામ પણ કોઇક નકલોમાં વેસ્ટના કહેવા પ્રમાણે 'હરપારસેન' આવે છે અને યુષ્ટી તો એ નામ એમજ વાંચે છે.

એ મુશકેલી વચ્ચે એવું દીસે છે કે વેસ્ટના કહેવા પ્રમાણે અને દારમસટેટેના ધારવા પ્રમાણે એ કોઇ મોહતા બુલંદ પાહા-ડની હારનુ નામ હોય અને એ નામ તેને તેની ઘણી ઉંચાઇને લીધે મલ્યું હોય, ઉચાઇ કે જે ઉપર 'સએન' પક્ષી પણ જઇ ન શકે. પણ અંહી તો એ શબ્દ ફકત 'ઇશ્કતા' પહાડનો ગુણ દેખાડવા ઉપયોગમાં આવ્યો હોય.

એ શબ્દની પછી 'કાંસો—તફેધ્ર' અને 'વફ્ર' એવા શબ્દો આવે છે તેને વિષે મને શક જાય છે કે એ શબ્દો પણ કોઇ ચોકસ પહાડના નામો નથી. સ્પીગલ અને હારલે એ બે શબ્દોને પહાડનાં નામ ગણે છે અને દાર્મસ્ટેટે ધારે છે કે એ બેઉ શબ્દો મલી કદાચ એક પહાડનુ નામ હોય. હું ધારૂં છું કે એ શબ્દો પણ 'ઉપઇરીસએન'ના માફક 'ઇશ્કતા' પહાડનો ગુણ દેખાડ-નાર હોય. એમ ગણવાનો સબબ એ છે કે ત્રીજા ફકરાથી શરૂ થતા પેહેલા ત્રણ પહાડો 'આદરન' 'બયન' અને 'ઇશ્કતા' એ દરેકને પછવાડે ...ચ 'ચ' એટલે 'અને' આવે છે એજ પ્રમાણે 'ઉપઇરી સએન' અને 'કાસોતફેધ્ર' અને 'વફ્ર' જો પહાડનાં નામ

હતે તો એ શબ્દોની પછવાડે હારબંદ એક પછી એક 'ઓ' આવતે. એ ઉપરથી દીસે છે કે એ શબ્દો ફકત ઈશ્કતાનો ગુણ દેખાડે છે કે "ઈશૂકતા પહાડ કે જે ઉપઇરીસએન હારને લગતો છે (અથવા જે એટલો ઉંચો છે કે તેની ઉપર પક્ષી પણ ઉડી ન શકે) અને જે 'કાંસોતફ્ધ્ર' અને 'વફ્' છે. હવે 'વફ્'નો અર્થ એમ થાય કે જે "બરફથી ઢંકાયલો" છે. પણ "કાંસોતફ્ધ્ર"નો અર્થ શું તે ચોકસ કહેવાઇ શકાતો નથી. એ શબ્દમાં "કાંસો" શબ્દ છે તે કદાચ 'કાંસુ' નદી હોય અને એ પહાડનો કાંસુ નદી સાથે કાંઇ સંબંધ દેખાડવાની એ શબ્દથી મતલબ હોય, જે કાંસુ નદી પણ 'અપરેસન' કુહની માફક સીસ્તાંનમાંજ છે.

એ પછી નીચલા પહાડોનાં નામ આવે છે.

૧૬ હમનકુન ૨
૧૭ વસ્ન ૮
૧૮ ફ્રાવંકુ ૮
૧૯ વીદ્વન ૪

એ પહાડોના નામ સાથે જે સંખ્યા જણાવી છે (અને જેના આંકો ઉપલી ટીપમાં જમના હાથપર મેલેલા છે) તે એ નામોના પહાડોની એટલી ટોંચો હોય કે જે પહાડોનાં નામથી જણાયલી હોય.

પછી નીચલા પહાડોનાં નામો હારબંદ મળે છે. ૨૦ અએઝખ, ૨૧ મએનખ, ૨૨ વાખેધ્રક, ૨૩ અસય, ૨૪ તુધ્રસ્ક, ૨૫ ઈશવ, ૨૬ દ્રએોશીસવાઓ, ૨૭ સાઇરીવાઓ, ૨૮ નંધુશમાઓ ૨૯ કકહ્રુશ, ૩૦ અંતરેકડ., ૩૧ સીચીદવ, ૩૨ અહુન, ૩૩ રએમન, ૩૪ અશ-સ્ટેમબન, ૩૫ ઉરૂન્ચોવાઇધીક, ૩૬ અસ્નવન્ત, ૩૭ ઉશઓમ, ૩૮ ઉશ્ત ખરેનાઓ, ૩૯ સ્યામક, ૪૦ વફ્યાઓ અને ૪૧ વોઉરૂશ.

એ હારબંદ નામો પછી એક "યહમ્ય" શબ્દ આવે છે તેને પણ પ્રોફેસર હારલે એક પહાડનું નામ ગણે છે. તે છે હેક

કે 'યહ્મ્ય' શબ્દની તેનાં સાધારણ અર્થમાં અંહી કાંઇપણ અગત નથી માટે તે એક પહાડનુ નામ હોવું જોઇએ. પણ ઉપર આવેલા બે ત્રણ શબ્દોને આપણે જે સબબથી વિશેષ નામ તરીકે રદ કર્યા તેજ સબબથી એ 'યહ્મ્ય' શબ્દને પણ વિશેષ નામ તરીકે રદ કરીશું, કે જ્યારે સઘલાં હારબંદ નામોની પછવાડે એક પછી એક ચાલુ '𐬗𐬀' 'ચ' એટલે 'અને' શબ્દ વાપડ્યો છે અને જ્યારે 'યહ્મ્ય'ની પછી નથી વાપડ્યો ત્યારે એ વિશેષનામ તરીકે કોઇ પહાડનું નામ નહી હોવું જોઇએ. એ '𐬫𐬀𐬵𐬨𐬌𐬌𐬀𐬯𐬗𐬀 𐬫𐬀𐬵𐬨𐬌𐬌𐬀' યહ્મ્યશબ્દ 𐬫𐬀𐬵𐬨𐬌𐬌𐬀 (य=જે) શબ્દનું સ્ત્રીલીંગ સાતમી એક વચનનું રૂપ છે અને તે હું ધારૂં છું કે, પેહેલા ફકરાની શરૂઆતમાંજ, જ્યાં પહાડોનું નામ દેવાનું શરૂ કરે છે ત્યાં, 𐬞𐬀𐬌𐬙𐬌 𐬁𐬌𐬌𐬁 𐬰𐬆𐬨𐬁 "પઇતી આયઝેમા"એટલે "આએ જમીન પર" એવા શબ્દો આવે છે તેને લાગે છે. વર્ણન કરનાર પહાડોની લાંબી હારનું વર્ણન કરી, પાછું જાણે કહે છે કે "જે જમીનમાં (ઉપર) નીચલા પહાડો છે."

એ પછી બીજા નીચલા પહાડોનાં નામો આવે છે. ૪૨ જતર, ૪૩ અધુતવાઓ, ૪૪ સ્પીતવરેનાઓ, ૪૫ સ્પેંતોદાત ૪૬ કદ્રવ અસ્પ, ૪૭ કઓઇરીસ, ૪૮ તએર.

એ નામો પછી એક 'બરેસ્નયન' કરી શબ્દ આવે છે, જેને દાર્મસ્ટેટે, હારલે, સ્પીગલ, વાછા—મેહેરજીરાના વીગેરે વિશેષ નામ લેઇ એક પહાડનું નામ ગણે છે. પણ એની પછવાડે બીજા પહાડોનાં નામની મીસાલે '𐬗𐬀' આવ્યો નથી તે ઉપરથી મને એ શબ્દ આગલા પહાડ 'તએર'નો ફકત ગુણ દેખાડનાર શબ્દ દીસે છે. એ શબ્દનો ધાતુ પ્રમાણે અર્થ "ઉંચે જનાર, બુલંદ" એવો થઇ શકે. જેમ બેહરાંમ યષ્ટ (ફ. ૩૭)માં બેહેરાંમ યજદને માટે આપણને 'બરો—ખરેન' એવો સામાસીક શબ્દ મળે છે, તેમજ એ શબ્દ બનેલો છે. એ શબ્દમાં 𐬀𐬌𐬌𐬀𐬥𐬀 શબ્દનો અર્થ 𐬀𐬌—શ્રિ જવું, ઉપરથી 'જતો' એમ થાય છે.

એ શબ્દ પછી બાકીના પહાડોના નામ નીચે પ્રમાણે આવે છે. "૪૯ બરન, ૫૦ ફ્રાપયાઓ, ૫૧ ઉદ્રય અને ૫૨ રએવન્ત"

અહીં જમ્યાદ યષ્ટના પહાડોની ટીપ ખલાસ થાય છે. એની સેવટે પહાડોનાં નામ કેમ આપવામાં આવે છે તેનો એક ઇસારો છે. જગાઓનાં નામો કેમ આપવામાં આવે છે તે જાણવા માટે તે અગતનો છે. ત્યાં કહે છે કે "પહાડોની નજદીકી અને ત્યાંના દેખાવો ઉપરથી તેઓનાં નામો આપવામાં આવે છે."

એ સઘલા પહાડો કયાં કયાં આવેલા છે **તે** અવસ્તામાં ચોકસ જણાવ્યું નથી, તે ઉપરથી તેઓ હાલના કયા પહાડો સાથે મળે છે તે મુદલ કહેવાઇ શકાતું નથી. એ પહાડોમાંના જેઓ વિષે પેહેલવી વીગેરેમાંથી કાંઇક જ્ઞાન મલે છે તેઓની થોડીક હકીકત આપણે અંહી તપાસીએ.

**હરઇતી બરેશ (અલબુર્ઝ)**—એ પહાડને 'હરબેરેઝઇતી' કરીને પણ કેઠે કેઠે લખેલો છે. એ શબ્દનો છુટો અર્થ "પાણીની ઉંચી જગા" એટલે "ઉંચી જગા જ્યાંથી પાણી વેહે છે તે" એમ થાય છે. હાલમાં નકશા ઉપર નજર કરતાં ઇરાનની ઉત્તરે આવેલા પહાડોની હારને એનું પાછલું નામ અલબુર્ઝ આપેલું છે. પણ એવું દીસે છે કે અવસ્તાના વખતમાં એ પહાડનો વીસ્તાર વધારે મોહતો હોવો જોઇએ. તેનો પુર્વ પશ્ચિમે અને તેમાં મુખ્ય કરીને પુર્વે ફેલાવો વધારે હોવો જોઇએ. હાલમાં અલબુર્ઝ જેમ નકાશામાં દેખાડયો છે તેમ તેમાંથી કીઝીલ ઓઝેન, એરેસ અને બીજી થોડીક નાધલી નદીઓ વહે છે પણ એની હદ પુર્વ ભણી લંબાયલી ગણતાં તેમાંથી બીજી મોહતી નદીઓ વેહેતી હોવી જોઇએ. તે ઉપરથી એ પહાડને 'હરબેરેઝઇતી'નું નામ શું કારણસર આપ્યું હોય તે સહમજ પડે છે કે તેમાંથી ઘણી નદી વેહેતી હોવી જોઇએ. વળી અલબુર્ઝ પહાડની ઉંચાઇ હાલની ગણત્રી પ્રમાણે ૧૮૦૦૦ ફીટ છે. ડાકટર સુલીવાન પૃથ્વિ

ની સપાતીપરના પહાડોમાં તેઓની ઉંચાઈનાં પ્રમાણમાં ૧૦ વર્ગો કરે છે તેમાં અલબુર્ઝને બીજા વર્ગમાં મેલે છે. તેની એટલી બધી ઉંચાઇને લીધે તે જેમ હાલમાં તેમજ અસલ બરફથી ઢંકાયલો રહેતો હતો. હાલમાં ગણત્રી પ્રમાણે કોકેસસ પહાડ, જેનો અલબુર્ઝ એક ઉંચામાં ઉંચો ભાગ છે, તેની જાયુક બરફ બંધાવાની લીટી (snow line), એટલે તે ઉંચાઇ કે જેથી ઉંચે વરસનો સઘલો ભાગ બરફ બંધાયલું રહે છે તે, ૧૦૦૦૦ ફીટથી ૧૧૦૦૦ ફીટ છે. એટલા માટે ત્યારે ૧૮૦૦૦ ફીટની ઉંચાઇના અલબુર્ઝ પરતો બરફ હમેશાં અને મોહતા જથ્થામા બંધાઇ રેહતુ હોવું જોઇએ, જે બરફ પીગલવાથી તે ઘણી નદીઓનું મૂળ થઇ પડવો જોઇએ. એ પહાડ એમ ઘણીક નદીઓનું મૂળ થઇ પડેલો હોવો જોઇએ એમ જમ્યાદ યષ્ટના પેહેલા ફકરા ઉપરથીજ માલમ પડે છે જ્યાં એ પહાડને વાસ્તે કહે છે કે તે "પુર્વ તરફ ઘણાં પાણીવાલા ભાગની આસપાસ છે." એ કારણને લીધે ત્યારે એને પાણીની ઉંચી જગા (હર બેરેઝઇતી)નું નામ મળેલું હોવું જોઈએ.

કેટલાકો 'હરબેરેઝઈતી' શબ્દમાં 'હર'ને સેમેટીક ગણે છે, કે જેનો અર્થ સેમેટીક ભાષામાં 'પહાડ'નો થાય છે. એમ અર્થ ગણી તેઓ એ આખા શબ્દનો અર્થ બુલંદ પહાડ કરે છે. 'એરેરત' પહાડ જે એ અલબુર્ઝની પશ્ચિમે આવેલો છે તેમાં શરૂઆતનો 'અર' એજ 'હર' શબ્દ છે. યુસ્તી પ્રમાણે આપણા એ 'હરઈતી બરેશ' શબ્દમાં સેવટે જે 'બરેશ' છે તે નામનો એક પહાડ એ 'એરેરત'ના પહાડમાં છે. વળી યુસ્ટી પ્રમાણે કેટલાક મુસલમાન ગ્રંથકારો 'એશીઆ માઈનર'માં આવેલા 'જબલ ઉલ હરત' અથવા 'જબલ ઉલ હારત' અથવા 'જબલ ઉલહવીરત' (એટલે હરતનો પહાડ, કારણ અરેબીકમાં જબલનો અર્થ પહાડ થાય છે, તે)માં શબ્દના પાછલા ભાગ 'હરત'ને [illegible] 'હરઈતી' સાથે જોડે છે. વળી મારા વીચાર પ્રમાણે "તરકી ઇન એશીઆ"માં "માઉંટ હેરમોન" (Mount Harmon)ફરી એક

પહાડ છે તેમાં જે 'હેર' છે તે આપણા [illegible] ને મલતો છે. છેક પશ્ચિમે આવેલા પહાડોમાં આપણા 'હરઇતીબરેશ' અથવા "હરબેરેઝઇતી" શબ્દના જૂદા જૂદા ભાગ મળે છે તે ઉપરથી માનવાને કારણ મલે છે કે 'અલબુર્ઝ' પહાડ જેમ હાલમાં "કોકેસસ" પહાડના ફકત થોડાક ભાગને લાગેલો આપણને મળે છે તેમજ આગલા વખતમા હોવો ન જોઇએ. તે વખતે તે છેક પશ્ચિમમાં એશીઆ માઇનરથી તે પુર્વે હિંદુકુશ અને હીમાલ્ય સુધી હોવો જોઇએ. પહાડોની એક અત્યંત લાંબી હારને તે લાગેલો હોવો જોઇએ. બુનદેહશમાં કહે છે કે ઉપર વર્ણવેલા ૨૨૪૪ પહાડો અલબુર્ઝની સાખામાંથી નીકળ્યા. એ લખાણ ત્યારે આપણા વીચારોને ટેકો આપે છે કે પહાડની એક લાંબીને લાંબી હારનેજ એ શબ્દ લાગુ પાડે છે.

**એ પહાડપરથી બેહેસ્તનો રસ્તો દેખાડવાનું કારણ**—હવે એ તપાસ આપણને એ અલબુર્ઝ પહાડ તેની ખરેખરી હસ્તી ઉપરથી પુરાણોકત (mythical) હાલતમાં કેમ ગયો તેની તપાસ ઉપર લાવે છે. જરથોસ્તી ધર્મ બીજા પુરાના ધર્મોની માફક પોતાની ફીલસુફી,—પછી તે વીચાર નશીલ ફીલસુફી કહો કે નીતીની ફીલસુફી કહો—માણસ જાતને ઘણી અલંકારીક રીતે સહમજાવે છે. હવે જરથોસ્તી ધર્મ ભવીષની જીંદગી માને છે અને કબુલ રાખે છે કે એક માણસ નેક અને અશો જીંદગી ગુજારવાથી બેહેસ્તમાં જાય છે અને પાપી જીંદગી ગુજારવાથી દોજખમાં જાય છે. એ પ્રમાણેના વીચારો ધર્મ પાલનારાઓને જાણવા અવસ્તામાં જણાવ્યું છે કે એક માણસનાં મરણ પછી ત્રીજે દાહડે તેનું રવાન આએ દુનીઆની હદ છોડે છે. જો તે રવાન અશો માણસનું હોય છે તો તે એક પુળ મારફતે બેહેસ્ત તરફ પોતાનો રસ્તો લે છે. જો દોજખી માણસનું હોય છે તો તે પુળપરથી પસાર થાઇ શકતું નથી, પણ નીચે ઉંડાણમાં પડે છે. એ વીચાર પ્રમાણે ત્યારે એક પુળ આએ દુનીઆંની હદને પેલી

ભવીષની સારી દુનીઆસાથ જોડે છે. હવે ત્યારે એ વીચાર દરસાવા માટે અવસ્તાના લખનારાને લાગું કે માણુસ જાતને સમજાવા માટે તેને આએ દુનીઆં બેહેસ્તની દુનીઆ સાથે જોડી તો ખરી પણ ત્યારે આપણી પૃથ્વિના કયા ભાગ તરફથી તેને જોડવી? બીજા શબ્દોમાં આએ પૃથ્વિ અને પેલી જેહાનને જોડનાર પુળનો આએ નાકેનો છેડો તેને પૃથ્વિના કયા ભાગ સાથે જોડવો, કે તે સાધારણ માણસોનાં મનમાં કોઇ ગંભીર અને ઉંડો ખેઆલ ઉત્પન્ન કરે. તે લખનારે ત્યારે 'હરબેરેઝઇતી' (અલબુર્ઝ)નો પહાડ આપણી પૃથ્વિ તરફના પુલના છેડાના ભાગ તરીકે પસંદ કર્યો. તેનાં ઘણાં કારણો દીસે છે.

પેહલું તો એ પહાડ તેનાં, આપણે ઉપર તપાસ્યું તેમ, એક નાકેથી બીજે નાકે સુધીના બોહળા વીસ્તારને લીધે કોઇ સાધારણ માણસથી પસાર કરી શકાય નહી.

બીજું તેની અત્યંત (૧૮૦૦૦ફીટની) ઉંચાઇને લીધે કોઇથી તેની ઉપર જવાઇ શકાતું ન હતું. જેમ તેની ટોંચ તેમ તેની ઉંચી કઢણો પણ બરફથી બંધાઇ ગયલી હોવાને લીધે, તેની ટોંચ ઉપરતો શું પણ તેની ઉંચી કઢણોપર જવાનું પણ મુશકેલ હતું.

ત્રીજું તેની ટોંચ અને કઢણો સુફેદ બરફથી હમેશાં ધંકાયલી રેહેતી હોવાથી, તે જાંણે આસમાન સાથે મળી ગયો હોય એવો દેખાવ આપતો હતો. એજ કારણને લીધે બુનદેહશમાં એક ઠેકાણે કહે છે કે અલબુર્ઝ આસમાન સાથે લાગો હતો. વળી ત્યાં કહે છે કે આસમાનનો આસમાની રંગ એ અલબુર્ઝ પહાડના રંગ ને લીધે હતો. પાછલું કારણ માણસના મગજ ઉપર અસર કરવા ઘણું અગતનું છે. બરફથી ધંકાયલા પહાડોતો શું પણ ચોમાસામાં ફકત વાદળાંથી ધંકાયલા આપણા ઘોર ઘાટોએ મુસાફરી કરનારને ઘણી વખત ઘંભીર વીચારમાં નાખ્યો હશે.

એ કારણને લીધે અને તેમાં મુખ્ય કરીને છેલાં કારણને લીધે અવસ્તાના લખનારે પેલી જેહાંનમાં જવા માટેના પુલનો છેડો, સાધારણ માણસનાં મગજથી પુરતી રીતે પામી ન શકાય એવા બુલંદ, ઓહળા અને સફેદ બરફથી ધંકાયલા અલબુર્ઝ ઉપર મેલ્યો. અલબુર્ઝના જે ભાગ ઉપર એ પુલનો છેડો મેલ્યો છે તેને "ચેકાતદાઇતી" કહે છે, જેનો છુટો અર્થ "ઇનસાફનો પહાડ" એમ થાય છે. એ નામ પેહેલવી છે. અવસ્તામાં એ શબ્દ કેઠે મલતો નથી. એ છેડાને પેલી જેહાંન સાથે જોડનાર પુલને 'ચીનવત પુલ' ([illegible]) કહે છે કે જેનો અર્થ "(કાંમોનો) હીસાબ લેતો પુલ" એવો થાયછે. હવે એ પુલનાં આઓ બાજુના છેડાનો ભાગ એટલે "ચેકાત દાઇતીનો પહાડ" પણ હરબેરેઝઇતી (અલબુર્ઝ)નો એક ખરેખરો ભાગ હતો કે કેમ, અથવા હોય તો તે કયો તે ચોકસ કહેવાઇ શકાતું નથી. બુનદેહશમાં લખે છે કે તે અલબુર્ઝનો પશ્ચિમ છેડાનો ભાગ હતો. એ ઉપરથી "યુસ્ટી" ધારે છે કે એ પહાડ 'એરેરત' હશે કારણ કે આપણે આગળ જોયું તેમ 'હરઇતી બરેશ' નો છેલ્લા 'બરેશ' શબ્દનો મળતો 'બરેશ' નામનો એક પહાડ 'એરેરત' પહાડમાં છે કે જે બરેશ ઉપર નોહાનું વહાણ આવીને લાધ્યું હતું. એ પહાડને અલબુર્ઝના છેક પશ્ચિમ છેડે મેલ્યો છે, તેનું કારણ આગળ તપાસેલા સબબ ધ્યાનમાં લેતાં સહેમજ પડે છે. અવસ્તાના લખનારે પશ્ચિમ છેડો પુલનું મથક ધાર્યું કારણ કે તેના વખતમાં છેક દુરના પશ્ચિમ છેડા તરફ આર્ય વસ્તી સારી પઠે પંથરાયલી ન હોવાથી તેઓ તે છેડા વિષે ઘણું થોડું જાણે અને જેમ તેને વિષે તેઓ થોડું જાંણે.અને જેમ તે છેડો તેઓની પોંહચી વળવાની અને સમજી શકવાની હાલત (Comprehension) થી દુર, તેમ તેને વિષે તેઓ વધારે ગંભીર વીચાર બાંધી શકે. જે ચીજ તેઓ સાધારણ રીતે દરરોજ જોઇ શકે, સમજી શકે તેને વિષે ગંભીર વીચાર બાંધી શકે નહીં.

**૨ જો ઝરેધ પહાડ.**—બીજો પહાડ ઝરેધ બુનદેહશ (બાબ ૧૨ ફ. ૨) પ્રમાણે 'મનુશ' નામના પહાડનું બીજું નામ છે. જે 'મનુશ' પહાડનું નામ જમ્યાદ યષ્ટમાં એ પહાડની સાથેજ દીધું છે, જાંણે કે તેઓ પડોશમાં હોય તેમ. બુનદેહશ (૧૨ ફ-૧૦) પ્રમાણે એ 'મનુશ' પહાડપર મનુશચીહાર ( મીનોચેહેર )નો જનમ થયો હતો.

**૩ ઉશીદરેન.**—એ પહાડને માટે પહાડોની ટીપ મુકરર કરતાં આપણે વીચાર કીધો. એ પહાડનું મથક આપણ મુકરર કરી શકતા નથી. સ્પીગલ અને બીજાઓ એ પહાડને પુરાણીકત (mythical) ધારેછે. જો એ કોઇ ખરેખરો પહાડ હોય તો તે અલબુર્ઝના પહાડની હારનો એક પહાડ હોય અને તે, આજરબ-એજાન તરફનો અલબુર્ઝનો કોઇ ભાગ હોય, કારણ કે જ્યારે એ પહાડને આપણા પેગમબરની યજદાનની બીશારતથી, આપણી દીન લાવવાની બીના સાથે પાછલી કેતાબોએ જોડયો છે, ત્યારે તો એ બરહક પેગમબરના મુળકની નજદીક હોવો જોઇએ. હારલે કહેછે કે એ કોઈ પૂર્વ દિશાએ આવેલો પહાડ હોય. પાછલાં લખાણો એને સીસ્તાનમાં મેલેછે.

**૪ એરેઝીફ્ય.**—એ પહાડનું નામ અવસ્તામાં જમ્યાદ યષ્ટ સીવાય ફકત આંવા યષ્ટ ( ફ. ૪૫ )માં આવેછે જ્યાં કહેછે કે એ પહાડ ઉપર શાહ કેકાઉશે આંવા અર્દવીશુરની બંદગી કરી ચાહ્યું કે તે દેવો, પરીઓ, જાદુગરો વીગેરે બુરાં માણસો ઉપર ઉપર કાબુ મેલવે. બરનુફ ( કોમેનટેર સુર લ યસ્ન પા. ૪૩૬ )ને આધારે દાર્મસ્ટેટે અને યુષ્ટી એ પહાડને મારજીઆના અને એરીઆના ( મર્વ અને હીરાત ) ની વચ્ચે આવેલા ટોલમીએસ (Ptolemœus) નામના મુળકમાના સારીફી (Sariphi mount) પહાડ સાથ મેલવેછે. હારલે આંવા યષ્ટની નોટમાં કહેછે કે એક્ટ્રીઆના પહાડની એ કોઇ નહીં જણાયલી ટોંચ હોય.

**૫ ૠ ઓરેપ.**—એ પહાડ વિષે કશું જણાયલું નથી, જમ્યાદ યષ્ટ સીવાય એનું નામ કેથે અવસ્તામાં જણાયલું નથી.

**૬ ઠો અરેઝુર.**—જમ્યાદ યષ્ટ સીવાય એ પહાડનું નામ વંદીદાદ ( ૩ ફ. ૭ ને ૧૯ ફ. ૪૪ )માં આવેછે. બુનદેહેશના બાબ ( ફ. ૮ )માં એ પહાડ વિષે કહેછે કે તે દોજખના દરવાજા આગળ એક પહાડની ટોંચ છે. વંદીદાદમાં એ પહાડ વિષે આવેલા ઇસારાઓને બુનદેહશનું વર્ણન મલતું આવેછે.

આપણે પેહેલા પહાડ 'હરબેરેઝઇતી' ( અલબુર્ઝ )નાં વર્ણનમાં જોયું કે જરથોસ્તી ધર્મ પ્રમાણે દોજખ જમીનમાં, જમીનનાં માહેલાં પેટાંમાં છે. આપણે જોયું કે જરથોસ્તી ધર્મ પ્રમાણે એક રવાન જો દોજખી માણસનું હોયછે તો તે પુલગુજાર થઇ શકતું નથી પણ ચીનવત પુલ ઉપરથી નીચે તુટી પડેછે. હવે જેમ અલબુર્ઝ પહાડને તેની અત્યંત ઉંચાંઇને લીધે અને તેની બરફથી ઢંકાયલી સફેદ ટોંચોને લીધે બેહેશતમાં જવાના માર્ગ સાથે જોડયો છે, તેમ 'અરેઝુર' પહાડને તેની અત્યંત ઉંડી ખીનોને લીધે દોજખ સાથે જોડયો છે. ખુદ 'અરેઝુર' પહાડ દોજખ નથી, પણ તેની અત્યંત ઉંડી ખીનો તે દોજખ દરસાવેછે. એટલા માટેજ બુનદેહશમાં તેને "દોજખના દરવાજાની ટોંચ" કહી છે. ઉંચા પહાડો વારેઘડીએ ઘણો ખુશનુમાં અને રળીઆમણો દેખાવ આપેછે, તેઓની ઉપરની જગા સારી અને તંદરોસ્તી આપનારી હોયછે. પણ તેથી ઉલટું પહાડોની ઉંડી ખીનો તો ખરેખરા દોજખના ગારો છે. તેઓની અત્યંત ઉંડાઇને લીધે સુર્યના કીરણો તેમાં પુરતાં દાખેલ થઇ શકતાં નથી, અને આપણે જાણયે છીએ કે સુર્યની રોશની એક જાતનું ગલીચો દુર કરનારૂં સાંધન છે. જ્યારે પણ દોજખનું વર્ણન આપણાં ધર્મસંબંધી પુસ્તકોમાં—દાખલા તરીકે વીરાફનામામાં—કરવામાં આવેછે ત્યારે દોજખની એબોમાં બે મોટી એબો, અંધકાર અને ગંધકી જાહેર પાડેલી હોયછે. ઉંડામાં ઉંડી ખીનોમાં એ બેઉ ઉત્પન્ન થાય. સુર્યનાં કીરણો તેમાં

દાખેલ ન થયાથી એક તો અંધકાર અને બીજું તો કીરણોની ઘેરહાજરીને લીધે તે ખીનોની ખાડા ખબોચીઆંઓની જગા ગંધીલી અને બદબોદાર. ખીનોમાં આવેલા ખાડાઓ અને ખાડા ખબોચીઆંવાલી જગાઓ પાણીથી ભરાઇ રહે. તે પાણી થમ રેહી ગંદકી ઉત્પન્ન કરે. વળી કુદરતનો એક બીજો મોહોટો અ-સાંસર્ગીક પદાર્થ (Disinfectant) જે પવન તે ઘેરહાજર. આજુ-બાજુના પહાડોની અત્યંત ઉંચાઇને લીધે એ ઉંડી ખીનોમાં પવન મુદલ નહીં. હવે જેમ પવન વધારે હોય તેમ ખારા ખ-બોચીઆંઓમાનાં ગંધીલાં પાણીમાંની ગંધીલી પદાર્થો હવામાંની 'ઓકસીજન' સાથે મળી જઇ નીરદોશ પદાર્થો ઉત્પન્ન કરી હવાને સ્વચ્છ રાખે. એ પ્રમાણે ત્યારે ઉંડી ખીનો સઘલી રીતે અંધકાર અને ગંધકીના ગારો હોયછે. તેટલા માટે તેઓ દોજખનું ચીત્ર આપી શકે. હવે 'એરેઝુર' પહાડની ખીનો અને તેમાંના ખાડાઓ એવા ગંધીલા અને રોગજનક હોવા જોઇએ એમ વંદીદાદ ( ૩ ફ. ૭ ) પરથી માલમ પડેછે. ત્યાં જરથોસ્ત અહુરમજદને સવાલ કરેછે કે "કેઈ જગા પેહેલી ( એટલે ઘણી-જ ) નાખુશાલ છે ?" ત્યારે અહુરમજદ કહેછે કે "અરેઝુર પહા-ડની સાંકડી જગા; તેમાં દેવદરૂજો ખાડામાંથી સાથે દોડેછે." હવે એ પ્રમાણે અવસ્તાવાલાઓને એ પહાડની ઉંડી ખીનવાલી જગા બુરામાં બુરી જણાયલી હોવાથી તેઓએ એને દોજખનાં મકાન તરીકે ગણી, એમ વંદીદાદ ( ૧૯ ફ. ૪૪, ૪૫ ) પરથી માલમ પડેછે. ત્યાં આહેરમન દલગીરી દેખાડેછે કે તેના મદદગારો ( દેવો ) જરથોસ્તને હજુર "અરેઝુર"પર કેમ નહી લાવ્યા. "દેવોએ ઘણાં પણ ફાંફાં માર્યાં કે જરથોશતને 'અરેઝુર' (દોજખ) તરફ લઈ જાય પણ તેઓ ફાવ્યા નહીં," કારણ જરથોસ્ત તો સઘલી બદીઓને સાંમે થઇ પવીત્રાઇની રાહપરજ ચાલતો હતો.

એ તપાસ ઉપરથી ત્યારે માલમ પડેછે કે 'અરેઝુર' પહાડની ખીન તંદરોસ્તીને ઘણી નુકશાંનકારક અને દુખદરદો ઉત્પન્ન

કરનારી અને વળી ઘણી અંધારી અને ઠંડી હોવી જોઇએ, કે જેથી તે દોજખની જગા તરીકે ગણાવા લાગી.

હારલે વંદીદાદ ( ૩ ફ. ૭ ) ની નોટમાં કહેછે કે એ પહાડ બેકટ્રીઆની ઉત્તર પશ્ચિમે હોવો જોઇએ, પણ એમ કહેવાને પોતાનો આધાર જણાવતો નથી. બુનદેહશના ૧૨ મા બાબ ( ફ. ૧૬ ) માં જણાવ્યા પ્રમાણે એ પહાડ આરૂમ (روم) માં આવેલોછે, જે આરૂમ તે રોમન લોકોની શાહનશાતનો પૂર્વ તરફનો ભાગ છે, અને જે રૂમાનીઆ અથવા રૂમેલીઆનાં નામથી જણાયલો છે. એ હાલના એશીઆ માઇનરની પશ્ચિમે તરકી ઇન યુરોપમાં આવેલો છે.

**૭. બુમ્ય.**—એ પહાડનું નામ જમ્યાદ યષ્ટ સીવાય અવસ્તામાં બીજે કયે મલતું નથી. એનું નામ જમ્યાદ યષ્ટમાં 'અરેઝુર' પહાડની પછી તુરત આવેછે, અને બુનદેહશ ( ૧૨ ફ. ૨ ) માં 'અરેઝુર–બુમ' નામના એક પહાડનું નામ આવેછે, તે ઉપરથી દીસેછે કે એ પહાડ 'અરેઝુર'ના પહાડની પડોશમાં હોવો જોઇએ. એ બેઉ પહાડો પડોશમાં પાસે પાસે આવવાને લીધે તેઓ પાછળથી 'અરેઝુર–બુમ'નાં એક સાંમતાં નામે જણાવા લાગા હોય, જેમકે હાલમાં ઇંગ્લાંડ, સ્કાટલાંડ અને આર્યલાંડના મુળકોને કેટલાંક રાજદુવારી કારણોનેલીધે "ગ્રેટબ્રીટન અને આર્યલાંડ"નાં સાંમતાં નામે આપણ બોલીએ છીએ.

**૮. રઓઇધીત.**—દાર્મેસ્ટેટે અને વેસ્ટ એ પહાડને બુનદેહશ ( ૧૨ ફ. ૨૭ ) ના 'રોઇસ્નોમંદ' સાથ સરખાવેછે. એ નામ અવસ્તામાં બીજે કયે આવતું નથી.

**૯. ને ૧૦. મઝીશીશ્વત, અંતરેદંઘુ.**—એ પહાડોનાં નામો ફકત જમ્યાદ યષ્ટમાંજ આવેછે. બુનદેહશમાં એઓને મલતાં નામો મલતાં નથી અને એઓવિષે કોઇ ઇસારાઓ મલતા નથી કે જેથી એઓની જગા મુકરર કરવાતું બને.

**૧૧. એરેઝીશ.**—બુનદેહશ (૧૨ ફ. ૧૨) માં આવેલો 'અઇરાક' પહાડ વેસ્ટ કહેછે કે કદાચ એ 'એરેઝીશ' પહાડને મલે. એ 'અઇરાક' માટે બુનદેહશમાં કહેછે કે તે 'હમદાન' અને 'ખ્વારીઝમ'ની વચમાં આવેલોછે અને તે અપરસેન (ઉપ-ઇરીસએન)ની શાખા છે. વેસ્ટ કહેછે કે એનાં વર્ણન પ્રમાણે એ નીસાપુરની નજદીકનો કોઇ પહાડ હોય.

**૧૨. વાઇતીગએસ.**—યુષ્ટી એ પહાડને હીરાતમાં આ-વેલો બાદગીસ પહાડ ગણેછે, જે દાર્મસ્ટેટે કબુલ રાખેછે. વેસ્ટ એને બુનદેહશ (૧૨ ફ. ૧૯) ના બાદઘીસ સાથે મેલવેછે. અ-ફગાંન સરહદ નક્કી કરવાની શરૂઆતની ગરબડ વખતે આપણે બાદગીસનાં મુલકવિષે ઘણું સાંભલ્યું છે. હાલના મુસાફરો કહેછે કે એ મુલક ઘણો ફલદ્રુપ છે. હેરાતને મધ્ય એશીઆનો બાગ અને અનાજની વખાર (Garden and granary) કહે છે તે તેની નજદીકમાં આવેલા બાદગીસનાં એ ફલવંત મુલ-કને લીધે છે. બુનદેહશમાં એ મુલકને લાંકડાં અને ઝાડપાનોથી ભરપુર پردار پردرخت (પુરદાર પુરદરખ્ત) કહેછે, તે તેનાં એ ફલદ્રુપપણાનો ઇસારો છે. ગયે શાલ પંજદેહનો જે મુલક લે-વાને રશીઅનો તલપી રહયા હતા તે એ બાદગીસનાં ફલદ્રુપ મુલકમાં આવેલો છે.

**૧૩ અને ૧૪ આદરન અને બાયન**—એ પહાડો વિષે અવસ્તામાંથી કશું મલતું નથી. તેઓ બુનદેહશના કોઇ પહાડો સાથે સરખાવી શકાતા નથી, અને તેથી તેઓનું સ્થળ મુકરર થઇ શકતું નથી.

**૧૫ ઇશ્કતા** (ઉપઇરી-સએન)—એજ નામ યજશનેના ૧૦ મા હા (ફ. ૧૧) માં 'ઉપઇરીસએન' સાથે ([illegible]) 'શ્કયત' તરીકે મલે છે. બુનદેહશમાં એને મળતું નામ મળતું નથી એ પહાડ આપણે પહાડોની ટીપ નક્કી કરતાં જોયું તેમ

ઉપઇરીસએન નામની પહાડોમી એક લાંબી હારમાંનો એક પહાડ હોવો જોઇએ. બુનદેહશ (૧૨ ફ. ૨૧) માં "કબદ–સીકફ્ટ" નામનો એક પહાડ છે તે વેસ્ટના કેહેવા પ્રમાણે વીનદીશમેન ધારેછે કે એ 'શ્કયત અથવા ઇશ્ક યત' નો પહાડ હોય. ત્યાં પણ એ "કબ્દ–સીકફ્ત"ને "અપારસેન" (ઉપઇરીસએન) નો ભાગ ગણ્યો છે.

એ "ઉપઇરીસએન" (અપારસેન) (મેહપારસીનકુહ) એક ઘણી મોહટી પહાડોની હાર હોવી જોઇએ, એમ બુનદેહશના જૂદા જૂદા ભાગોપરથી માલમ પડે છે. એના ૨૦ મા બાબ (ફ. ૧૬, ૧૭, ૨૧ અને ૨૨) માં જણાવે છે કે હરી નદી (જે હીરાત પાસેથી વહે છે) હેતુમંદ (ઈતીમાનદર, હાલની હેલમંદ નદી), મર્વની નદી અને બલ્ખની નદી એ પહાડમાંથી વહે છે. એ લાંબે લાંબે તફાવતે આવેલી નદીઓનાં નામો ઉપરથી માલમ પડે છે કે એ 'ઉપઈરીસએન' નામ પહાડની એક લાંબીને લાંબી હારને લાગવું જોઇએ.

વળી બાબ ૧૨ (ફ. ૧૨ ને ૧૪) માં જણાવે છે કે 'અઇરાક' (જે વેસ્ટ ધારે છે કે કદાચ આપણો ૧૧ મો એરેઝીશ પહાડ હોય) 'કીન' 'કાફ' (ફ. ૨૧) કબદ શીકફ્ત, (ફ. ૨૨) સીયાકઓમંદ, વફ્રઓમંદ (ફ. ૨૯) ગનાવદ, અસ્પરોમ પાહરગર, દેમાવંદ, રાવક, ઝરીન, ગેશબખ્ત, દાવદ, મીજીન અને મરક એ સઘલા પહાડો એ અપારસેન (ઉપઈરીસએન) ના ભાગો છે. ત્યારે ખચીત એ પહાડ ઘણો લંબાયલો હોવો જોઇએ.

વળી એ અપારસીન (ઉપઇરીસએન) પહાડ લંબાઈમાં અત્યંત ફેલાયલો હોવો જોઇએ, તેની સાબેતી એ છે કે બુનદેહશના લખનારને પણ ખાતરી નહી હતી કે કેટલા ભાગને એ પહાડ ગણવો. એ લખનાર (૨૪ ફ. ૨૮) કહેછે કે "અપારસેન પહાડની શરૂઆત 'સજીસ્તાંન' માં અને છેડો 'ખુજીસ્તાંન' માં છે. કેટલાકો કહે છે કે પાર્સના સઘલા પહાડોનું એ નામ છે, અને અલબુર્ઝ સીવાય સઘલા પહાડોમાં એ મોટો છે." ઝાદસ્પરમ

(૭ ફ. ૭) માં પણ કહે છે કે એ પહાડ અલબુર્ઝ પછી મોટામાં મોટો છે.

**૧૬ થી ૨૯**[1]—એ પહાડો વિષે અવસ્તામાં કે બુનદેહશમાં કાંઇ મલતું નથી.

**૩૦ અંતરે કંઘ**—એ પહાડનું નામ આપણને આવાં યષ્ટમાં મળે છે, એ યષ્ટ (ફ. ૫૪) પ્રમાણે ઇરાંની શાહજાદો તુસ આવા અર્દવીશુર પાસે મોરાદ માંગે છે કે "હું વેસે (પીરાંન વેસે) નાં ખાનદાનના બાહદુર છોકરાઓને બુલંદ અને પવીત્ર 'કંઘ' ઉપર 'ક્ષથ્ર સઓક' ની નજદીક મારનાર થાઉં." એજ યષ્ટના ૫૮ માં ફકરામાં 'વેસે' નાં ખાનદાનના છોકરાઓ એજ 'કંઘ' ઉપર તુસને મારનાર થવાની મોરાદ ઇચ્છે છે. એ યષ્ટમાં આવેલા 'કંઘ' ના પહાડનો કીલ્લો તે શાહનામામાં ફીરદોશીએ વર્ણવેલો 'કંઘદઝ' (એટલે 'કંઘ' નો કીલ્લો) છે. એ કીલ્લો ફીરદોશીનાં કહેવા પ્રમાણે શાહ કેકાઉશના છોકરા સીઆવક્ષે—જ્યારે પોતાની સાવકી માએ સોદાબેના જુલમથી તે પોતાના બાપની દરબાર છોડી અફ્રાસીઆબની દરબારમાં જઇ રહયો હતો ત્યારે—સ્થાપ્યો હતો. ફીરદોશી નીચલા શબ્દોમાં એની સ્થાપના સીઆવક્ષને લાગુ પાડે છે.

કનુન બેશ્નવ અઝ કંઘદઝ દાસ્તાન
બદીન દાસ્તાન બાશ હમદાસ્તાન
કે આનરા સીઆવશ બર આવુરદેબુદ
બસી અંદરૂ રંજહા બોર્દે બુદ

---

[1] 'લમ્યુઝેઓં' નામનાં ત્રીમાસીક ચોપાનીયામાં જુલાઇ ૧૮૮૪ નાં આંકમાં પ્રોફેસર ગાઇગરે "આર્યનોનો સુધારો" નામે લખેલી આરટીકલમાં એ પહાડોમાંના ૨૦ માં પહાડ 'મએનખ'ને વેદનાં **मेनेका** શબ્દ સાથે સરખાવ્યો છે કે જે **मेनेका** વેદમાં એક પહાડની દેવી છે.

એ પછી ફીરદોશી 'કંઘદેઝ' નું વર્ણન આપે છે. એ વર્ણનમાં તે 'કંઘદેઝ' ને ચીનથી એક માસના રસતાપર મેલે છે. ફીરદોશીનાં વર્ણન પ્રમાણે તે ખ્વારીઝેમ (હાલનું ખારઝમ) ના મુળકમાં આવેલો છે. પેહેલવી બમન યષ્ટ (ફ. ૨૫ ને ૨૬) માં પણ એ 'કંઘદેઝ' ને સીઆવક્ષનો બનાવેલો જણાવે છે.

બુનદેહશના ૩૨ માં બાબ (ફ. ૫) પ્રમાણે જરથોસ્તના ત્રણ છોકરાઓ નામે ઇસદવાસ્તર, અઉર્વતદનર અને ખોરશેદચેહેર જે ત્રણ ધર્મગુરૂ, ખેડુત અને લડવૈયાના જૂદા જૂદા પેશા કરતા હતા તેમાંનો છેલ્લો ખોરશેદચેહેર જે એક પેહેલવાન હતો તે 'કંઘદેઝ' માં રેહતો હતો. એ ઉપરથી દીસે છે કે એ પહાડ એક સાધારન ઉંચાઇનો હોય અને તે આજુબાજુના મુલકોનો બંચાવ કરી શકે એવી જગાએ હોવો જોઇએ, નહી તો ત્યાં કીલ્લો બાંધવાનું કારણ પડતે નહી. બુનદેહશના બાબ ૨૯ (ફ. ૫) પ્રમાણે શાહ ગોસ્તાસ્પનો છોકરો 'પેશુતન' જેનો ખોરશેદચેહેર' એક પેહેલવાંન હતો તે પણ એ લડાયક મથકમાં રેહતો હતો. એ બાબના (ફ. ૧૦) માં એનું ઠેકાણું જણાવ્યું છે પણ તે ચોકસ નથી. ત્યાં કહે છે કે "'કંઘદેઝ' તે બાજુએ આવેલા મોટા દર્યાથી ઘણા ફરસંગ દુર પૂર્વ દીશા તરફ આવ્યો છે. એ ખઈનીરથ બામીનાં કેશ્વરની હદમાં છે."

**૩૧. સીચીદવ**.—એ પહાડ દાર્મસ્ટેટે, વેસ્ટ અને યુષ્ટીના કેહેવા પ્રમાણે બુનદેહશ ( બાબ ૧૨ ફ. ૨ ) વાલો 'સીચીદવ' પહાડ છે અને એ કેતાબમાં લખવા પ્રમાણે 'કંઘદેઝ'ના પહાડોમાંનો એક પહાડ છે.

· **૩૨ થી ૩૫**.— એ પહાડો વિષે અવસ્તામાં જમ્યાદ યષ્ટનાં તેઓનાં નામ સીવાય બીજું કાંઇ મલતું નથી. બુનદેહશમાં એઓને મલતાં નામો પણ દેખાતાં નથી.

**૩૬. અરેજનવન્ત**.—એ યષ્ટ સિવાય એનું નામ આતશની નીઆએશમાં ( ફ. ૫ ) માં આવેછે. જે આતશની નીઆએ

શનો ભાગ પાછો સીરોજા ( ફ. ૯ ) માં આવે છે. ત્યાં કએખશરૂ પાદશાહ, કેખશરૂનો વર, અસ્નવન્ત પહાડ અને ચએચસ્ત સરોવર એઓનાં નામો સાથે આવે છે. બુનદેહશના ૧૭ મા બાબ ( ફ. ૭ ) માં આવેલી બાબદ ઉપરથી આતશની નીઆએશમાં એ નામો સાથે શું કારણુસર આવે છે તે સહમજ પડે છે. એ બાબ પ્રમાણે જયારે શાહા કેખશરૂ ચએચસ્ત સરોવર ( હાલના Lake Urumiyah) ની નજદીકના બુતપરસ્તી દેહ્ડાંનો નાશ કરતો હતો ત્યારે તેના ઘોડાની યાળ ઉપર એક રોશની દેખાવા લાગી, એ રોશનીથી અંધકાર દુર થયો અને કેખશરૂ પોતાનું દેહ્ડાં તોડવાનું કામ વધારે સારી રીતે ચલાવી શકયો. એ મદદના ઉપકાર તરીકે શાહ કેખશરૂએ એક આતશને અસ્નવન્ત નામના પહાડ ઉપર સ્થાપ્યો. એ આતશ ( રોશની ) પાદશાહના ઘોડાના કાનપર નજર પડયો તેથી તેનું નામ "આતશ ગુશસ્પ" ( એટલે ઘોડાના કાનપરનો આતશ ) પડયું.

અસ્નવન્ત પહાડના એ ઇસારાને મલતું જેમ આતશની નીઆએશ ઉપરથી અને બુનદેહશ ઉપરથી તેમ શાહનામામાંથી વર્ણન મલે છે. ફીરદોશીના કહેવા પ્રમાણે શાહ કેકાઉશનાં મરણની વેલાએ રાજગાદી માટે બે ઉમેદવાર હતા. એક ફરેબુર્જ, જે કેકાઉશનો બેટો થાય તે અને બીજો કેખશરૂ. કેકાઉશ પછી ગાદી કોણ લેવી તે વિષે એવો ચુકાદો થયો.કે જે 'દઝે-બેહેમન' નામનો કીલ્લો, જે દેવપરસ્તીનું મથક હતું, તે જીતે અને ત્યાંની દેવપરસ્તી નાબુદ કરે તે ગાદીપર આવે. પેહેલાં ફરેબુર્જે કોશેશ કરી પણ તે નીષફળ થયો. પછી કેખશરૂ ગયો અને તે ફતેહ પાંમ્યો. તે ત્યાં ગયો ત્યારે એક રોશની નજરે પડી જેથી ત્યાંનું અંધકાર નાબુદ થયું. જે જગાએથી એ કુદરતી રોશની નજરે પડી તે જગાએ કેખશરૂએ એક પવીત્ર આતશ સ્થાપ્યો અને તેનું નામ "આતશ-ગોશસ્પ" આપ્યું. ફીરદોશીએ વર્ણવેલા એ આતશની સ્થાપનાની જગા અસ્નવન્ત પહાડ હતો.

બુનદેહશ અને ફિરદોશીનાં વર્ણન ઉપરથી દીસે છે કે શાહ કેખશરૂના ઘોડાના કાંન ઉપર નજરે પડેલી અચબુચી રોશની હવાની વીજલીનો એક કુદરતી બનાવ (electrical phenomenon) હોવો જોઇએ. એવા બનાવો ઇંગ્રેજી ખલાસીઓને સેંટ એલ્મોના આતશ (St. Elmo's fire) એવે નામે જણાયલા છે. હવામાંની વીજલી અને તનમાંની સામાસામી જાતની વીજલીઓએ શાહ કેખશરૂના ઘોડાના ધાતુના સાજની ટોંચ મારફતે જોડાઈ નજરે પડતું રોશનીનું રૂપ પકડયું હોય. શાહ કેખશરૂએ એ બનાવને સારા સગન ગણી તેની બરકતથી કંગદેઝ ઉપર ફતેહ મેલવી તેની યાદગારીમાં એ 'આતશ ગુશસ્પ' સ્થાપ્યો હોય.

**એ અસ્નવન્ત પહાડનું મથક ચએચસ્તે સરોવરની પડોશમાં**—હવે બુનદેહશ અને ઝદસપરમના કહેવા પ્રમાંણે એ આતશની જગા 'ચએચસ્તે' નામનો સરોવર, જેનું નામ આપણે ઉપર જોયું તેમ આતશની નીઆએશમાં પણ આવ્યું છે તેના કીનારાપર હતી. આતશ નીઆએશમાં એ 'ચએચસ્તે સરોવર, અને અસ્નવન્ત' પહાડનાં નામો સાથે આવે છે તેથી પણ બુનદેહશના કહેવાને ટેકો મલે છે.

**ચએચસ્તે સરોવરની જગા**—હવે જો આપણે એ ચએચસ્તે સરોવરની જગા મુકરર કર્યે તો એ આતશનાં મથક અસ્નવન્ત પહાડની જગા પોતાની મેળે મુકરર થાય. તેથી આપણે એ ચએચસ્તે સરોવરની જગા પેહેલાં મુકરર કર્યે. બુનદેહશના ૨૨) મા બાબમાં સવલા સરોવરોનું વર્ણન છે ત્યાં (ફ. ૨) ચએચસ્તે સરોવર માટે કહેછે કે તે આતરોપાતકાંન (આજર બએજાન) માં છે.

હવે ત્યારે બુનદેહશપરથી આપણને માલમ પડે છે કે એ સરોવર 'આઝર બએજાંન'માં છે. પણ એ પ્રાંતમાં હાલના કયા સરોવર સાથે એ મળેછે તે આપણે તપાસીએ. પેહેલું બુનદેહશમાં ઉપલા બાબમાં એને માટે કહે છે કે એનું મુળ મોટા દર્યા સાથે

જોડાયલું છે. એની કહેવાની મતલબ એવી છે કે એ સરોવર ખારો છે. બીજું વળી એ ચએચસ્તે સરોવરનું નામ આવાં (ફ. ૪૯) ગોશ (ફ. ૧૮, ૨૧, ૨૨) અને અશીશંગ (ફ. ૩૮, ૪૧) યષ્ટોમાં આવેછે ત્યાં એ સરોવરને "ઉંડો અને મોટો" કહ્યો છે. એ ઉપરથી ત્યારે 'આજર બએજાન'માં એક "ઉંડો અને મોટો" તેમજ "ખારાં પાણી" નો સરોવર સોધતાં હાલનો ઉરૂમીઆ (Urumiyah) સરોવર મલે છે, જે જેમ એક હાથ પર ખારો તેમજ બીજા હાથ ઉપર મોટો છે. મી. એનસ્ટેડ પોતાની ભુતળ વિદ્યામાં એ સરોવરનો હાલનો વિસ્તાર ૪૦ મૈલ લાંબો અને ૨૫ મૈલ પોહળો આપે છે. પણ આતશની નીઆએશની પેહેલવી સહરેમાં એ સરોવરનો વીસ્તાર ૪ ફરસંગ એટલે ૧૨ ચોરસ મૈલનો જણાવે છે. એ જરા ગુચવણમાં નાખે છે. પણ યષ્ટોમાં એને ઘણો મોટો જણાવ્યો છે તે ઉપરથી અને બુનદેહશમાં પેહેલવી સહરે કરનારના વીચાર પ્રમાણેનો કોઈ વીસ્તાર જણાવ્યો નથી, તે ઉપરથી દીસે છે કે સરેહ કરનારે કશાના આધાર વગર ફક્ત પોતાનો વીચાર જણાવ્યો છે. બાકી જો તેના લખવા પ્રમાણે તેનો વીસ્તાર ચોકસ જણાયલો હતે તો બુનદેહશનો લખનાર, જે સઘલી જગાઓની ખાસ ભુગોળજ લખે છે તે, એ બાબે અખાડા ન કરી જતે. વળી બીજું એના સંબંધમાં યાદ રાખવું જોઈએ કે એનસ્ટેદ હાલમાં જેટલો, ઉપર કહયા પ્રમાણે, તેનો વીસ્તાર જણાવ્યો છે તેટલો અવસ્તા યા પેહેલવીના વખતમાં ન હોય. ભૂગોલ રચનાના ફેરફારોની વલાંણ પ્રમાણે અલબતે સરોવરની હાલત એક યા બીજી રીતે ફરવાવી જોઈએ. કોઈકિ સરોવરો આગળ કરતાં વીસ્તારમાં વધે અને કોઈકિ સામાં ઘટે. એનો આધાર ઘણીક રીતે આજુબાજુની જમીન ઉપર રહે છે. જો તે જમીન નરમ હોય તો, આજુબાજુથી તે સરોવરોમાં નદી યા નાળાં મારફતે જે પાણી આવતાં હોય તે પાણીના પ્રવાહોથી ખોદાઇ જઇ આસ્તે આસ્તે સરોવરનો વીસ્તાર મોટો કરે છે. અને તેની ઊંડાઇ કમી કરી છાલકો કરે છે જો

જમીન કઠણ હોય તો તેનો વીસ્તાર આસ્તે આસ્તે કદાચ ઘટતો જાય. સરોવરોના કીનારાઓ મજબુત હોવાથી ધસી ન પડે, પણ તેમાં ખાલી થતી નદીઓ પહાડો પરથી વેહેતાં પોતાની સાથે ધુળની રચકણો ખેંચી લાવી તે ધુળ (debris) થી સરોવરને પુરી નાખી આસ્તે આસ્તે નાના તેમજ છાલકા કરે. જોકે પેહેલવી સરેહ કરનારે આપેલો વીસ્તાર, ઘણો નાનો હોવાથી તદન ધ્યાંનમાં ઉતરે તેવો લાગતો નથી, તોપણ આપણે કહયું તેમ એ સરોવરમાં પેહેલી જાતના ફેરફારો ચાલુ હોય એ બની શકે એવું છે. આજુબાજુથી ખણાઈ જઈ એનો વીસ્તાર આસ્તે આસ્તે પોહળાઇ લંબાઇમાં વધ્યો હોય. એ સહમજણ ઉપરથી મી. એનસ્ટેદ એ ઉરૂમીઆ સરોવરને એક છાલકો સરોવર ગણે છે, જોકે યષ્ટોમાં તો તેને ઊંડો કહયો છે, તેનું કારણ પણ સહમજ પડે છે.

વેસ્ટ કહે છે કે "હમદુલ્લા મુસ્તોફી" નામનો મુસલમાંન ગ્રંથકાર એ 'ઉરૂમીઆ સરોવર' ને 'ચેચેસ્ટ' ગણે છે.

વળી હાલનો ઉરૂમીયા સરોવર તે અવસ્તાનો ચએચસ્ત સરોવર છે તેની વિષેસ દલીલ મને એ 'ઉરૂમીઆ' શબ્દનાં અર્થ ઉપરથી મલે છે. અવસ્તામાં યષ્ટોમાં એ ચએચેસ્તનાં વિષેસન તરીકે [illegible) ઉરવ્યાપ એટલે ઓહલાં પાણીવાલો એવો શબ્દ આવે છે. હવે "ઉરૂમીઆ" શબ્દને જો આપણે છુટો પાડીએ છીએ તો તેનો અર્થ પણ બરાબર ઓહલાં પાણીવાલો એમ થાય છે. "ઉરૂમીઆ' માં 'ઉરૂ' ([illegible]=उरु) શબ્દનો અર્થ પોહલું થાંય, અને 'મીઆ' તે સેમેટીક 'મય' ([illegible]=એરેબીક 'મા') છે જેનો અર્થ 'ઉરવ્યાપ' નાં છેલા ભાગ 'આપ' ને મલતો 'પાણી થાય છે. ત્યારે 'ઉરૂમીઆ' નો અર્થ પણ અવસ્તામાં આવેલા ચએચસ્તનાં વીષેસન 'ઉરવ્યાપ' ની માફક 'ઓહલાં પાણીવાલો' થાય છે.

એ પ્રમાણે ત્યારે, જ્યારે 'ચએચેસ્ત સરોવર' તે હાલનો 'ઉરૂમીઆ' સરોવર નક્કી થાય છે. ત્યારે અસ્નવન્ત પહાડ જે આતશ નીઆએશ તેમજ બુનદેહશ પ્રમાણે ચએચસ્ત સરોવરની પડોશમાં છે, તે પણ આજરબએજાનમાં એ ઉરૂમીઆ સરોવરની પડોશમાં હોવો જોઇએ.

**૩૭ ને ૩૮**—એ પહાડો વિષે અવસ્તા યા બુનદેહશમાંથી આપણને કાંઈ મલતું નથી.

**૩૯ ને ૪૦ સ્યામક અને વફ્રયાએ**—આપણે ઉપઇરીસએન (અપારસએ ન) પહાડની બાબદમાં બુનદેહશ (બા. ૧૨ ફ. ૨૨) ને આધારે જોયું કે સીઆક ઓમંદ (અર્થ પ્રમાણે કાળા) અને વફ્રઓમંદ (અર્થ પ્રમાણે બરફવાલા) નામના એ પહાડો ઉપઈરીસએન પહાડના ભાગો છે. એ બુનદેહશવાલા પાહડો તેજ જમ્યાદ યષ્ટવાલા આપણા પહાડો છે એમ વેસ્ટ અને દાર્મસ્ટેટે જણાવે છે. સ્યામક (સીઆક ઓમંદ) પહાડને (બાબ ૧૨ ફ. ૨ માં) સીઆક મુઇમંદ (અર્થ પ્રમાણે કાળાબાળવાલો) કહયો છે. વેસ્ટ કહે છે કે કદાચ એ પહાડો હાલના અફગાનીસ્તાંનના 'સીહાકુહ' (કાળો પહાડ) અને 'સફીદકુહ' (સફેદ પહાડ) નામના પહાડો હોય.

**૪૧ થી ૪૪**.—એ પહાડો વિષે તેઓનાં નામ સીવાય કશું જણાયલું નથી.

**૪૫. સ્પેંતોદાત**.—એ પહાડ બુનદેહશ (બા. ૧૨ ફ. ૨, ને ૨૩) વાલો સ્પેદીઆદ પહાડ છે જેને રએવંદ પહાડની હારમાના એક પહાડ તરીકે જણાવેલો છે.

**૪૬. કદ્રવઅસ્પ**.—એ પહાડ બુનદેહશ (બા. ૧૨ ફ. ૨ ને ૨૪) વાલો કોનદ્રસ્પ છે જે ત્યાં જણાવ્યા પ્રમાણે 'તુસ'ના મુળકમાં આવેલા 'સોવબાર'ના સરોવરની આગળનો એક પહાડ છે.

**૪૭. કઓઇરીસ**.—એ પહાડ બુનદેહશ (બા. ૧૨ ફ. ૨ ને ૨૫) વાલો કોન્દ્રાસ પહાડ છે જે, ત્યાં લખે છે કે, ઇરાંનવેજમાં આવ્યો છે.

**૪૮. તએર**—એ પહાડ હરબેરેઝઇતી (અલબુર્ઝ)નો એક ભાગ છે એમ ઇજશનેના ૪૨મા હા (ફ. ૩) અને રામ યષ્ટ (ફ. ૭) ઉપરથી માલમ પડે છે. ૪૨માં હામાં તેને 'હરઈતીબેરેઝ'નો 'તએર' અને રામ યષ્ટમાં 'હર'નો 'તએર' કહયો છે. બુનદેહશ (બા. ૧૨ ફ. ૪)માં પણ એને 'અલબુર્ઝ'નો 'તેરાક' કરી કહયો છે. જેમ ઇંગ્રેજો ગ્રીનીચમાંથી અને ફ્રેંચો પેરીસમાંથી પોતાની પેહેલી મધ્ય રેષા ગણે છે, તેમ અસલી ખગોળ વિદ્યા શાસ્ત્રીઓ પોતાની ગણત્રીમાં એ પહાડના મધ્ય ભાગમાંથી (બુનદેહશ બા. ૫ ફ. ૩ ને ૪) પેહેલી મધ્યાંન્હ રેષા (first meridian) પસાર થતી ગણતા હતા, એટલા માટે કેશ્વરોના જે ભાગો કર્યા છે તે એ 'તએર' પહાડના સંબંધમાં થયલા છે. ખઈનીરથ બામીનો કેશ્વર, જે વચમાં છે તે એ 'તએર' પહાડની મધ્યાન્હ રેષામાંથી પસાર થતી લીટીનો આજુબાજુનો ભાગ છે. બુનદેહશ (બાબ ૫)માં કહે છે કે અલબુર્ઝના એ ભાગની પુર્વે ૧૮૦° અને પશ્ચિમે ૧૮૦° રોઝીન (روزن) એટલે બારીઓ અથવા શુરાખો હતા જેમાંનાં એકમાંથી દરરોજ સુર્ય આવજાવ કરતો. હાલની વિદ્યા પ્રમાણે પેહલાં મધ્યાંન રેષાની આસપાસ જે ૧૮૦° ના રેષાઓ છે તેનું એ વર્ણન છે. બેઉ હાથપરનાં ૧૮૦° 'રોઝીન' મલી ૩૬૦° નું સરકલ પુરૂં થાય છે.

**૪૯ થી ૫૧**—એ પહાડો વિષે અવસ્તામાં અથવા બુનદેહશમાં કાંઇ વીશેષ લખ્યું નથી.

**૫૨. રએવન્ત**—એ પહાડ બુનદેહશ (બાબ ૧૨ ફ. ૨, ૧૮) વાલો 'રેવન્દ' પહાડ છે. બુનદેહશ પ્રમાણે એ ખોરાસાનમાં આવ્યો છે અને એનું નામ, રેવન્દ (એટલે ચલકાટવાલું) એટલા ઉપરથી પડયું છે કે એની ઉપર શાહ ગુશતાસ્પે "આદર બોર્ઝીન મેહેર" નામનો એક આતશ બરપા કર્યો હતો. બુનદેહશ (બાબ ૧૨ ફ. ૩૪; બાબ ૧૮ ફ. ૮) અને ઝાદસ્પરમ (બા. ૧૧

ફ. ૯) પ્રમાણે એને "પુશ્તે-વીસ્તાસ્પાંન" પણ કહેછે. બુનદેહશ પ્રમાણે આપણા બરહક પેગમબરે શાહ ગુશ્તાસ્પને અને તેનાં કુટુંબને આપણી બરહક દીન શીખવ્યા પછી એ પાદશાહે 'આદર બોર્ઝીનમેહેર' આતશને એ રએવન્દ પહાડ ઉપર બરપા કર્યો.

જમ્યાદ યષ્ટની ટીપમાં આપેલા પહાડોની છુટી તપાસ આપણે તમામ કરી રહ્યા. હવે આપણે અવસ્તા અથવા પાજંદમાં આવતા બીજા કોઇક પહાડો જેઓનું નામ એ ટીપમાં ન આવ્યું હોય તેઓની ટુકમાં તપાસ કરી જઇએ.

**હુકર્ઇર્ય પહાડ**.—એ પહાડોમાં 'હુકર્ઇર્ય' પહાડ પેહેલું આપણું ધ્યાંન ખેંચેછે. એ પહાડનું નામ યજશને (હા. ૬૫ ફ. ૩) માં અને આવાં (ફ. ૩, ૨૫, ૨૬) ગોશ (ફ. ૮) મેહેર (ફ. ૮૮) રશનુ (ફ. ૨૪) ફરવરદીન (ફ. ૬) અને રામ (ફ. ૧૫) યષ્ટોમાં આવેછે. ઘણું અજાયબ લાગેછે કે જમ્યાદ યષ્ટની ટીપમાં એ જાણીતા પહાડનું નામ નથી મલતું. એ પહાડ અલબુર્ઝની એક ઉંચી ટોંચ હતી એમ મેહેર યષ્ટ (ફ. ૮૮) ઉપરથી માલમ પડેછે કારણ કે ત્યાં કહેછે કે "અલબુર્ઝની ઉંચી ટોંચ કે જેને હુકર્ઇર્ય કહેછે તેની ઉપર હોમ ફ્રાશમીએ મેહેરને આરાધ્યો." અને બુનદેહશ (બા. ૧૨ ફ. ૨, ૫, ૬; બા. ૧૩ ફ. ૪; બા. ૨ ફ. ૧૧; બા. ૨૪ ફ. ૧૭) માં 'હુગાર'ના પહાડ તરીકે ઓળખ્યો છે. યષ્ટોમાં તેમજ બુનદેહશમાં કહેછે કે એ પહાડમાંથી "અર્દવીશુર" નદી વહીને "વોઉરૂકશ" દર્યામાં જતી હતી. બુનદેહશનાં ૧૩ મા બાબ (ફ. ૨) પ્રમાણે અલબુર્ઝ પહાડના દક્ષિણ ભાગપર જે પાંણી પડતું હતું તે હજારો પ્રવાહો મારફતે એ હુકર્ઇર્ય પહાડ ઉપર એક મોટા સરોવરમાં એકઠું થતું હતું, અને ત્યાંથી પાછું વેહેતું. એ વર્ણન આપણને સીંધુ અને બ્રહ્મપુત્ર જેવી મોટી નદીઓનાં મુળની યાદ આપે છે. હીમાલય પર્વતનું બરફ પીગળવાથી ઉત્પન્ન થયલું પાણી પ્રવાહો મારફતે વેહીને, તે પહાડ પરના "માન સરોવર" નામનાં સરોવરમાં એકઠું થાય છે અને

ત્યાંથી એ મોટી નદીઓ માર્ગે દર્યામાં ખાલી થાય છે. એજ પ્રમાણેની ક્રીયા અલબુર્ઝ ઉપરબી ચાલતી હોય એવું એ વર્ણન છે. હુકર્ય પહાડ પર બનતા એવા એક સરોવરનું નામ બુનદેહશ (બા. ૨૨ ફ. ૧૧) પ્રમાણે "ઉર્વીસ" કરીને છે. 'અલબુર્ઝ'ના વધારે ઉંચા ભાગોપરથી પાણી એકઠું થતું થતું આવીને આએ હુકઈર્યની ટોંચ પરના 'ઉર્વીસ' સરોવરમાં એકઠું થતું હોય અને ત્યાંથી નદી તરીકે વેહીને વોઉરૂકશ દર્યામાં ખાલી થતું હોય. એમ ઉપલાં અને બાબ ૨૪ (ફ. ૧૭)નાં વર્ણન ઉપરથી માલમ પડે છે. એ પહાડના સરોવરમાંથી વેહેતી નદી તે અર્દવીશુર છે. એ નદી હુકર્યના પહાડ ઉપરથી પેહેલાં એકદમ ઉભાં ઢોલાંણપરથી પડતી હોવી જોઇએ કારણ કે બુનદેહશ (બા. ૧૨ ફ. ૨) પ્રમાણે તે હજાર માણસપુરની ઉંચાઇ (આસરે ૫૦૦૦ ફીટની ઉંચાઈ) એથી કુદી પડે છે. હવે એ હુકઈર્ય પહાડનું મથક કયાં હતું તે આપણને અર્દિસુરના મથક ઉપરથી માલમ પડે છે. આપણે પછવાડે જોઈશું કે અર્દિવ નદી તે હાલની ઓકસસ છે. હવે એ હાલની ઓકસસનું મુળ પામીરનાં પહાડોમાં છે તયારે એ ઉપરથી દીસે છે કે હુકઈર્ય પહાડ જેને એ (ઓકસસ) અર્દિવનાં મુલ તરીકે જણાચો છે તે એ પામીરના પહાડોનો એક ભાગ હોવો જોઇએ. વળી એ હુકઈર્ય પહાડને અલબુર્ઝનો એક ભાગ ગણ્યો છે તે ઉપરથી વાંચનારે અજાએબ થવું ન જોઇએ કે એ 'પામીર'ના પહાડો અને હાલના અલબુર્ઝ પહાડો વચ્ચે તો સેંકડો માઇલનો તફાવત છે, પણ સારી પબે યાદ રાખવું જોઇએ કે આપણે આગલ કહ્યું તેમ અવસતા જમાનામાં અલબુર્ઝ નામ હાલની માફક ફકત એક પહાડને લગાડવામાં ન આવતું પણ પુર્વથી પશ્ચિમ સુધી લંબાએલી એક આખી હારને લગાડવામાં આવતું.

## તીર યષ્ટના પહાડો.

**હિંદવ**—વળી તીરયષ્ટ (ફ. ૩૨)માં એક 'હીંદવ' કરી પહાડ આવે છે જેનું નામ જમ્યાદ યષ્ટમાંની ટીપમાં મલતું નથી.

એ પહાડનું તીરયષ્ટમાં વર્ણન આવે છે કે "ઉસ હીન્દવત પઇતી ગરોઇતિ યો હીશતઇતી મઇધીમ ઝૂયઘો વોઉરૂકશહે" એટલે કે "હીંદવ પહાડ ઉપર કે જે વોઉરૂકશ દર્યા વચ્ચે ઉભેલો છે." હવે એવું આબેહુબ વર્ણન બુનદેહશ (બા. ૧૨ ફ. ૬)માં 'ઊસહીંન્દુમ' નામના એક પહાડને માટે આવે છે. તે ઉપરથી વેસ્ટ, દાર્મેસ્ટેટ અને સ્પીગલ એ બે પહાડોને એકજ ગણે છે. ડાક્ટર હાઉ એને 'હીંદુકશ' ગણે છે.

**ક્ષએથ અને ખનવન્ત પહાડો**.—તીર યષ્ટ (ફ. ૬ અને ૩૬) માં ક્ષએથ અને ખનવન્ત નામના બે શબ્દો આવેછે જેને હારલે ફક્ત સામાન્ય નામ તરીકે લે છે. સ્પીગલ પણ એમ લેછે પણ નોટમાં કહેછે કે કદાચ એ પહાડોનાં નામ હોય અને અલબુર્ઝની કોઇ ટેકડીઓ હોય. દાર્મેસ્ટેટ એઓને પહાડના નામો ગણેછે. દાર્મેસ્ટેટ આએ ફકરાનો અર્થ, જેમ આજ સુધી કરવામાં આવેછે અને જેમ સ્પીગલ, હારલે અને વાછા—મેહેરજીરાનાએ કર્યો છે તેથી જૂદો કરેછે. એ ફકરામાં આવેલા 'એરેક્ષ' શબ્દને તે એક ધણીનું વિશેષ નામ ગણી એ ફકરો એ સખ્સ વિષે ગણે છે અને તેને ઇરાનના પાદશાઓની મીરખુન્દની તવારીખની નીચલી વારતા સાથે જોડે છે. દાર્મેસ્ટેટ કહે છે કે એ ફકરામાંનો "એરેક્ષ ક્ષવીઉવી—ઇષુશ" પેહેલવીવાલાઓનો "એરીસ શીવાતીર" (એટલે શેતાબ તીર ફેંકનાર એરીસ) છે, જે 'એરીસ' મીરખોન્દની તવારીખ પ્રમાણે "આખાં ઇરાંની લશકરમાં ઘણો સેતાબ તીર ફેંકનાર હતો. જયારે મીનોચેહેર અને અફરાસીઆએ સુલેહ કરી પોતપોતાની હદ નક્કી કરવાનો ઠેહાવ કીધો ત્યારે એવી ગોઠવણ થઇ કે દમાવંદ પંહાડ ઉપરથી એ 'એરીસે' એક તીર પુર્વ તરફ ફેંકવો. એ તીર જે જગા સુધી દુર જાય તે જગાએ હદ બાંધવી. 'એરીસે' સહવારના પોહરમાં તીર ફેંકયો તે છેક બપોરનાં 'જીહુન' નદી (જે દાર્મેસ્ટેટ ઓકસસ ધારે છે તે) ના કીનારાપર જઇ પડયો." એ વારતાના સંબંધ ઉપરથી ત્યારે

દાર્મેસ્ટેટે પેહેલાં "ક્ષઓથ" પહાડને દમાવંદ, જેપરથી તીર ફેંકવામાં આવ્યો હતો, તેનો ભાગ ગણે છે અને 'ખનવન્ત' પહાડને 'બામીઆન'નો પહાડ ગણે છે કે જે પહાડમાંથી 'બલ્ખ' નદીના ઝહરાઓ વહે છે. કારણ કે દાર્મેસ્ટેટે કહે છે કે બીજા તવારીખ નવેશ 'તબરી'ના કહેવા પ્રમાણે પેલો તીર બલ્ખ નદી (જે ઓકસસની એક શાખા છે તેની) આગલ પડયો હતો.

**ખોરશેદની નીઆએશવાલો સઓકન્ત પહાડ—** ખોરશેદની નીઆએશમાં આપણે ભણીએ છીએ કે "સઓકંતેમ ગઇરીમ મઝદધાતેમ યજમઇદ" એટલે "હોરમજદના પેદા કરેલા સઓકંત પહાડને અમો આરાદ્યે છીએ." એ 'સઓકન્ત' શબ્દને હારલે ફકત એક વિશેષન ગણી અર્થ કરે છે કે "રોશન, ચલકતો પહાડ." સ્પીગલ, કાંગા અને દાર્મેસ્ટેટે એને એક પહાડનું નામ ગણે છે. એ પહાડ તે કીઓ તે માલમ પડતું નથી. દાર્મેસ્ટેટે એ શબ્દ ઉપર સંસક્રૃત તરજુમા ઉપરથી નીચલી નોટ આપે છે "સઓકન્ત પહાડ ઉપર જમીનનાં તળીઆંમાંથી આવતો એક સોનેરી નળ છે. જમીનની સપાતીપરનું પાણી તે નળના છીદ્ર મારફતે આકાશમાં જાય છે અને પવનથી સઘલી બાજુએ ઘસડાઈ જઈ 'દવ' ઉત્પન્ન કરે છે." બુનદેહશના બાબ ત્રીજા (ફ. ૩,૫) માં અલબુર્ઝ પાહાડપરના પાણીના વેહવા વિષે વર્ણન આપ્યું છે તેને મલતું મને એ વર્ણન દીસે છે ત્યાં કહે છે કે અલબુર્ઝના ઉંચા ભાગપરથી પાણી હુકઇર્ય પહાડપર એકઠું થાય છે, જ્યાંથી બીજે ઠેકાણે ફેલાય છે. ત્યાં પણ કહે છે કે એ સઘલું સુનેરી નલો મારફતે થાય છે. એ ભુતલ વિદ્યા સંબંધી અથવા વાયુચક્રશાસ્ત્ર સંબંધી બનાવતું અલંકારીક વર્ણન મને દીસે છે. બુનદેહશના વર્ણનના સરખાપણા ઉપરથી એ 'સઓકોન્ત' પહાડ "હુકઇર્ય" પહાડની નજદીકનો કોઈ ભાગ હોય.

**સાતે અમશાસ્પંદોની આફીનમાના પહાડો—** સાતે અમશાસ્પંદોની પાજંદ આફીનમાં નીચલા પહાડોને યાદ કર્યાછે.

૧ [illegible] ૨ [illegible] ૩ [illegible]
[illegible] ૪ [illegible] ૫ [illegible]
[illegible]

એઓમાંથી ૨ જા ૨એવન્તા ૩)જા મહી પારસીન (અવસ્તા ઉપઇરીસએન પેહેલવી અપારસીન) અને ૫) માં હોશ દાસ્તાર (અવસ્તા 'ઉશીદરેન')ની તપાસ આપણે કરી છે.

**૧ અઉર્વંદ કોહ**—બાકીના બેમાં "અઉર્વંદ કોહ" તે કયો તે સહમજ પડતું નથી. એ નામનો પહાડ કોઈ અવસ્તામાં તેમજ પેહેલવીમાં આવ્યો નથી પણ એ 'અઉર્વંદ' શબ્દ અવસ્તામાં [illegible] તરીકે સાધારન નામનાં રૂપમાં 'પહાડ'ને સાધારન અર્થે આવે છે અને વળી તે એવે અર્થે જમ્યાદ યષ્ટમાંજ જ્યાં સઘળા પહાડોની ટીપ આપી છે ત્યાં (ફ. ૩) 'ફ્રાંવંકુ' નામના પહાડની આગમચ સાધારન પહાડને અર્થે આવ્યો છે. તે ઉપરથી કદાચ એમ તો નહી હોય કે તે શબ્દને એક ખાશ વિશેષ નામ ગણી પાજંદમાં વાપડયો હોય? અથવા તો કદાચ પાછળથી કોઈ જુદા પહાડને એ નામ આપ્યું હોય.

**દેમાવંદ કોહ**—એ આફ્રીનમાં ૪) થા દેમાવંદ પહાડનું નામ અવસ્તામાં આવતું નથી પણ તે પેહેલવીમાં વારેઘડીએ આવે છે અને તે નામનો પહાડ અલબુર્ઝની એક ઉંચી ટોંચ તરીકે હજુર જણાયલો છે. જૂદા જૂદા ભુગોળ લખનારાઓ એની ઉંચાઈ ૧૦૦૦૦ ફીટથી ૨૦૦૦૦ ફીટ સુધી જૂદી જૂદી આપેછે. જોનસન જે એક સતાદારી નંકશા બનાવનાર ગણાય છે તે એની ઉંચાઈ ૧૮૫૦૦ ફીટ જણાવે છે. એ પહાડ ઉપર ફીરદોશી પ્રમાણે અને બુનદેહેશ (બા. ૨૯ ફ. ૯) પ્રમાણે શાહ ફરેદુને જોહાકને બાંધ્યો હતો. એમ સાતે અમશાસ્પંદોની આફ્રી-

નમાં અને બુનદેહેશ (બા. ૧૨ ફ. ૩૧)માં પણ એની સીફત તરીકે જણાયું છે. બુનદેહેશ (બા. ૧૨ ફ. ૨૯) પ્રમાણે એ અલબુર્ઝના ઉપઇરીસએન (અપારસીન)ની એક ટોંચ છે. બાબ ૨૦ (ફ.૨૭) માં એ પહાડમાંથી હરહઝ નામની નદીને તબીરીસ્તાનમાંથી વેહેતી જણાવી છે.

**પહાડો વિશે સામટા વીચાર.**—અવસ્તામાં આવેલા પહાડોની તપાસ આપણે તમામ કરી રહ્યા. એ તપાસ ઉપરથી આપણને એટલું ચોકસ દીસેછે કે અવસ્તાવાલાઓએ તેમજ પેહેલવીવાલાઓએ 'અલબુર્ઝ' શબ્દ એઓના મુળકમાં આવેલા પહાડોનાં આખાં અનુસાંધન (Mountain system) ને લગાડયો છે. એજ કારણને લીધે બુનદેહશમાં એ પહાડને માટે કહેછે કે તે પૃથ્વિની વચ્ચે ફરી વલેછે. પહાડનાં આખાં અનુસાંધનને અલબુર્ઝ ગણીને "ઉપઇરીસએન"ને તેની એક મોટી હાર (range) ગણી છે. આપણા તપાસેલા પહાડોમાં મોટી સંખ્યા એ ઉપઇરીસએન (અપારસીન)ના ભાગોની છે. અલબુર્ઝના બીજા મોટા ભાગો તરીકે ઉશીદરેન, હુકઇર્ય, અરેઝુર, તએર અને ચેકાતદાઇતીના પહાડો છે.

## આપણી પૃથ્વિના સપાતીપરના પાણીના ભાગો.

**અવસ્તામાં જણાવેલા દર્યાઓ**—અવસ્તામાં દર્યાઓ તરીકે નીચલાં નામો મળે છે. વોઉરૂકશ, પુઇતીક અને કાંસુ.

**વોઊરૂકશ**—એ વોઊરૂકશ દર્યાને પેહેલવી કેતાબોમાં "ફરહાકન્ટ" કહે છે. એ અવસ્તાનો વોઊરૂકશ અને પેહેલવીનો ફરહાકન્ટ તે હાલનો 'કેસ્પીઅન' છે, એ વીચારને ઘણીક રીતે ટેકો મલે છે.

પેહેલું તો મારા વીચાર પ્રમાણે એ શબ્દોના અર્થ ઊપરથીજ એ વીચારને ટેકો મલે છે. અવસ્તા વોઊરૂકશ શબ્દનો અર્થ, તેનાં ધાતુ(.), [illegible] વોઊરૂ=उरु=wide–પોહલું અને .[illegible]

કશ=कक्ष=કીનારો, બાજુ) ઉપરથી પોહોલા કીનારા અથવા બાજુ વાલો થાય છે. પેંહેલવી ફરાહકન્ટ અથવા ફરાખકન્ટ શબ્દનો અર્થ પણ તેના ધાતુ ([illegible])=ફા. ફરાખ=broad=પોહોલું અને [illegible] =ફા. ગેર્દ=ઘેરાવો, બાજુ) ઉપરથી પોહોલી બાજુ યા ઘેરાવાવાલો થાય છે. હવે કેસ્પીઅન શબ્દનો અર્થ પણ ધાતુ (cas કસ=[illegible]=ફા. કશ=બાજુ અને pian પીઅન=ફા. પેહન=પોહોલું) ઊપરથી પોહોલી બાજુ વાલો એમ થાય છે. એ દર્યા માટેનાં અવસ્તા અને પેંહેલવી શબ્દો અને હાલનાં કેસ્પીઅન શબ્દ વચ્ચે ફરક ફક્ત એ છે કે હાલનાં શબ્દમાં અર્થ દેખાડનારા ભાગો ઉલતાઈ ગયા છે, એટલે જ્યારે અવસ્તામાં પોહોલું અર્થ દેખાડનાર શબ્દ વોઊરૂ અને ફરાહ પેંહેલો આવે છે ત્યારે કેસ્પીઅન શબ્દમાં તે પાછલ આવે છે એ ફરક સીવાય અર્થ પ્રમાણે તો એ ત્રણે શબ્દો એકસરખા છે.

વંદીદાદમાં કહે છે કે એ વોઉરૂકશ દર્યો બીજા સર્વ દર્યાઓ કરતાં મોટો છે. હવે અવસ્તા જમાનાનાં લોકો છેક દક્ષીણે માહાસાગરનાં કોસ્તાઓ સુધી આવી પોંહતા ન હતા, તેથી તેઓ પાણીનાં જે મોટા ભાગ વિષે જાણતા હતા તે પોતાનાં મુલકોમાં આવેલા મોટા સરોવરો હતા. એશીઆ ખંડની દક્ષીણે આવેલા મોટા દર્યાઓ અને માહાસાગરોથી. તેઓ વાકેફ ન હતા. તેથી તેઓ જે દર્યાઓ વિષે બોલતા તે દર્યાઓ તેઓને જણાયલા મોટા પાણીના સરોવરો હતા. કે જે સરોવરો તેઓના અતીઘણા મોટા વીસ્તારને લીધે હાલમાં પણ સમુદ્ર અથવા દર્યાનાં નામોથી ભૂગોળ વિદ્યાનાં પુસ્તકોમાં ઓલખાય છે. અવસ્તાવાલાંઓનાં મુળકમાં એવા મોટા સરોવરો ઘણા આવ્યા હતા જેમાં મુખ્ય હામુનનો સરોવર, ઉરૂમીઆ (ચએચસ્ત)નો સરોવર અને કેસ્પીઅનનો સરોવર છે.

હવે જે બીજાં પાણીઓમાં વોઉરૂકશને મોટો ગણ્યો છે તે એ મોટા સરોવરો છે અને તે મુલકમાં વેહેતી મોટી નદીઓ છે. એ મુળકનાં પાણીનાં મોટા ભાગો (સરોવરો)માં કેસ્પીઅન મોટામાં મોટો છે. એટલુંજ નહી, પણ આખી પૃથ્વિપરનાં સરોવરોમાં તે મોટામાં મોટો છે. તે ઉત્તર દક્ષિણે ૭૫૦ થી ૯૦૦ મૈલ લાંબો છે અને પૂર્વ પશ્ચિમ ૧૫૦ થી ૨૭૦ મૈલ પોહોલો છે. તેની ઉંડાઇ ૧૨૦ થી ૩૦૦૦ ફીટ સુધીની છે. એમાં ઘણીક મોટી નદીઓ ખાલી થાયછે. તેનું ક્ષેત્રફલ (area) ૧૨૪૦૦૦ ચોરસ મૈલછે.

એ ઉપરથી ત્યારે માલમ પડેછે કે વોઉરૂકશ, જેને બીજા સઘલા પાણીઓનાં ભાગોમાં મોટો ગણ્યો છે, તે હાલનો કેસ્પી-અન સમુદ્ર છે જે તે મુલકોનાં સરોવરો અને પાણીના બીજા ભાગોમાં મોટામાં મોટો સરોવર છે. વોઉરૂકશ (કેસ્પીઅન) કરતાં કોઈ બીજો મોટો દર્યો તેઓનાં જોવામાં ન આવ્યાથી અવસ્તાવા-લાઓએ એ દર્યાને સર્વમાં મોટો ગણ્યો છે. એ દર્યાની આસરે ૯૦૦ મૈલની લંબાઇ અને ૨૭૦ મૈલની પોહોલાઇ તેઓનાં મ-નમાં એક ગંજાવર દર્યાનો ખેઆલ આપવાને કાંઇ થોડી ન ગ-ણાય. હાલના સુધરેલા યંત્રકળાનાં વખતમાં તેને પોહોલાઇમાં ઓલંગી જતાં આખા બે દીવસ ઉપર થાય છે ત્યારે આગલા પુરાના વખતમાં, જ્યારે નૌકાશાસ્ત્ર જેવું કાંઇ ન હતું ત્યારે તેને ઓલંગી જતાં ઘણાક દીવસો લાગવા જોઇએ. એ વખતનાં પ્રમા-ણમાં તે જમાનાનાં લોકોનાં મનમાં એ સમુદ્ર વિષે ઘણો મોટો ખેઆલ હોવો જોઇએ.

**પુઈતીક દર્યો**—એ દર્યાનું નામ અવસ્તામાં ફકત એક વખત (વં. ૫ ફ. ૧૭ મા) આવે છે. બુનદેહશ (૧૩ ફ. ૬. બા. ૨૨ ફ. ૯) અને ઝાદસ્પરમમાં એને એજ નામથી જણાવ્યો છે. એના પાણી વિષે કહે છે કે "પુઇતીકનું પાણી મેલું અને ગંધીલું હોય છે" પુઇતીક શબ્દનો ધાતુજ(𐬞𐬏=પુ=to putrify= કોહવું) એ અર્થ દેખાડે છે.

દાર્મેસ્ટેટે એ પુઇતીકને ઇરાંની અખાત ગણે છે. પણ જ્યારે પુઇતીકને ગંધીલો ગણ્યો છે ત્યારે તે ઇરાંની અખાત કરતાં કોઇ વધારે નાધલો પાણીનો ભાગ હોવો જોઇએ, કે જેનાં પાણી-ને કોઇ બીજાં પાણી સાથ સંબંધ નહીં હોવાથી અને એક જગામાં ઘેરાઇ રેહેવાથી તેનાં પાણી વાસ મારતાં હોય. બીજું આપણે આગલ કહ્યું તેમ અવસ્તાવાલાઓ છેક દક્ષીણે મહા-સાગર અને દર્યાઓ તરફ આવી પોંહોંચ્યા ન હતા અને તે ભાગો તરફનું તેઓનુ જ્ઞાન ઘણું જુજ હતું. તેથી એ પુઇતીક દર્યો દક્ષિણનો કોઈ પાણીનો ભાગ નહીં હોય પણ ઉત્તરનોજ કોઇ નાનો પાણીનો ભાગ હોય. બુનદેહશમાં તેને વોઉરૂકશ સાથ જોડાયલો જણાવ્યો છે તે ઉપરથી દીસે છે કે તે કેસ્પીઅનની નજદીકનો કોઇ ખારાં પાણીનો નાનો ભાગ હોય. યુરલના પહા-ડો અને કોકેસસ પર્વતની વચ્ચેની જમીનનો જે મોહોટા વીસ્તાર-વાલો ભાગ દર્યાની સપાતીથી નીચે આવેલો છે અને જેને સર રોડરીક મ્યુરશીસન નામનો વિદ્વાન The Aralo-Caspian de-pression ને નામે ઓલખે છે તેમાં કેસ્પીઅન એરલ વીગેરે જે કેટલાક મોટા સરોવરો આવેલા છે તેમાંનો એ પુઇટીક એક હોય.

**કાંસુનો દર્યો**—એ દર્યાનું 'નામ ફકત વંદીદાદ (૧૯ ફ. ૫) અને જમ્યાદ યષ્ટ (ફ. ૬૬ ને ૯૨)માં આવે છે. જમ્યાદ યષ્ટ (ફ. ૬૬) એની જગા ચોકસ કરે છે. કારણ કે ત્યાં એને "કાંસુમ હએતુમંતેમ" એટલે 'હએ તુમત (નદી) વાલો કાંસુ' એમ કહયો છે. હવે આપણે વંદીદાદનાં ૧૬ દેશોવાલી બાબદમાં નક્કી કર્યું કે હેતુમંતનો મુલક તે હાલની હેલમંદ નદીવાલો મુલક છે. એ ઉપરથી ત્યારે હેલમંદ નદી સાથે સંબંધ રાખનાર દર્યા (સરોવર)ની નકશામાં ખોલ કરતાં આપણને હામુન અથવા

સીસતાંનનો સરોવર મલે છે કે જેમાં એ હેલમંદ નદી ખાલી થાય છે. *

વળી બુનદેહશમાં (બા. ૧૩ ફ. ૧૬)માં એ 'કાંસુ'ને વાસ્તે કહે છે કે તે સગસ્તાંન (સીસ્તાંન)માં આવ્યો છે. હવે હાલનો હામુનનો સરોવર પણ સીસ્તાંનમાં આવ્યો છે. એને ખુદ સીસ્તાનનાં સરોવરને નામેજ ઓલખવામાં આવે છે, ત્યારે ચોકસ ઠડે છે કે કાંસુનો દર્યો તે જમ્યાદ યષ્ટ પ્રમાણે તેમજ બુનદેહશ પ્રમાણે હાલનો હામુનનો સરોવર છે, જે નકશામાં નજર કરતાં અફગાનીસ્તાંનનાં દક્ષીણ પશ્ચીમ ખુનામાં નજરે પડે છે.

બુનદેહશ (બા ૧૩ ફ ૧૬)માં દર્યાઓની ટીપમાં એને ઘણો નાનો દર્યો ગણ્યો છે કારણ કે ખરેખર તો તે એક સરોવર છે. બુનદેહશના લખનારનાં વખતમાં તેનાં કેહેવા પ્રમાણે તે નુકસાંન કરનારાં જાનવરો જેવાં કે સાપ વગેરેથી ભરપુર હતો અને તેનાં પાણી ઘણાં ખારાં થઇ ગયાં હતાં. તેમાંથી ખરાબ વાસ એટલો નીકલતો કે તેની પડોશમાં એક ફરસંગ (૧) વટીક જવાઇ શકાતું

* પ્રોફેસર હારલે જમ્યાદ યષ્ટનાં ફકરા ૬૬ માં વાલા હએતુમંતને દાર્મસ્ટેટે, સ્પીગલ, વાછા મેહરજીરાનાની માફક વિશેષ નામ ગણતો નથી પણ સામાન્ય નામ ગણી અર્થ કરે છે કે "પુલવાલો કાંસુ દર્યો." પણ એ અર્થ દરૂસ્ત દીસતો નથી. હામુન જેવાં મોટા સરોવરને પુલવાલો શું કારણથી કેહેવામાં આવે તે સમજ પડતું નથી.

૧ એક ફરસંગ તે હાલનાં કેટલા મૈલ થાય તે ચોકસ કેહેવાતું નથી. પેહેલવી ઝાદસ્પસ કેતાબ (બા. ૬) એક ફરસંગનાં ૨૦૦૦૦ ફીટ જણાવે છે. રીચર્ડસન પોતાનાં ફારસી શબ્દ કોશમાં ૧૮૦૦૦ ફીટ આપે છે. આઉસલી પ્રમાણે જૂદા જૂદા જમાનામાં અને જૂદા જૂદા શેહેરોમાં એની લંબાઈ જૂદી જૂદી હતી. તેનાં કેહેવા પ્રમાણે કીઆની વંશના વખતમાં તેનાં ૧૨૦૦૦ ફીટ ગણાતા હતા. મલેકશાહી નામનાં લખનારને આધારે તે જણાવે છે કે ખારઝમમાં તેની લંબાઇ ૧૫૦૦૦ વાર ગણાતા હતા અને આઝરબઇજેન આરમીનીઆ વીગેરેમાં ૧૨૦૦૦ વાર ગણાતા હતા.

હતું નહી. વલી તેના ઉપર ફુકતા ગરમ પવનોને લીધે બાફી કરણ (evaporation) ની ક્રીયા વધારે ચાલી તેમાંથી પાણી વધારે સુકાઇ જવાને લીધે તે ઘણો ખારો થઇ ગયો હતો. પણ એ બુનદેહશનો લખનાર એમ કહે છે કે આગલ તેમ ન હતું પણ તેનાં પાણી ઘણાં મીઠાં હતાં. હાલમાં પણ એ (કાંસુનો દર્યો) હામુન અથવા સીસ્તાંનનો સરોવર ઊપલાંજ કારણને લીધે ત્યાંની ઉંચી પહાડી સપાત જમીન ઉપર પાણીના એક છાલકા મોહટા ખબોચીઆની માફક છે.

પ્રોફેસર એન્સ્ટેદ પ્રમાણે એની લંબાઈ ૭૦ મૈલ છે અને પોહોલાઇ ૧૮ થી ૩૦ મૈલ છે. કનલ માલેસન પોતાની (Russo-Afghan question and the invasion of India નામની) ચોપડીમાં એ સરોવરની દર્યાની સપાતીથી ઊંચાઈ ૧૩૫૦ ફીટ આપે છે અને કહે છે કે જોકે હાલમાં તેની આસપાસ વેરાંન જંગલો છે તોપણ તે એક વખતની દોલત અને ખેતીની નીશાની જાહેર પાડે છે.

**અઉવઝદાનવ**—જમ્યાદ યષ્ટ (ફ. ૬૨) માં જણાવે છે કે એ નામનો એક દર્યાનો ભાગ વોઉરૂકશ દર્યામાં આવ્યો છે. એ નામ અવસ્તામાં યા બુનદેહશમાં બીજું કેઠે મલતું નથી તેથી ચોકસ થઇ શકતું નથી કે વોઉરૂકશનો કીઓ ભાગ એ નામથી જણાયલો હતો.

## અવસ્તામાં જણાવેલી નદીઓ.

**અર્દવિસુર નદી**—એ નદી તે હાલની આમુ અથવા ઓકસસ છે. ફીરદોશી અને બીજા તવારીખ નવેશો જે જીહુનના દર્યાવને માટે બોલી ગયા છે તે એ નદી છે. અંહી આપણે તં-પાસીએ કે અર્દવિ નદીને હાલની ઓકસસ ગણાવાને શું કારણ છે.

પેહેલું તો ઇજશને (હા. ૬૫) અને આવાં યષ્ટ (ફ. ૩) માં એ નદીને જમીનપરની તમામ નદીઓમાં મોટી ગણી છે. હવે

જ્યારે તમામ જમીનપરની નદી સાથ એણીને સરખાવી છે ત્યારે આપણે જાણવું જોઇએ કે એ તમામ જમીન તે અવસ્તાવાલાઓને જણાયલી જમીન છે. એ જમીન તે મધ્ય એશીઆનો જમીનનો ભાગ છે. એ ભાગમાં બોલ કરતાં મોટી નદીઓ બે મળે છે. એકતો આમુ દર્યા અથવા ઓકસસ અને બીજી સરદર્યા અથવા જેકઝારટીશ. એ બેમાં આમુ દર્યા અથવા ઓકસસ વધારે મોહોટી છે. ઓકસસની લંબાઇ એનસ્ટેડ પ્રમાણે ૧૬૦૦ મૈલ છે જ્યારે જેકઝારટીસની ફકત ૧૩૫૦ મૈલ છે.

હવે બુનદેહશમાં કહે છે કે અર્દવિનાં પાણી અરગ (અરવંદ) નદી સીવાય ખનીરથબામીના મુલકની સરવે નદીઓનાં પાણીની બરાબર છે. હવે એ "અરગ" તે અવસ્તાની રંગા છે અને હાલની ઝકઝારટીસ છે. ત્યારે એ મુલકમાં ઝકઝારટીસ સીવાય બીજી મોટી નદી જે રહી તે "ઓકસસ" છે.

હવે અર્દવિસૂરની લંબાઇ તો બુનદેહશમાં ૧૭૦૦ ફરસંગ જણાવી છે, જે આઉસલી પ્રમાણે હમદલ્લા મુસ્તફીને આધારે ૧૨૦૦૦ ફીટનો એક ફરસંગ ગણતાં ૧૯૮૦ મૈલ થાય છે. એ લંબાઇ તો ત્યારે ૧૬૮૦ મૈલથી અતી ઘણી વધારે છે. એ ફરક આપણને પેહેલાં જરા ગુંચવાડામાં નાખે છે કે ત્યારે એ બેઉ નદીઓ એક સરખી કેમ હોય ? એનો ખોલાસો એમ દીસે છે કે આપણે જાણીએ છીએ કે હાલમાં જે માર્ગે ઓકસસ વહે છે તે માંર્ગ કાંઇ તેનો જુનો માર્ગ નથી. પોતાનો પુરાનો માર્ગ (old bed) તો એ પુરાની નદીએ તજ્યો છે. હાલ તે વહે છે તેતો જુદોજ માર્ગ છે. મધ્ય એશીઆની ભુગોળ લખનારાઓ કહે છે કે એ પ્રમાણે બે વાર ઓકસસ નદીએ કર્યું છે. ત્યારે તેનો પેહેલો માર્ગ આડો અટાડો હોય અને તેથી લાંબો હોય એ બની શકે એવું છે. અને એમ ઘણી નદીઓનાં બાબમાં બને છે. એક નદી પોતાનો માર્ગ કેમ લે છે અને કેવી રીતે મુકરર કરે છે તે આપણને ભૂતલ વિદ્યા શીખવે છે. એ નદીનાં સીધા માર્ગમાં

એક નાની ટેકડી યા ઊંચો કઠન જમીનનો કટકો આવ્યો હોય તો તે નદીને અવલમાં પોતાનો માર્ગ ફેરવવો પડ્યો હોય. તે ટેકડીની ફોરે ફોર કેટલાક મૈલો સુધી વેહીને તેણે પોતાનો માર્ગ લીધો હોય. જમાના બાદ તે નદીના પાણીની, વરસાદનાં પાણી-ની, તેમજ હવાની, રસાયણી અસરથી વચમાં નડેલી ટેકડીનુ પડ આસ્તે આસ્તે નરમ થઇ ખરી પડતું જાય અને એમ કરતાં કરતાં કદાચ તે નદી તે ટેકડીનું પતાલ ફાડીને પોતાનો માર્ગ કાપે. એમ જો બને તો તે નદીનો માર્ગ ફેરવાઇ જાય અને તેનાં ચકરાવાની લંબાઇમાં કેટલાક મૈલનો ફેર પડી જાય. નદી-નો માર્ગ ફેરવનારૂં એ એક મુખ્ય કારણ છે. એવાં કારણોને લીધે ઘણીક નદીઓએ પોતાના માર્ગો ફેરવ્યા છે અને હજુર ફેરવે છે. આપણાં દેશમાંજ નજર કરોતો સીંધુ નદીનો દાખલો જાણીતો છે. એ નદીનો હાલનો માર્ગ તેનાં પુરાના માર્ગથી તદન જૂદોજછે. ખુદ આપણી નજદીકનાં ગુજરાત પ્રાંતમાં આવેલી નાની નદીઓનાં દાખલાઓ નજરે નજર જોયલા ઘણાકોને ખબર હશે.

હવે એજ પ્રમાણે ઓકસ્સ નદીનાં બાબમાં બન્યું હોય એ તદન સંભવીક છે. એ નદી જ્યારે અર્દિવનું નામ ધરાવતી હોય ત્યારે તેનો જે માર્ગ હોય તેનાં કરતાં હાલનો માર્ગ ટુકો થયો હોય, તેથી લંબાઇનો એટલો ફેર આવે છે. આગલ તેનો માર્ગ વાંકો ટીંકો હોવાને લીધે તેની લંબાઈ ઘણી હોય. ઓકસ્સનાં હાલનાં માર્ગ વિષે આપણ ખાતરીથી જાણ્યે છીએ કે તે ઘણે આડો ટીડો નથી. હાલની તેની આડકતરી લંબાઈ ૧૬૦૦ મૈલ છે. પણ મુળથી તે મુખ સુધી સીધ્ધો તફાવત ગણ્યે તો ૯૨૦ મૈલ થાય છે. એટલે સીધ્ધી (direct) લંબાઈ કરતાં આડ કતરી લંબાઈ બેવડીથી પણ ઓછી છે. કેટલીક નદીઓની આડકતરી (winding) લંબાઇ સીધી લંબાઇ કરતાં પાંચ ગણી વધારે હોય છે. એટલે દાખલા તરીકે જો તેનાં મુલ અને મુખ વચ્ચેનો સીધ્ધો તફાવત ૨૦૦ મૈલનો હોય તો તેની સઘલી લંબાઇ ૧૦૦૦ મૈલ હોય.

એ તપાસ ઊપરથી માલમ પડેછે કે, જો કે હાલની ઓકસસની લંબાઇ જે હાલનાં ભૂગોળ વિદ્યાર્થીઓ આપે છે અને પુરાની અર્દિવની લંબાઈ જે પેહેલવી કેતાબોમાં આપે છે તે વચ્ચે ફરક છે તોપણ તે બેઊ નદીઓ એકજ હોય કારણ કે અર્દિવને તે મુલકમાં મોહટામાં મોટી ગણી છે જેમ ઓકસસ નદી હાલ ખરેખર છે.

બીજું, જેમ પેહેલવી કેતાબોમાં કહે છે કે હુકઈર્ય પહાડમાંથી વેહેતાં પાણીનો એક સરોવર બની તેમાંથી અર્દિવ વહે છે તેમજ ઓકસસ માટે જણાયલું છે કે પામીરનાં પહાડો ઊપર દર્યાની સપાતીથી ૧૫૬૦૦ ફીટની ઉંચાઇએ આવેલા એક સરોવરમાંથી તે વહે છે.

ત્રીજું અવસ્તામાં જણાવે છે કે અર્દિવની ઘણીક શાખાઓ (નાલાંઓ)છે. એજ પ્રમાણે આપણે ઓકસસ વિષે જાણીએ છીએ કે તેને ઘણી નાની નદીઓ આવી મલે છે.

હવે એક બાબદમાં, અર્દિવનું વર્ણન ઓકસસનાં વર્ણનથી જૂદુ પડે છે. અર્દિવનું અવસ્તા અને પેહેલવીમા જણાવેલું મુખ ઓકસસનાં હાલનાં મુખથી જુદૂ છે. અવસ્તા અને પેહેલવી કેતાબો પ્રમાણે અર્દિવ નદી "વાઊરૂકશ" દર્યા, જે આપણે આગલ જોયુ કે હાલનો કેસ્પીઅન છે તેમાં ખાલી થાય છે, પણ ઓકસસ તો "એરલ"ના સમુદ્રમાં ખાલી થાય છે. હવે જો અર્દિવ અને ઓકસસ એકજ હોય તો એ ફેરનું કારણ શું ?

એ ફરકનો ખોલાસો સંતોષકારક રીતે આપી શકાએ છે. કહે છે કે જો કે હાલમાં ઓકસસ નદી એરલ સમુદ્રમાં ખાલી થાય છે તોપણ એવું ધારવામાં આવે છે કે આગલ તે કેસ્પીઅન સમુદ્રમાં ખાલી થતી હતી. કેટલાક નકશાઓમાં ઓકસસનો જુનો માર્ગ (old bed) દખાડવામાં આવે છે અને તે માર્ગે વેહેતી નદીને કેસ્પીઅનમાં ખાલી થતી દખાડી છે. ઓકસસ જ્યારે પોતાનાં અસલી માર્ગમાં વેહેતી હોય ત્યારે કેસ્પીઅનમાં ખાલી થતી હોય એ બની શકે એવું છે.

હવે એ વીચાર—કે ઓકસસ પેહેલાં કેસ્પીઅનમાં ખાલી થતી હતી તે—અર્દ્વીની પેંહેલવી કેતાબો પ્રમાણેની લંબાઇ અને ઓકસસની હાલની ભુગોળ વિદ્યાર્થીઓ પ્રમાણેની લંબાઇ વચ્ચેના ફરકનો પણ સંતોષ કારક ખોલાસો કરે છે. હાલની ઓકસસની લંબાઇ કરતાં આગલી ઓકસસ (અર્દ્વિ)ની લંબાઇ વધારે હોવી જોઇએ કારણ કે એરલ સમુદ્ર તો કાસ્પીઅન સમુદ્રની પુર્વે આવેલો છે અને તેટલા માટે એ નદીના મુળની નજદીક આવેલો છે.

વલી એ મુખનાં નામનાં ફરક વિષેનો ખોલાસો બીજી રીતે પણ મલી શકે છે અને તે પણ હાલનાં ભુરચનાશાસ્ત્રીઓની તપાસને આધારે છે. એવું ધારવામાં આવે છે કે આગલનાં જમાનામાં કેસ્પીઅન અને એરલ સમુદ્રો એકજ હતા. તેઓ એક એક સાઠે જોડાઇ ગયલા હતા. બીજા શબ્દોમાં એરલ ફક્ત કેસ્પીઅનનો એક ભાગ હતો. હાલમાં એરલ અને કેસ્પીઅન સમુદ્રો વેરાંન જમીનનાં આસરે ૧૫૦ થી ૨૦૦ મૈલના એક કટકાથી જુદા પડયા છે, પણ આગલ તેઓ જોડાયલા હતા.

જો એમ હોય તો ત્યારે અવસ્તા અને પેંહેલવી કેતાબોમાં અર્દ્વિને કેસ્પીઅનમાં ખાલી થતી શું કારણ સર જણાવીછે તે સમજ પડે છે. એ તપાસ ઉપરથી ત્યારે માલમ પડે છે કે અવસ્તા અને પેહેલવીમાં જણાવેલી વોઉરૂકશ (કેસપીઅન) દર્યામાં ખાલી થતી અર્દ્વિ નદી, તે એરલ સરોવર, જે આગલ કેસ્પીઅનનો એક ભાગ હતો, તેમાં ખાલી થતી હાલની ઓકસસ છે, જે નદી વિષે ભૂતલવિદ્યા શાસ્ત્રીઓ કહે છે કે તે એક વખત કેસ્પીઅનમાં ખાલી થતી હતી.

**રંગા નદી**—એ નદીનું નામ બુનદેહેશમાં 'અરગ' અથવા 'અરંગ' અથવા 'અરેંગ' મલે છે. એનું નામ અવસ્તામાં આવાં (ફ. ૬૩) રશને (ફ. ૧૮) રાંમ (ફ. ૨૭) અને બેહરાંમ (ફ. ૨૯)-યશ્ટોમાં અને વંદીદાદ (૧ ફ. ૨૦) માં આવે છે. દાર્મસ્ટેટે એને

તાઇગ્રીસ ગણે છે જે ભુલભર્યું છે. રાંમયષ્ટમા (ફ. ૨૭) 'ગુધ' નામની એની એક સાખા જણાવી છે જેનું સ્થળ ચોકસ થતું નથી.

વંદીદાદના ૧૬ મા મુળકની બાબદમાં આપણે જોયું કે એ નદીનું હાલનું નામ જકઝારતીસ અથવા (સર દર્યા) છે. ગાઇગર વેદમાં એ નદીને 'રસા' તરીકે ગણેલી જણાવે છે.

**વીતંગુ દાઈતી નદી**—એ નામની એક નદીનું નામ આવાં યષ્ટ (ફ. ૭૭) માં આવે છે. પણ તેનુ ઠેકાણું ચોકસ થતું નથી કારણ કે તેનું નામ અહીંજ આવે છે, બીજુ કેઠે અથવા બુનદેહશમાં આવતું નથી.

**બીજી અવરુતાની નદીઓ**—ઉપલી મુખ્ય નદીઓ સીવાય "હરી" નદી (હરી=રૂદ હેરાતવાલી) હએતુંમતની નદી (હેલમંદની નદી) હરવઇતી (સરસવઇતી) એઓનાં નામ મળે છે જેઓની તપાસ પેહેલી પરગરદનાં મુળકોનાં નાંમનાં સંબંધમાં આપણે લીધી છે.

**વેહેદાઈતી નદી**—એવે નામની કોઇ નદી હોય તો તે કેઇ તે ચોકસ દીસતું નથી. એ શબ્દ હમેશાં ઇરાંનવેજની સાથે આવે છે કે "વેહેદાઇતી"વાલું ઇરાંનવેજ. અહી "વેહેદાઈતી" નો અર્થ કરવો સારો દીસે છે, કે "ભલી પેદાયશવાલું ઇરાંનવેજ," કારણ કે એ નામની નદી. પેહેલવી બુનદહેશમાં જ્યાં સઘલી નદીઓનાં નાંમ મલે છે ત્યાં દીસતી નથી. અલબતે ત્યાં "વેંહે" અને "દાઈતી" નામની બે નદીઓનાં નાંમ છે, પણ "વેહેદાઇતી" નામની એક નદીનુ નથી. વળી તેમાં જે "વેહ" નામની નદી છે તે તો "સીધું" નદીને. મલતી જણાય છે. કારણ કે તેને સીંધ અને હીંદુસ્થાનમાંથી વહેતી જણાવી છે. વલી એક "દાઈતી" નામની નદી પણ છે પણ તેનું વર્ણન ઈરાંનવેજને લાગું પડતું દીસતું નથી કારણ કે તેને વીશે ત્યાં (બા. ૨૦ ફ. ૧૩) કહે છે કે તેમાં અત્યંત નુકસાન કરનારાં જાંનવરો છે. જે ઇરાંનવેજનાં

સારા ચીતારને માટે ઠીક દીસ્તું નથી. કેટલાકો એ "વહેદાઇતી" ને ભલી "દાઇતી" તરીકે ગણે છે, પણ ત્યારે બુનદહેશનાં એ વર્ણન પ્રમાણે તે "ભલી" કેમ ગણાય. ગાઇગર એ દાઇતીને ઝરફશાંન ગણે છે.

## અવસ્તામાં આવેલાં સરોવરો.

**ચએચસ્તે સરોવર**—આપણે અસ્નવંત પહાડની બાબદમાં લાંબી તપાસ કરી જોયું તેમ એ સરોવર હાલનો "ઉરૂમીઆ" છે.

***ઝદ્દાનવનો સરોવર**—આંવાં યષ્ઠ (ફ. ૧૦૫) વાલો એ સરોવર બુનદહેસ (બા. ૨૨ ફ. ૫) પ્રમાણે સીસ્તાનનો એક સરોવર છે.

**હુસ્રવ સરોવર**—બુનદહેશ (બા. ૨૨. ફ. ૮) પ્રમાણે એ ચેચસ્ત (ઉરૂમીઆ) સરોવરથી ૧૫૦ મૈલને અંતરે આવ્યો છે.

**વંઘહઝદાઓ સરોવર**—એનું નામ જમીયાદ યષ્ટમાં (ફ. ૫૯) માં આવે છે. પણ એનું નામ બીજે કેથે અથવા બુનદહેશમાં મલતું નથી તેથી જગાચોકસ મુકરર થતી નથી.



એક જરથોશ્તી માજદયસ્ની તરીકે, તેણે પોતાનાં ખોદા તરફ, પોતાના મનુષ જાતભાઈ તરફ, અને ખુદ પોતા તરફ (એટલે ખુદ પોતાના આત્મા માટે) શું ફરજો બજા લાવવાની છે તેનું એ એક ટુકું કબુલાતનામું છે.

**એ એકરારનામું જોડાવાનો વખત**—એ એકરારનામું જરથોસ્ત પેગમબરે પોતાની દીન જાહેર કીધી ત્યાર પછી થોડા વખતમાં લખાએલું હોય એવું દીસે છે. જરથોશ્તે પોતાની નવી દીન એક મોહતી મીજલસ અગાઉ ભાષાણો રૂપે સહમજાવીને આશકારા કીધી અને તે પછી તેનાં શાગેરદોએ નજદીક તેમજ દુર જાહેર કીધી. તેની ખુબી આશકારા થયાથી, ખુદ જરથોશ્તનાં પોતાનાં વખતમાં જેટલા એ દીનમાં દાખલ થયા હોય તેટલા બલકે તેથી વધારે તેની પછી એ દીનમાં દાખેલ થવા લાગા હોય. તે વખતે તે નવા દાખેલ થનારાઓ માટે, એક ટુકું પણ અસરકારક, એક નાનું પણ જરથોશ્તી તરીકેની સઘલી ફરજો દેખાડનારૂં એકરારનામું જોડવાની ફરજ પડી હોય, જે એકરારનામું તે આપણો આજની બાબદવાલો હા હોય. એ ઉપરથી માલમ પડે છે કે એ હા જરથોશ્ત પછી તુરત થોડા વખતમાં જોડાયો હોય. બીજા પાછલા અવસ્તાની આગમચ એ જોડાયો હોય તેની ઘણી સાબેતી માલમ પડે છે.

૧) લું તો એની ભાષા બીજાં અવસ્તાનાં લખાણ સાથ સરખાવતાં જુની દેખાય છે. ગાથા ભાષામાં જેમ શબ્દની છેડેનાં પ્રત્યયો લાંબાં આવે છે તેમ એના શબ્દોની છેડેના સ્વરો દીર્ગ થએલા દેખાય છે. જેમકે ·ـﻣﻦ ચ=અને) ને બદલે ·ـﻣﻦ 'ચા' મલે છે.

૨) જું એ એકરારનામાંમાં આપેલાં જરથોશ્તનાં શાગેરદોના નામ ઉપરથી માલમ પડે છે કે એ એકરારનામું પુરાનું હોવું જોઇયે. એ એકરારનામાં વાલા હાનાં ૬ થા ફકરામાં એકરાર કરનાર શખસ ભણે છે કે "જે રીતવાલો કએ ગુશતાસ્પ હતો

જે રીતવાલા ફરશોસ્તર અને જામાસ્પ હતા........તેજ રીત અને તરીકાવાલો હું છું." હવે એ ત્રણે શખસો જરથોશતનાં શાગેરદો હતા એવું આપણ જાણીએ છીએ. ઇજશને (હા.૪૬૬.૧૪). ઉપરથી અને આંવાં (ફ. ૧૦૪) અને ફરવરદીન (ફ. ૯૯) યસ્તો ઉપરથી સીધ્ધી રીતે માલમ પડે છે કે કએ ગુશતાસ્પ જરથોશતનો પોતાનો શાગેરદ હતો. ગોશ યસ્ત (ફ. ૨૬) અને અરશીસંગ યસ્ત (ફ. ૪૬) ઉપરથી માલમ પડે છે કે હુતોશ નામની એક ભલી સ્ત્રી પણ જરથોશતની શાગેર્દ હતી. હવે રામ યશ્ત ઉપરથી માલમ પડે છે કે હુતોશ નામની સ્ત્રી કએ ગુશ્તાસ્પની બાયડી હતી. એ ઉપરથી આડકતરી રીતે પણ માલમ પડે છે કે જ્યારે કએ ગુશ્તાસ્પની સ્ત્રી જરથોશતની શાગેર્દ હતી ત્યારે કએ ગુશ્તાસ્પ પોતે પણ જરથોસ્તનો પોતાનો શાગેર્દ હોવો જોઇએ.

હવે ફરશોશતર અને જામાસ્પ પણ જરથોસ્તના શાગેર્દ હતા એમ ઇજશનેના ૪૬ માં હા (ફ. ૧૬, ૧૭) ઉપરથી માલમ પડે છે. ઇજશનેમાં ૫૧ મા હા (ફ. ૧૭) માં કએ ગુશ્તાસ્પનાં નામની સાથેજ એઓનાં નામ આવે છે, તે ઉપરથી માલમ પડે છે કે એ ઓ જરથોસ્તનાં તેનાં વખતનાંજ શાગેર્દો હતા. ઇજશનેનાં "પેરેસત ફ્રશઓસ્ત્રો" નામનાં ૭૧ મા હામા ફરશોસ્તરની ખુદ જરથોશત સાથની પુરસશ યા સુખનુ વર્ણન આપેલું છે. એ ઉપરથી પણ માલમ પડે છે કે એઓ ખુદ તેના વખતનાં શાગેર્દો હતા.

હવે જ્યારે એ હામાં એકરાર કરનાર શખસ ખુદ જરથોશતનાં પોતાનાં વખતનાંજ એ શાગેર્દોનાં નામ દેઇ તેઓનાં તરીકા પ્રમાણે ચાલવાને કહે છે અને કોઇ પછીનાં વખતનાં શાગેર્દો જેઓમાં ફરવરદીન યશતનાં ૨૬ અને ૨૭ મા કર્દામાં નામો જલવાઇ રહયાં છે તેઓનાં નામો દેતો નથી, ત્યારે એ ઉપરથી માલમ પડે છે કે એ એકરારનામું જરથોશત પછી તુરત જોડાએલું હોવું જોઇએ.

૩) જું એ એકરારનામામાં સમાવેલા વીચારની સાધારણ વલાંણ (spirit) તપાસીએ છીએ ત્યારે તે ઉપરથી પણ માલમ પડે છે કે એ જરથોશ્ત પછી તુરતનાં વખતમાં લખાયેલું હોવું જોઇએ. કારણ કે એમાં આપણે તે બે બાબદ ઉપર ભાર મુકેલો જોઇએ છીએ જે કે ઉપર આપણે જાણીએ છીએ કે ખુદ જરથોસ્તની પોતાની ગાથા વાણીમાં ભાર મેલેલો છે; અને તે એ કે એક તો ભટકતી જીંદગી મેલી દેઈ ઘેરબારવાલી સાંત જીંદગી ગુજારવી અને બીજું તો દેવોની સંગત તરક કરવી.

**એ એકરારનામાનાં ભાગો**—એ કબુલાતનામાંનાં ૬) ભાગ થઈ શકે છે. ૧) લા ભાગમાં ભણનાર શખસ, દએવ–યસ્નની રાહ છોડી દેઇ જરથોશ્તી માજ્દયસ્નની થવાનો અને અહુરમજ્દને સઘલી ચીજોને પેદા કરનાર તરીકે માનવાનો એકરાર કરે છે.

શરૂઆતમાંજ દેવોનો નાશ કરવાનો પોતાનો વીચાર જાહેર કરી તે એકરાર કરે છે કે "માજ્દયસ્ની, જરથોશ્તી, દેવથી જુદો, અહુરમજ્દી મહજ્બવાલો, અમશાસ્પંદની વખાંન કરનાર, અને અમશાસ્પંદોની આરાધના કરનાર તરીકે હું કબુલ થાઉં છું. ભલા અને ભલી દાનાઇવાલા, અશો, નુંરમંદ અને ચલકાતમંદ અહુરમજ્દને માટે (એટલે તેની પેદા કરેલી) સઘલી ચીજો છે એમ હું જાણું છું, કારણ કે જે કાંઇ સૌથી સરસ ચીજો છે તે તેની છે. જેનાં (હોરમજ્દનાં) ગોસ્પંદ છે, જેનો અનાજ છે, જેના સેતારાઓ છે, અને જેના સેતારાઓ સાથે રોશની મલેલી છે:(ક. ૧)."

બીજા ભાગમાં ભણનાર માજ્દયસ્નીઓનાં રેહેથાંનોને નુકસાંન નહીં કરવાને બલકે બીજાઓથી થતાં નુકસાનથી તેઓને બચાવવાને કબુલ થાય છે પોતા માટે ડાહાપણ ઇચ્છી તે કહે છે કે "ચોરો અને રાહજનથી હું ગોસપંદોનો બચાવ કરૂં અને માજદયસ્ની મોહલ્લાઓને નુકસાન અને બીઆબાંનીથી બંચાવું."

"મારા લાગતા વલગતાઓને મરજી પ્રમાણે ફરવા હરવાનું અને મરજી પ્રમાણે રહેવું હું આપીશ કે તેથી તેઓ આએ જમીન ઉપર ગોસપંદો સાથે (સુખેથી) રહે" એટલું કહી પોતે એવું કાંમ હવે નહી કરવાને નીચલા શબ્દોમાં કબુલ થાય છે. "ઉંચા હાથ કરી કીધેલી નેમાજથી સચ્ચાઇને હું એ પ્રમાણે વખાંણું છુ (એટલે સાચ્ચું કહું છું કે માજદયસ્નીઓનાં મોહલા તરફ નુકસાન અને બીઆબાની માટે હું ઉભો નહીં રેહીશ, મારા બદન અને જીવના પ્યારમાં પણ નહીં (એટલે મારો જાન જાય તોપણ નહીં). (ફ. ૨ ને ૩)

ત્રીજા ભાગમાં ભણનાર શખસ દેવો તરફ પોતાનો ધીક્કાર બતલાવી તેઓથી દુર રહેવાને કબુલ થાય છે. તે કહે છે કે "પાપી, બુરા, જુઠા, બુરૂં જાણનારા દેવોની સરદારીને હું ધીક્કારૂં છું, (કે જે દેવો) હૈયાતી ભોગવનારાઓમાં ઘણાજ જુઠા, ઘણાંજ અપવીત્ર અને ઘણાજ બુરા છે. દેવોની, દેવને લગતાઓની, જાદુગરોની, જાદુગરોને લગતાઓની, અને હૈયાતી ભોગવનારાઓમાનાં કોઇબી બુરાની સરદારીને હું મારા વીચાર, વચન, અને કાંમથી ધીક્કારૂં છું. જેમ નુકસાન કરનાર દરવંદની સરદારીને ધીક્કારૂં તેમ એઓની સરદારીને ખચ્ચીત ધીક્કારૂં છું." (ફ. ૪, ૫, ને ૬). એ પ્રમાણે દેવો તરફ પોતાનો ધીક્કાર જાહેર કરી ભણનાર શખ્સ ખુદ જરથોશ્ત પેગમબરનું નામ લેઈ પોતાનો ધીક્કાર જાહેર કરે છે કે જેમ જરથોશ્તે કર્યું છે તેમ હું કરૂં છું. તેના શબ્દો નીચે પ્રમાણે છે. "જેમ તમામ સવાલ જવાબોમાં અને તમામ મુલાકાતો—જેમાં હોરમજદ અને જરથોશ્તે વાતચીત કરી તે—માં જરથોશ્તે દેવોની સરદારી ધીક્કારી તેમજ હું કે જે માજદયસ્ની જરથોસ્તી છું તે દેવોની સરદારીને ધીક્કારૂં છુ"

ચોથા ભાગમાં ભણનાર આએ દુનીઆમાં પોતે કેવી રીતે હવે પછી વરતશે તે જાહેર કરે છે. તે કહે છે કે "જેવી રીતના પાણીઓ છે, જેવી રીતના ઝાડપાનો છે, જેવી રીતના સારી પેદા-

યશવાલાં ગોસપંદો છે, જેવી રીતનો અહુરમજદ છે, જેણે જમીન અને અશો મરદને પેદા કર્યાં, જેવા તરીકાનો જરથોશ્ત હતો, જેવા તરીકાનો કએ ગુશ્તાસ્પ હતો, જેવા તરીકાના ફ્રશોઓસતર અને જામાસપ હતા અને જે તરીકાનો સાચ્ચુ કાંમ કરનારા અશો લોકોમાનો કોઈબી રોશની આપનાર (પેગમબર) હતો તે (રીત) તરીકાનો તે એતેકાદનો હું છું" (ફ. ૭).

પાંચમાં ભાગમાં ભણનાર પોતાને પાછો માજદયસ્નની જરથોશતી તરીકે જાહેર કરી જરથોશ્તી ધર્મની નીતીની ફીલસુફી પ્રમાણે પોતાની નીતીનો પાયો "હુમત હુખ્ત અને હવર્શત" ઉપર રચવાનો નીચલા શબ્દોમાં એકરાર કરે છે કે "હું માજદયસ્ની છું. માજદયસ્ની જરેથોશતી તરીકે (દીનની) વખાન કરનાર અને (તે પર) ઇમાંન લાવનાર (થવાને) હું કબુલ થાઉં છું. નેક વીચારેલા વીચારને નેક ઓચરેલા વચનને અને નેક કરેલાં કાંમોને હું વખાંણું છું." (ફ. ૮). એ ભાગ એની પછીના ભાગ સાથ આપણ જરથોશ્તીઓ દરરોજ કુસ્તીની નીરંગની શેવટે "જસમે અવંઘાહે મજદ"થી શરૂ કરી ભણીએ છીએ.

છથા અને સેવટનાં ભાગમાં ભણનાર શખ્સ જે દીનને તે કબુલ રાખે છે અને જેને માટે તે આએ એકરારનામું ભણે છે તે દીનને નીચલા શબ્દોમાં વખાણે છે. "ભલી માજદયસ્ની દીનને હું વખાંણું છું જે તકરારને તોડનારી, હથીઆર છોડાવનારી, પોતાવતપણું આપનારી અને અશો છે, જે હાલની અને હવે પછી થનારી દીનોમાં ઘણી મોટી, ઘણી સરસ, અને ઘણી શ્રેષ્ઠ છે અને જે અહુરમજદી જરથોશ્તી છે. સઘલી નેઆમતો અહુરમજદની તરફથી (આપણને પોંહોંચે છે એમ) હું કબુલ કરૂં છું. માજદયસ્ની દીનની આએ વખાન થાઓ." (ફ. ૯)

**એ એકકરારનામાની મતલબ**—એ છએ ભાગોને સામટા લેઇએ તો એ એકરારનામાનો સાર નીચે પ્રમાણેછે. "હું દેવોના

તરીકાથી ઉલટો અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનાર માજદયસ્ની જરથોસ્તી છું. હું અમશાસ્પંદોની સ્તુતી કરનાર છું. સઘલી પેદાયશોનાં પેદા કરનાર તરીકે અહુરમજદને માનું છું. ભલાં ડાહાપણને પસંદ કરૂં છું, તે મને મલો. ગાએ ગોસપંદોને ચોરો અને લુટારાઓથી બચાવીશ અને માજદયસ્નીઓના મોહલાઓને નુકશાન થતું અટકાવીશ. સઘલા માજદયસ્નીઓ પોતાની મરજી પ્રમાણે સલાંમતીથી રહે તેમ કરીશ. અને મારો જાન જાય તોપણ હું માજદયસ્નીઓને નુકસાંન નહી કરીશ. બુરા દેવોની સરદારીને હું વિક્કારૂં છું, તેઓની સંગત હું કદી કરીશ નહી. પાણી, ઝાડ પાંન, ગોસપંદની, રીત પ્રમાણેનો અને અહુરમજદ, જરથોશ્ત, ફ્રશઓસ્તર અને જામાસ્પના તરીકાવાલો થઇશ. સારા વિચાર, સારા વચન અને સારાં કામ હમેશાં અખત્યાર કરીશ. સુલેહ સંપજ જાળવનારી, પોતાવતપણું આપનારી, ભલી અહુરમજદી જરથોશ્તી માજદયસ્ની દીન જે હાલની અને હવે પછીની દીનોમાં ઘણી શ્રેષ્ઠ છે તેને હું વખાણીશ."

એટલા શબ્દોમાં "નાઇસીમી દએવો" નામનાં દીનનાં એ કલમાનું, એ માજદયસ્ની એકરારનામાનું, એ જરથોશ્તી કબુલાતનામાંનું તાતૃપર્ય નીકલે છે.

હવે એ જરથોશ્તી દીનમાં દાખેલ થનાર અથવા દાખેલ થયલો એક શખસ એ અવસ્તા ભણીને એ છ ભાગો પ્રમાણે શું એકરાર કરે છે તે આપણે એક પછી એક વીગતવારી તપાસીએ. એ તપાસમાં બીજો અને ત્રીજો ભાગ (ફ.૨ થી ૬) જેમાં એક જરથોશ્તી માજદયસ્ની મોહલ્લાઓને બચાવાને અને દેવથી દુર રહેવાને કબુલ થાય છે, તે પેહેલાં હાથ ધરીશું. નહીં કે તે બીજા ભાગો કરતાં કોઈ રીતે વધારે અગતનાં એકરારો છે એટલા માટે, કારણ કે વધારે અગતનો ભાગ તો તે છે કે જેમાં એક જરથોસ્તી પોતાની નીતીની જીદંગીનો પાયો "હુમત, હુખ્ત અને હવર્શત"પર રચે છે. પણ એ ભાગો આપણ પેહેલા હાથ ધરીશું તે એટલા માટે કે

તેઓ તે જમાનો કે જ્યારે એ હા લખાયો હતો તે જમાનાંનાં લોકોનાં વીચારની વલાંણ દેખાડે છે, તેઓની જીંદગીની હાલતનું ચીત્ર આપે છે, તેઓના ધંધા રોજગારની રીતોની સહમજન આપે છે અને તેઓનાં ધર્મ અને એકીનનો વીચાર આપેછે. ટુકમાં કેહીએ તો માણુસ જાતના વધારા અને સુધારાની આખી તવારીખમાં તે કીઓ સફો હતો કે જ્યારે આપણો બરહક પેગમ્બર પેદા થયો અને આપણી ભલી માજદયસ્નીની દીન જાએજ થઇ તે એ બે ભાગોની તપાસ અને તેમાં પણ મુખ્ય કરીને બીજા ભાગની તપાસ આપણુને દેખાડે છે. બીજા ભાગની તપાસ આપણુને તે જમાનાનાં માણુસનું એક સંસારી ચીત્ર તપાસવા કાંમ લાગે છે, અને ત્રીજા ભાગની તપાસ તેઓનાં ધર્મ અને એકીન વિષેની તપાસ ઉપર આપણુને લેઇજાય છે.

પેહેલાં આપણુ બીજા ભાગની તપાસ હાથ ધરીશું. એ ભાગ (ફ. ૨ ને ૩)માં એક જરથોસ્તી એકરાર કરે છે કે હું ગોસપંદા ને લુતારા અને રાહજનથી બચાવીશ, માજદયસ્નની મોહલાઓને નુકસાન થવા ન દેઇશ, અને મારો જાન જાએ તો પણ હું પોતે એવું કાંમ કદી નહીં કરીશ." ટુકમાં કેહીએ તો ભણુનાર દરેક માણુસની મીલકત જીંદગી અને છુતાપણું જાલવી રાખવા કબુલ થાય છે. એ ફકરો જેને અવસ્તાનાં બીજા ભાગોથી મજબુત ટેકો મલે છે, તે એવું દેખાડે છે કે આપણા પેગમબર જરથોસ્તનું જનમવું તે વખતે થયું હતું કે જે વખત આર્ય પ્રજાની તવારીખમાં એક અગતનો વખત હતો.

પેહેલાં આપણુ જરથોસ્તની આગમચની માણુસ જાતની તવારીખ ઉપર નજર ફેરવી જઇએ કે જેથી આપણુને આપણા પેગમબરનાં જનમનો એ વખત માણુસ જાતની તવારીખમાં અગતનો વખત કેમ હતો તે માલમ પડશે.

**જરથોશ્તની આગમચની એરીઅન પ્રજાની હાલત.**—અસલી માણસ જાત ઘણાં પુરાતન વખતમાં, પોતાની જીંદગીનો નીભાવ જંગલે જંગલ ભટકી ઝાડપાનનાં ફુલ ફલો ઉપર કરતાં હતાં. જંગલમાં ભટકતાં જાનવરોનો શેકાર કરી તેઓનો ભક્ષ કરતાં હતાં.

**ભરવાડી જમાનો.**—આસ્તે આસ્તે પછી તેઓ એ હાલત મેલી દેઇ ભરવાડી હાલત ઉપર આવ્યાં કે જે વખતનો તેઓનો જમનો ભરવાડી જમાનો (pastoral age) તરીકે જણાયલો છે. એ હાલતમાં તેઓ પાલી શકાએ એવાં પ્રાણીઓને પાળી તેઓનાં દુધે દહી અને બીજી પેદાયશો ઉપર પોતાનો ગુજારો કરવાં લાગાં. તદન જંગલે જંગલ ભટકતી જીંદગી ઉપરથી અને જંગલી જાનવરોનો ભક્ષ કરવાની હાલત ઉપરથી તેઓ જરા સારી સ્થીતીમાં આવવા લાગાં એમ ઘણુંક જમાના સુધી ચાલ્યું. આપણી અસલી ઇરાંનની તવારીખમાં કીઓ વખત એવી હાલતમાં હતો તે ઉપર વીચાર કરત્તાં કયોમર્સ અને શાહ જમશેદની વચેનો વખત એવી ભરવાડી હાલતનો વખત દીસે છે. એ પાદશાહોનાં ચીત્રોમાં એઓને ચામડાંનો પોષાક પેહેડલા જણાવે છે તેજ તેઓનાં એ જમાનાની ગવાહી છે. ફીરદોશી પણ એઓને ચામડાનો પોષાક પેહેડતા જણાવે છે.

જેમ હાલનાં જમાનામાં તેમજ આગલા જમાનાંમાં જયારે એક મોટી પ્રજા અથવા એક મોટો ટોલો પોતાની હાલત ફેરવે છે ત્યારે તે પ્રજા અથવા ટોલો તે હાલત એકદમ ફેરવતાં નથી, પણ આસ્તે આસ્તે ફેરવે છે. તેઓમાં બે વર્ગો હમેશાં થતાંજ જાય છે. હાલની ભાષામાં બોલીએ તો જુના વીચારનાં અને સુધારાવાલા એવી બે ટોલકીઓ જેમ હાલની ૧૯ મી સદીમાં છે તેમ તમારાં ૫૦૦૦ હજાર વર્ષનાં જુના વડવાઓમાં હતી. જુના અને નવા વીચાર વચ્ચે જગડો જેમ હાલ ચાલુ છે તેમ હજારો વર્ષપર હતો, ફરક એટલોજ કે આપણામાં તે ઝગડો હાલ મગજથી અને તેના

હથીઆરો જીભ અને કલમથી ચાલે છે ત્યારે તે અસલનાં જમાનાના લોકોમાં, મગજને બદલે હાથો અને લાકડાંની કલમને બદલે લાકડાંનાં સોતા અને તીરકાંમઠાંથી ચાલતો હતો. એમાં અજાયબ થવા જેવું કાંઇ નથી જ્યારે આપણ જોઇએ છીએ ત્યારે કે આપણા સુધરેલા કેહેવાતા જમાનામાં પણ ફકત ત્રણસો વરસો આગમચ યુરોપ જેવા સુધરેલા ખંડમાં ક્રીસ્તી ધર્મ સંબંધી સુધારા (Reformation)નો ઝગડો મોટાં રાજ્યોવચ્ચે લડાઇથી ચાલતો હતો.

હવે આપણી ઇરાંનની તવારીખ પ્રમાણે કયોમર્સ સીઆમક અને હોશંગને જે દેવો સાથે લડાઇ કરવી પડી હતી તે દેવો કોઇ નહીં પણ તે પેહેલા જમાનાંનાં તે જંગલી–શેકારી–ભતકતી જીંદગીવાલા માણસો હતા. જંગલી–શેકારી–ભતકતી જીંદગી મેલી દેઈ જેવો ભરવાડી હાલતમાં આવતા ગયા તેઓની, તે સુધારાવારાઓની, એ હાલત તે જુના વીચારવાલા પેલા જંગલી–શેકારી ભતકતા તોલાને ગમી નહીં. એઓની જીંદગીની હાલતમાં ફેરફાર થયાથી તેઓનાં વીચાર લાગણી અને ગુણોમાં પણ કુદરતી રીતે ફેરફાર થવા લાગો. બીજી જીંદગીવાલા લોકો તદન ભતકતી જીંદગી મેલી અરધી ભતકતી જીંદગીની હાલતમાં આવ્યા. તેઓ ગાય–ઢોરને પાલવા લાગા, તેઓની માવજત કરવા લાગા, તેઓને ચરાવા લેઇ જવા લાગા, અને જંગલી જાનવરોથી તેઓની સંભાલ રાખવા લાગા. એમ કરતાં દયા, માયા, અરસપરસની મદદ એવા સારા ગુણો તેઓમાં પેલા પેહેલી જંગલી હાલતવાલા માણસો કરતાં વધારે દાખલ થયા. એ પ્રમાણે હાલત બદલાયાથી તેઓનાં ગુણો બદલાયા. એક હાથપર પેલી જંગલી હાલતવાલા લોકો (દેવો) એ ગુણો થોડા ધરાવતા હતા, બીજા હાથ ઉપર કયોમર્સ, શીઆમક, હોશંગ જેવા પાદશાહો અને તેઓના તાએફાના લોકો, પોતાની નવી જીંદગીની હાલતને લીધે વધારે સારા અને નરમ ગુણો ધરાવા લાગા. ટુકમાં તેઓ આસ્તે આસ્તે તન અને મનની હાલતમાં સુધરતા ગયા. ત્યારે તેઓ

વચ્ચે કુદરતી રીતે અનબનાવ ચાલવા લાગો. એ અનબનાવનું પરીણામ હમેશાં લડાઈઓમાં આવવા લાગું જે લડાઈઓ તે ફીરદોશી અને બીજા તવારીખનવીશોએ જાહેર કરેલી તેમજ અવસ્તામાં ઈસારાઓ કરેલી એ પાદશાહોની દેવો સાથની લડાઈઓ છે.

હવે જેવો એ ઝગડો પેહેલા અને બીજી હાલતવાલા માણસો વચ્ચે ચાલ્યો હતો તેવો બીજી અને ત્રીજી હાલતવાલા માણસો વચ્ચે ચાલવા લાગો. એ બીજી ભરવાડી હાલત જોકે આગલી જગંલી શેકારી ભતકતી હાલત કરતાં સારી હતી તોપણ તે હજુર અરધી ભતકતી જીંદગી હતી. માણસોના તોલે તોલાં પોતાનાં ગાય ઢોરનાં ગોવાલાંને ચરાવા એક જગાએથી બીજી જગાએ ભતકતાં હતાં. તેઓ પોતાના અસલી જંગલી ભતકતી હાલતમાંથી સારી ભરવાડી હાલતમાં આવ્યાં હતાં ખરાં પણ તેઓએ હજુર પોતાનો અરધો ભતકતો ખવાશ પોતાના ધંધાને લીધે જાલવી રાખ્યો હતો.

**ખેડુતી જમાનો**—લાંબો વખત સુધી એ પ્રમાણે ચાલ્યું. માણસ પોતાની હાલતથી કદી સંતોષ પામતો નથી. પેહેલાં તો તદન જંગલી શેકારી ભતકતી હાલતમાંથી, અરધી ભતકતી ભરવાડી હાલતમાં આવવાનું ઠીક લાગું. તે હાલત લાંબો વખત ભોગવવાથી કેટલાકો તે હાલતથી ધરાવા ન લાગા. એ તો માણસ જાતનો ખવાશજ છે. વખત જતે એમ વીચારોમાં ફેરફાર ચાલુજ રહે છે. વીદવાંન લોર્ડ બેકન કહે છે તેમ "વખત પોતેજ મોટો ફેરફાર કરનારો છે." કેટલાકો ને હવે અરધી ભતકતી ભરવાડી જીંદગી પસંદ નહીં આવવા લાગી. જે ગાય ઢોરોને લેઈ તેઓ એક ગમથી બીજી ગમ ભતકતા હતા તેઓને લેઈને એક ઠેકાંને થરીથાંમ રેહેવાનો તેઓને વીચાર સુજવા લાગો. જે ગાય ઢોરોનાં દુધ દહી ઉપરજ તેઓ ગુજારો કરતા હતા તેઓમાંનાં કેટલાકને બીજા ઉપયોગોમાં લાવવાનો તેઓને વીચાર થવા લાગો એટલે હવે ભરવાડી જમાનો મુકી ખેડુતી જમાનાં (agricultural age

ની શરૂઆત થવા લાગી. માણસોએ એક જગાએ રહી, હવે પોતાનાં ઢોરોને ખેતીનાં ઉપયોગમાં લાવવાનો વીચાર કીધો.

આપણી ઈરાંનની તવારીખના સફાઓ ઉપર નજર કરતાં શાહ જમશેદના રાજ તરફ આપણે એ જમાનાંની શરૂઆત તરીકે આંગલી બતાવીશું. અને તે તવારીખની તેમજ અવસ્તાની શાહાદતથી બતાવીશું. નામાંકીત ફીરદોશીનાં જગ પ્રસીદ્ધ શાહનામાં ઉપરથી તેમજ આપણા અવસ્તા (વં. ૨)નાં ઈસારાઓ ઉપરથી ચોકસ દીસે છે કે બાંધકામનો અને ખેતીનો હુનર એ પાદશાહનાં રાજમાં દાખેલ થયો હતો. એ ખોલ્લું દેખાડે છે કે ભરવાડી જમાનાપરથી ખેડુતી જમનાંની ખરી શરૂઆત એ પાદશાહના વખતમાં ચોકસ રીતે થઈ હોશે. આપણે આગલ કહ્યું તેમ યાદ રાખવું જોઈએ કે કોઈબી ફેરફાર—પછી તે ધર્મ સંબંધી હોય, કે રાજદ્વારી હોય, રાજદ્વારી હોય, કે સંસારી હોય તે—એકદમ અમલમાં આવી જતો નથી. તેની શરૂઆત થતાં થતાં આસ્તે આસ્તે તે પછી ચોકસ રૂપ લે છે. એજ પ્રમાણે એ ખેડુતી જીંદગીનું પજરણ આસ્તે આસ્તે પડીને જમશેદના જમાનામાં તેની ચોકશ સરૂઆત થઈ હોય. આપણે જાણીએ છીએ કે ફીરદોશીની તવારીખ પ્રમાણે તેમજ અવસ્તા પ્રમાણે એ પાદશાહનું રાજ ઘણુંજ મશહુર છે. એનું કારણ આપણે ઉપર જોયું તેમ એ દીસે છે કે એ રાજથી માણસની હાલતની તવારીખમાં જાણે એક નવો સફો ઉંગડયો.

વંદીદાદની બીજી પરગરદ પ્રમાણે એ પાદશાહે એક "વર" બાંધ્યો અને પછી તે "વર" એને ત્રણ ત્રણ મરતબે વધાર્યો. એ ઉપરથી સહમજ પડે છે કે ભટકતી જીંદગી મેલી દેઈ, એકજ જગા ઉપર રેહીને સાંત જીંદગી ગુજારવા માટે એણે એક સ્વસ્થાંન બાંધ્યું અને એ નવી રીતે જીંદગી ગુજારવાની શરૂઆત કીધી. આસ્તે આસ્તે લોકોને તે પસંદ પડતી ગઈ. ભતકતી જીંદગી મેલી દેઈ સાંત જીંદગી એક જગાએ ગુજારવાનું ઘણાઓ-

ને પસંદ પડયું. તેથી એ પાદશાહને પોતાનું સ્વસ્થાંન ત્રણ ત્રણ મરતબે વધારવું પડયુ. ભતકતી જીંદગી મેલી એક જગાએ સાંત જીંદગી ગુજારનારાઓને એણે મકાનો બાંધી મદદ કીધી એટલુંજ નહીં પણ વંદીદાદની ૨જી પરગરદ પ્રમાણે એણે તેઓનો કારોબાર સારી રીતે ચલાવ્યો. આપણે આગલ કહયું તેમ માણસની જીંદગીની હાલત ફેરવાય તેમ તેના ગુણો અને ખાસીએતોમાં પણ ઘણા સારા ફેરફાર થાએ. એ કારણને લીધેજ એના સ્થાપેલા મુલકનાં લોકો અરધા ભટકતાં ભરવાડી રખડતાં લોકો કરતાં ઘણાં સારાં નીવડયાં અને એના મુલકમાંથી મગરૂબી, અદેખાઇ વીગેરે દુરગુણો દુર થયા.

એ પ્રમાણે જમશેદ, માણસ જાતની તવારીખમાં એક નવો સફો ખોલનાર હતો. એજ કારણને લીધે અવસ્તામાં કહે છે કે એને હોરમજદે નવી દીન આપવા કેહી. તે એણે ના પાડી પણ, એક પાદશાહ તરીકે સારો કારોબાર ચલાવાને કબુલ કર્યું. જ્યારે માણસો ભટકતી જીંદગી મેલી દેઇ એક જગાએ એકજ મુલકમાં રેહેવા લાગા ત્યારે તેઓના સારો કારોબાર માટે, તેઓની સુલેહ સંપજમાટે, તેઓની તંદરોસ્તી માટે ઘણુંજ કરવાનું હતું. તે જમશેદે કીધું. ચોકસ દીન અને ધર્મ સ્થાપવાની બાબદમાં તે નીશફલ થયો. તેનાથી જે કાંઈ કરવાનું બાકી રહ્યું હતું તે પછી જરથોશ્તે કીધું અને તે ઘણા મજબુત અને સારા પાયા ઉપર, અને તે વલી ઘણાં સુધારા અને વધારા સાથ. જે કાયદા જે રીતો જે કાનુનો અને જે તરીકાથી તે સઘલું જરથોશ્તે કર્યું તે પાછલથી જરથોશ્તી દીન તરીકે મશહુર થયાં

હવે આપણે આગલ કહયું તેમ એ બીજા ભરવાડી જીંદગીવાલા અને તીજી ખેડુતી જીંદગીવાલા વચ્ચે પણ હમેશાં ઝગડો ચાલ્યા કરતો હતો. પાછલા સંસારી ગુણો અને નીતીની ખાશીએતોમાં પેહેલા કરતાં ખુદરતી રીતે શ્રેષ્ટ અને સરસ હતા. તેથી તેઓ પેહેલાને ધીક્કારતા હતા. વલી પેહેલા ભટકતી જીંદગી ગુજા-

રનારાઓ એક જગાએ સાંત રહેનારાઓ ઉપર વારેઘડીએ છુપી રીતે ધાર પાડી તેઓનાં ગાય ઢોરો અને રાચરચીલાં ચોરી જતા હતા તેઓની માલ મતાને નુકસાન કરતા હતા, અને તેઓનાં રેહેવાના મકાનને ખરાબ કરતા હતા. એજ કારણને લીધે ઇજશનેના ૯ મા હા (ફ. ૧) પ્રમાણે જરયોશ્ત હોમ પાસે જે ૭ બક્ષેસ માગે છે તેમાં છથી બક્ષેસ એ માગે છે કે તે "ચોરો, લુટારાઓ અને વરૂના આવવાથી આગમચથી વાકેફ થાએ કે તેથી તેઓ એનાં ગોસપંદોને ચોરી લેઇ જઇ ન શકે."

એજ કારણને લીધે વંદીદાદમાં કુતરાનું રક્ષણ કરવા અને તેને નુકસાંન નહીં કરવાનું જખજા ફરમાંન આપે છે. ભરવાડી જીંદગીવાલાઓ જેઓ ખેડુતી જીંદગી ગુજારનારાઓનાં ઘેરો અને મોહલ્લાઓ ઉપર હુમલો કરી તેઓનાં ગાય ગોસપંદ અને માલ મીલકત ચોરી લેઇ જતા હતા તેઓ સામે બચાવ કરવા માટે અને વરૂઓનાં હુમલા સામે બચાવ કરવા માટે કુતરા ઓ ઘણા ઉપયોગી થઇ પડતા હતા. વંદીદાદ (પરગ. ૫ અને ૧૩) પ્રમાણે તો કુતરાઓની કેટલીક જાતના નામો તેઓનાં કામ ઉપરથી આપ્યાં હતાં, કે જેમ હાલમાં, નામો આપવામાં આવે છે. એ કેતાબ પ્રમાણે પશુઓનું રક્ષણ કરનાર કુતરાની જાતને પસુશહઉર્વ એટલે "પસુનું રક્ષણ કરનાર" એવું નામ આપ્યામાં આવ્યું હતું. અને મોહલાનું રક્ષણ કરનાર કુતરાની જાતને વીશહઉર્વ એટલે મોહલાનું રક્ષણ કરનાર એવું નામ આપવામાં આવ્યું હતું. વંદીદાદ (૧૩ ફ. ૧૦)માં એવા ચોરોથી બચાવ કરનાર કુતરાને મારનારને ગુનેહગાર કહયો છે. ત્યાં કહે છે કે "જે કોઇ "પસુનો બચાવ કરનાર" કુતરાને ફટકો મારે અથવા તો તેનો કાન કાપે અથવા તો તેનાં પગનો કોઇ ભાગ કાપી નાખે કે જેને લીધે ચોર અથવા વરૂ વાડાઓ તરફ આવે અને વગર જાણવે વાડામાંથી માલ મીલકત (એટલે ગાય ઢોર) ચોરી લેઈ જાય તો તે ચોરાએલાં પશુ માટે (તે ફટકો

મારનાર શખસ) તોજેશ કરે અને કુતરાને જાણી જોઇને જખમ કીધો તેની સજામાં તોજેશ કરે." બીજા ફકરામાં કહે છે કે એ પ્રમાણે પશુ અને મોહલ્લાઓની પાસબાંની કરનાર કુતરાઓને મારનાર માણસોનું રવાન તેઓનાં મરણ બાદ બીહે છે.

એજ કારણને લીધે ત્યારે આપણાં એકરારનામાંના બીજા ભાગમાં દીનમાં દાખેલ થનાર એકરાર કરે છે કે "ચોરથી અને રાહજનથી હું ગોસેપંદનો બચાવ કરૂં. માજદયસ્નીઓનાં મોહલાને નુકસાન અને બીઆબાંનીથી બચાવું." એ એકરારનામાનો ત્રીજો ફકરો એ બાબેની વધારે ખોલ્લી કબુલાત છે. જેઓ ભતકતી રખડતી જીંદગી ગુજારનાર હતા અને તેથી ઘરબાર માંડી સુલેહ સંપજથી ખેડુત તરીકેની જીંદગી ગુજારનાર માજદયસ્નીઓને દુખ દેનારા હતા તેઓને માટે એ એકરારનામું ખચીત કરીને હતું તે ઉપલા અને તેની પછીના ફકરા ઉપરથી માલમ પડે છે, કારણ કે એ ફકરા પ્રમાણે એક શખસ જે એ ગુનાહ આજ સુધી કર્યા કરતો હોએ તે હવે પછી એ ગુનાહ કદી નહી કરવાને માટે, પોતાનો જાંન જાય તોપણ, નહી કરવાને માટે કબુલ થતો હોય તેમ દીસેછે. ત્રીજા ફકરામાં તે કહેછે કે "મારા લાગતા વલગતાઓને મરજી પ્રમાણે ફરવા હરવાનું અને મરજી પ્રમાણે રેહેવાનું હું આપીશ કે જેથી તેઓ આએ જમીન ઉપર ગોસપંદો સાથે (સુખેથી) રહે. ઉંચા હાથ કરી કીધેલી નેયાજથી સચ્ચાઇને હું એ પ્રમાણે વખાંનુંછું, (એટલે સાચ્ચું કહુછું કે) માનદયસ્નીઓનાં મોહલા તરફ નુકસાન અને બીઆબાંની માટે હું ઉભો નહી રેહશ, મારા બદન અને જીવનાં પ્યારમાં પણ નહી (એટલે મારો જીવ જાય તોપણ નહી.)

એ તપાસ ઉપરથી અને આપણાં એકરારનામાનાં એ ભાગ ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે આપણા બરહક પેગમબરનું જનમવું તે વખતે થયું હતું કે જે વખતે એ ખેડુતી અને સાંત જીંદગી ભોગવનાર માણસોનું બીજા તબક્કાવાલા અરધી

ભટકતી જીંદગીવાલા ભરવાડી લોકોથી જુદા પડવાનું કામ ચાલતું હતું. આપણે આગલે જોયું કે એ કાંમ છેક જમસેદનાં વખતથી ચાલુતો થઇ ચુકું હતું પણ જરથોસ્ત પેગામબરે આવી તે કાંમને પોતાની નવી દીનનાં ફરમાનો પ્રમાણે ઘણું ધમધુકાર વધાર્યું.

જરથોસ્તી ધર્મમાં ખેતીનાં કાંમને જાબજા વખાંન્યું છે. તે એજ કારણને લીધે છે. વંદીદાદની કજી પરગરદ એ બાબેનાં ફરમાનોથી પુર છે. એ પરગરદનાં ૩૦ માં ફકરામાં તો ખેતીને ખુદ માજદયસ્નની દીનનાં ફરમાંનની વૃધી ગણી છે. ખેતીને એટલી બધી શ્રેષ્ટ ગણવાનું બીજા કારણો સાથે એ પણ એક કારણ છે કે ભટકતી જીંદગી કરતાં સાંત એક જગાએ ઠરીઠામ થઇ રેહેવાની ખેડુતી જીંદગી માણસ જાતના તન મનનાં સુખ માટે ઘણી બેહેતર છે. એ પ્રમાણે ખેતીની તરફેણમાં જાબજા ફરમાનો આપી જરથોસ્તે, હુજુર અરધી ભટકતી જીંદગી ગુજારનાર પોતાનાં બીજા આર્ય ભાઇબંધુઓથી છુટું પડવા (Schism)નું કાંમ આગલ ચલાવ્યું.

વળી જરથોશતી ધર્મમાં જમીનને પવીત્ર સ્વચ્છ અને સાફ રાખવાનાં ઘણી બારીક અને તુલાતવીલ ફરમાનો છે તે પણ તે વખતના ફેરવાતા જમાનાનું એક પરીણામ છે. જયાંસુધી માણસો ભરવાડી જીંદગી ગુજારી આજે અંહી તો કાલે ત્યાં એમ એક જગાએથી બીજી જગાએ જતાં હતાં ત્યાંસુધી એવાં ફરમાનોની ઘણી અગત ન હતી. જો એક જગા નસા વીગેરે દરદ ઉત્પન્ન કરનારી નજીસાતથી અપવીત્ર થતી હતી તો તેમાંથી કાંઇ ખરાબ પરીનામ માણસ જાતને નીપજવાની ધાસ્તી ન હતી, કારણ કે જો કોઇ જગા એવી રોગજનક યા, નુકસાનકારક માલમ પડે તો તુરત તેઓ તે જગાએથી બીજી જગાએ ચાલી જતા હતા. પણ જ્યારે જરથોશ્તે અરધી ભટકતી જીંદગી મેલી દેઈ માણસોને ખેડુતી ધંધો પકડી, એક જગાએ ઠરી ઠામ થઇ, કુટુંબપરીવાર વાલા અને ઘેરબારવાલા થવાની ભલામણ કીધી અને ભટકતા બુરા

માણસોથી છુટા પડી એકજ જગાએ મકાંન કરી કાયમ રહેવાની સીફારસ કીધી, ત્યારે તો માણસ જાતની તંદરોસ્તી માટે અવશ્યનું હતું કે તેણે જમીનને સ્વચ્છ અને પવીત્ર રાખવાનાં ફરમાનો પોતાના ટોલાનાં લોકોને આપવાં. આગલ જ્યારે માણસ ભટકતી જીંદગી ગુજારતાં હતાં ત્યારે જે બેદરકારીથી તેઓ પોતાની આસપાસની જમીનનો ઉપયોગ કરતાં તેવીજ રીતે હવે કર્યાથી તે જાગુકના રેહેનારા માણસોને આજુબાજુની ગલીચીનાં દુખ દરદોનાં ઉપદ્રવથી નુકસાંન ખમવું પડ્યું. એ કારણને લીધે ત્યારે જરથોશતને જમીનની સુગટાઇ અને જાલવણી માટે ચોકસ અને બારીક ફરમાંનો આપવાની ફરજ પડી અને તે ફરમાંનો જે તોડે તેને સખ્ત સીક્ષા કરવાના ફરમાનો જાહેર કરવા પડ્યાં. એવા સુખસાન્તીનાં તે જમાનાનાં કેટલાંક ફરમાનો આપણને હાલ ઘણાં સખ્ત લાગે છે, પણ ઉપલી બાબદનો વીચાર કર્યા પછી તેટલાં સખ્ત લાગતાં નથી. જો માણસો પોતાની ભટકતી હાલતમાં જનીનનો જેવો ઉપયોગ કરતાં હોય તેવોજ ઉપયોગ એકજ શેહેર જ્યાં તેઓ જાગુક વસતાં હોય ત્યાં પણ કરે તો અલબતે દુખ દરદોનાં તેઓ મોટા ભોગ થઇ પડે. પોતાની સુધરેલી હાલત પ્રમાણે સુખસાંતીનાં સુધરેલાં સીધ્ધાંતોને તેઓએ શરણ થવું જોઇએ.'

એ તપાસ ઉપરથી માલમ પડે છે કે આપણા એકરારનામાનાં બીજા ભાગનો એકરાર હાલના વખતનાં એક જરથોશતી કરતાં ખુદ જરથોશતના વખતનાં અથવા તેની તુરત પછીના વખતનાં એક દીનમાં દાખેલ થનારને કેટલેક દરજજે વધારે છાજે. ખુદ જરથોશતનાં વખતમાં ભટકતી જીંદગી ગુજારનારાઓ—જેઓ પોતાની એવી ભટકતી હાલતને તજી અને તેને માટે પસ્તાવો કરી, જરથોશતી દીને વખાંણેલી ઘેરબારવાલી સાંત હાલત કબુલ કરે તેઓ—માટે, એ એકરાર હાલમાં દીનમાં નવા દાખેલ થનાર કરતાં વધારે લાયક છે. આપણા એકરારનામાની શરૂઆતજ એ બાબદ વધારે ખોલ્લી રીતે દખાડે છે કારણ કે ત્યાં દીનમાં દાખેલ

થનાર ખુદ શરૂઆતમાંજ કહેછે કે "નાઈસીમી દએવો ફ્રવરાને માજ દયસ્નો જરથુશ્ત્રીશ." એટલે "હું દેવોને નાશ પામતા કરૂછું અને માજદયસ્ની જરથોશતી તરીકે કબુલ થાઉંછું" દએવ યશનનાં તરીકા પ્રમાણે ચાલનાર, તે તરીકો છોડી નવા જરથોશતી મહજબમાં આવે તેને માટે શરૂઆતમાંજ એ એકરાર વધારે અગતનો હતો. તે વખતનાં લોકોની સંસારી હાલત તરફ અને વીચારની વલાંણ તરફ જોતાં એ એક મોહટી અગતનો એકરાર હતો. તે એકરીતે જોતાં એ કાંમ માટે પસ્તાવો હતો અને બીજી રીતે જોતાં તે કાંમ ફરીથી નહી કરવા માટે એકરાર હતો, અને જો કોઇ કરેતો તેની સામે થવા માટે, તેનો અટકાવ કરવા માટે એક લાયક કબુલાત હતી. જુની લુટફાંતની જીંદગી તજી દેઇ નવી સંસારી હાલતમાં આવવા માટે તે યોગ્ય એકરાર હતો. જુની દીનમાંથી નવી જરથોશતી દીનમાં દાખેલ થવા માટે તે વખતનાં માણસો માટે તે બંદબેસ્તી કબુલાત હતી. હાલમાં ખુદ જરથોશતી માબાપને પેટે અવતરેલાં માણુસ માટે ખુદ માજદયસ્ની માતપીતાને ત્યાં જનમેલાં શખસ માટે, એ એટલો બધો બંદબેસ્તો એકરાર કદાચ ન ગણાય; તોપણ જ્યારે એ એકરારમાં ભાગનાર પોતાના જાતભાઇ હમદીનોને નુકસાનથી બચાવાને અને નુકસાન નહીં કરવાને કબુલ થાય છે ત્યારે તે દીનનાં કલમાંના એક લાયક ભાગ તરીકે કબુલ રાખી શકાય.

પણ જ્યારે આપણે એ એકરારની વલાંન તરફ નેગાહ કર્યે છીએ, ત્યારે એ એકરાર આપણને જેમ ખુદ જરથોશતનાં જમાના માટે તેમ હાલના જમાના માટે અને વળી ભવીષના જમાના માટે પણ બંદબેસ્તો ગણાય છે.

જરથોશતી ધર્મ તેને માનનારાઓનાં હેડાંમાં હમેશાં ઉદાર દીલના વીચારો (Catholic spirit) ઉત્પન્ન કરે છે. સ્વાર્થ અથવા એકલપેટાપણું, જરથોસ્તી ધર્મની વલાંણથી ઉલટું છે. દરેક માણસે પોતાનોજ ફાયદો નહીં જોવો પણ પોતાનાં સઘલાં લાગતાં

વલગતાંનો ફાયદો જોવો. પોતાનાજ લાભો તરફ નજર રાખીને બેસી ન રહેવું પણ પોતાનાં ઘેરના, મોહલાનાં, કસબાનાં અને દેશનાં માણસોનાં લાભ તરફ પણ નજર રાખવી. જાતભાઈઓના મોટા ભાગનાં ભલાંને માટે પોતાનાં લાભોનો ભોગ આપવો પડે તો આપવો. એવા ઉદાર દીલથીજ ત્યારે આપણા એકરારનામાંનાં આપણી તપાસવાલા ભાગમાં એકરાર કરનાર ધણી પોતાનાં માજદયસ્નાન મોહલાને ચોર અને લુટારાઓથી થતી ખરાબીથી બચાવાને કબુલ થાય છે અને (ફ. ૩) તેઓને ધન તન મનનુ છુટાપણું ભોગવવા દેવાને ખુશી બતલાવે છે, તે એટલી બધી હદ્દ સુધી કે, એમ તેઓને માટે છુટાપણું જાલવી રાખતાં અને તેઓને બચાવતાં પોતાનો જાન ખોવો પડે તો તેની પણ કાંઈ ચીંતા નહીં. ખચીત એ ઘણુંજ ઉદાર દીલ દેખાડે છે.

**હું દેવોને ધીકારૂં છું.**—હવે જેમ બીજા ભાગની તપાસ તે વખતનાં લોકોની સંસારી હાલત જોતાં એક લાયક એકરાર છે તેમ આપણા એકરારનામાનો ત્રીજો ભાગ, જેમાં ભણનાર શખ્સ દેવો તરફ પોતાનો ધીક્કાર બતાવે છે, તે ભાગ, તે વખતનાં છુટાં પડેલાં ભટકતી જીંદગીવાલાં માણસોની નીતીની હાલત તરફ જોતાં એક લાએક એકરાર છે. તેઓની નીતીની હાલત તેઓની ભટકતી હાલતનુંજ એક પરીણામ હતું. એ અરસા રખડતા લોકો, ઘેરબાર માંડી રહેલા માણસોનાં મકાંનો ઉપર હુમલો કરતા હતા, તેઓનાં ગાય ઢોરો ચોરી લેઇ જતા હતા, તેઓનાં રાચરચીલાં લુટી જતા હતા, તેઓની માલ મીલકતોને નુકસાંન કરતા હતા. ટુકમાં તેઓનાં સુખનાં સાધનોને હાંની પોંહોચાડતા હતા. એવી લુટફાત અને ચોરી લુચાઇની જીંદગી અલબતે એક માણસમાં બુરા ગુણો, ખરાબ ખાસીએતો અને ભુંડી તબેઓ, ટુકમાં સઘલાં દુરગુણોનું કારણ થઇ પડે. તેઓને લુટફાંત કરવામાં જો કોઇ અટકાવ નાખે અથવા તેઓન પકડવા માગે તો તેઓ

પોતાના બચાવમાં હથીઆર ઉંચકી તે નીરદોશ શાંત જીંદગી ગુજારનાર માણસો ઉપર હાથ ઉંચકતા અને તેઓનું ખુંન કરતા. એ પ્રમાણે તેઓનાં લુટફાતનાં ધંધાએ, તેઓમાં સઘલા દુરગુણો ઉત્પન્ન કર્યા હતા. એ દુરગુણોને લીધે આપણી તપાસવાલા ત્રીજા ભાગ (ફ. ૪)માં "પાપી, બુરા, બુરેમાર્ગે ચાલનાર, બુરૂ જાણનાર, જુઠા, અપવીત્ર, ભુંડા" એવાં ખરાબ વીષેશન લગાડી એઓને ધીક્કારી કાહડયા છે. એવા દુરગુણ ધરાવનારાઓને એવા અનીતીમાન બીગડેલા બુરાઓ, જેઓ પ્રમાણીકપણે ધંધો કરી પોતાનું પેટ ભરવાને બદલે, સામા પ્રમાણીક માણસોને દુખ દેઈ પોતાની જીંદગી ગુજારતા હતા તેઓને "દેવો" ગણી આપણી બાબદવાલાં એકરારનામામાં તુછકારી કાહડવામાં આવે છે. એ કારણને લીધે "આપણા એકરારનામાની ખુદ શરૂઆતમાંજ ભણનાર કહે છે કે નાઇસીમી દએવો ફ્રવરાને મજદયશ્નો જરથુશ્ત્રીશ" એટલે "હું દેવોને નાશ પામતા કરૂં છું (તેઓની સંગત તજુ છું) ને માજદયશ્નીજ રથોશ્તી તરીકે કબુલ થાઉં છું.

અહીં જરા આપણે થોભીએ અને એ "દેવ" શબ્દનો અર્થ તપાસીએ. એ શબ્દની તપાસ તે બુરાઓની ધર્મસંબંધી કાલી બાજુ આપણી સનમુખ ખોલી ઉંગાડી પાડે છે અને આપણા બરહક પેગમબરે તે જમાનાંનાં લોકોને તેમજ પછીના જમાનાનાં લોકોને કરેલી સેવા ખોલી પાડે છે..

એ "દેવ" શબ્દ અવસ્તામાં [Avestan script] કરીને મલે છે. તેનો ધાતુ [Avestan script]=दिव्=ચલકવું, પ્રકાશવું છે. એ ધાતુ ઉપરથી તો એ શબ્દનો અર્થ સારો થવો જોઇએ, અને તેમ ખરેખરો હતો.

ઇશ્વરસંબંધી અને ધર્મસંબંધી બાબદોની અને નામોની સહમજન આપવા માટે વીદ્વાન મેકસમુલર બીજા કેટલાક વીદ્વાનોના વાયુચક્રશાસ્ત્રીક અનુમાન Meterological Theory ની વીરૂધ, સુ-

ર્યસંબધી અનુમાન (Solar theory) માને છે. એટલે કે જ્યારે કેટલાક વીદ્વાનો કહે છે કે હવામાં બનતા કેટલાક મોટા કુદરતી બનાવો ઉપરથી અને તેઓમાં નજરે પડતા અદભુત ફેરફારો ઉપરથી માણસ જાતે પોતાના ઇશ્વર વિષે અને ધર્મ વિષે વીચારો લીધા, ત્યારે મેકસમુલર કહે છે કે સુર્યના પ્રકાશીત અને ચકચકીત ગોળા ઉપરથી અને તેનાં ગુણ ઉપરથી તેઓએ એવા વીચારો લીધા.

હવે વીદ્વાન મેકસમુલરે સુચવેલું સુર્યસંબંધી અનુમાન ખરૂં હોય કે ન હોય પણ એટલું તો ચોકસ છે કે સુર્ય, ચંદ્ર, આતશ જેવા ઇશ્વરનાં નુરી કેબલાઓનાં સાધારણ ગુણ "દીવ=પ્રકાશવું, ચલકવું" એ ઉપરથી અસલી એરીઅન પ્રજાઓએ પોતાનાં ખોદાનું નામ લીધું છે, જેમકે વેદ પ્રમાણે ખોદાનું એ નામ દેવ્ છે; ગ્રીકમાં દીઓસ, લેટીનમાં દીઅસ, જર્મનમાં તીઅસ અને એ પ્રમાણે બીજી ભાષાઓમાં. એ પાછલી એરીઅન પ્રજાઓ જ્યારે પોતાનાં અસલ મુળથી છુટી પડીને પશ્ચીમ તરફ ગઇ ત્યારે ખોદા માટેનો અસલી એરીઅન શબ્દ "દેવ" પોતા સાથે લેતી ગઇ અને તે શબ્દને જુદે જુદે રૂપે પોતાની ભાષાઓમાં જાલવી રાખ્યો. નજદીક સેવટ સુધી ઇરાની પ્રજાવાલાઓ અને વેદવાલાઓ સાથે રહયા હતા. હવે જ્યારે જરથોશ્તનો જનમ થયો ત્યારે તેણે જોયું કે ઇશ્વિવર વિષેનો એ અસલી એરીયન શબ્દ 'દેવ' અનેક ખોદાને લગાડવામાં આવતો હતો. જે પદાર્થોમાં કાંઈ સાધારણ ગુણ યા ખાશીઅત ઉપરાંત વધુ જોવામાં આવતું હતું તે પદાર્થોને "દેવ" ના નામથી ઓલખવામાં આવતા હતા. એક ખોદાને 'દેવ' કેહેવાને બદલે તેનાં પેદા કરેલા પદાર્થોને પણ દેવ ગણવામાં આવતા હતા. એ ઉપરથી ત્યારે તેણે એ "દેવ" શબ્દ ખોદાના નામ માટે રદ કર્યો અને પોતાની નવી દીનમાં તે શબ્દને એણે ખરાબ અર્થ આપ્યો.

હવે આપણે જોયું કે જે ટોલો ભરવાડી હાલત તજીને ખેડુતી હાલત અખત્યાર કરી બેઠો હતો અને તેટલા માટે ઘેર-

બાર માંડી એક જગાએ શાંતસંસારી જીંદગી ગુજારતો હતો તે ટોલો સંસારી અને નીતી સંબંધી ગુણો સંપાદન કરવામાં પેલા અરધા રખડતા ભરવાડી ટોલા કરતાં વધારે સરસ અને શ્રેષ્ઠ હતો. એ ટોલો તે, તે ટોલો હતો કે જે પછવાડેથી ઇરાંની ટોલાને નામે જાણીતો રહયો. હવે પેલી ભટકતી જીંદગી ગુજરનાર ટોલો જેમ સંસારી ગુણમાં તેમ ઇશ્વરસંબંધી વીચાર અને મતમાં ખરાબ થતો ગયો. ઇશ્વરવિષેનો "દેવ" શબ્દ એક ખોદાને મેલી તેની પેદાયશોને જે ટોલો લગાડવા લાગો તે ટોલામાં એ ભટકતી જીંદગી ગુજારનારાઓનો મોટો ભાગ હતો.

હવે જરથોશ્તે પોતાની નવી દીનમાંથી એ "દેવ" શબ્દને ખોદા માટે રદ કર્યો એટલુંજ નહીં પણ તેને ખરાબ અર્થ આપ્યો. બુરા, જુઠા, અપમાણીક, લુટફાટ કરનાર એવા ભુંડા માણસોને તે એ શબ્દ લગાડવા લાગો. એવેજ અર્થે આપણા એકરારના-માંવાલા ત્રીજા ભાગમાં એ દેવ શબ્દ વપડાએલો છે.

હવે જરથોસ્તે પોતાની નવી દીનમાં એ દેવોને તુછકારી કાહાડયા. એ દેવોને તુછકારી કાહાડયા એટલુંજ, નહીં પણ એઓનાં સઘલા દુરગુણોને નામ બ નામ ધીક્કારી કાહાડયા કે તેઓ તેના નવા જરતોસ્તી અહુરનાં તરીકાવાલા મહજબમાં પોતાનાં નેહેશ કદમ દાખલ ન કરે. એટલા માટે આપણી જર-થોસ્તી દીનને આપણા એકરારનામાની શરૂઆતમાંજ વીદએવ એટલે "દેવથી ઉલતી" અથવા "દેવની સામેની" કહી છે. વં-દીદાદની ૧૯મી પરગરદ (ફ. ૧૬) જ્યાં માથ્ર, આસમાંન, વએ ઇજદ, ગુઆદ વીગેરેને યાદ કર્યાં છે ત્યાં માજદયસ્ની જરથોસ્તી દીનને પણ કરી છે અને ત્યાં તેને વીદએવ કહી છે. વંદીદાદની ૫ મી પરગરદ (ફ ૨૨, ૨૬)માં પણ એ દીનને એજ વીષેશન લગાડયું છે.

હવે એ દીનને "વીદએવ" કહેવાનું કારણ એ કે જરથોસ્તે એ દીનમાં એ દીન પાલનારાઓને "દેવો"થી દુર રહેવાને શીખવ્યું છે. એમ જરથોસ્તે ખરેખર શીખવ્યું છે તે ઇજશનેનાં ૩૦ માં હામાં જલવાઈ રહેલું તેનું લખાણ જે એક ભાષાણ રૂપે છે તે ઉપરથી માલમ પડે છે. ફરવરદીન યષ્ટ (ફ. ૮૯ને૯૦) માં પણ કહે છે કે "જરથોસ્ત પેહેલાં દેવોની અને બુરાં માણસોની હકુમતનો અંત લાવ્યો, જેણે પેહેલાં હાડમંદ દુનીઆમાં અશોઇને વખાની જેણે પેહેલાં દેવોનો નાશ કરનાર, મજદયસ્ની જરથુસ્તી, દેવનાં તરીકાથી દુર, અને અહુરમજદનાં તરીકા વાલો થવાને કબુલ્યું; જે પેહેલ વેહેલાં હાડમંદ દુનીઆમાં દેવના તરીકાથી ઉલટો અને અહુરમજદનાં તરીકાવાલો સખુન બોલ્યો, જેણે હાડમંદ દુનીયામાં પેહેલાં દેવના તરીકાથી ઉલટા અને અહુરમજદનાં તરીકાવાલા સખુનો બુલંદીથી જાહેર કર્યા"

આપણા એકરારનામાનો એ ભાગ, જેમાં ભણનાર દેવોને ધીક્કારવાને અને તેઓથી દુર રહેવાને કબુલ થાયછે તે, જેમ ખુદ તેના જોડાવાના વખતમાં તેમ આજે પુરતી અગતનો છે. જોકે આપણે આપણી તપાસમાં જોયું તેમ એ ભાગ પણ તે વખતનાં લોકોની સંસારી અને ધર્મસંબંધી હાલતના એક ચીત્ર તરીકે તે વખતે વધારે વજનદાર ગણાય તોપણ બુરા, જુઠા અને અપ્રમાણીક ભુંડા માણસોથી દુર રહેવાની કબુલાત સઘલા જમાનામાં એક સરખી વજુદની ગણાવી જોઇએ.

"દએવ" શબ્દ જરથોસ્તે તેને આપેલા ઉલટા અર્થ પછી વધારે બોહલા અર્થમાં વપડાતો ગયો. જરથોશતનાં જમાનામાં ભટકતી જીંદગી ગુજારનારા દએવ યસ્નો જે જે બુરા ગુણો ધરાવતા હતા તે તે ગુણો પાછલથી "દએવ" તરીકે ગણાવા લાગા. પાછલથી વલી કોઇ પણ ચીજો અથવા સાંચનો જે માણસોનાં મોટા ભાગના તન અને મનને નુકસાન કરનારાં માલમ પડયાં તે પણ દેવ તરીકે ગણાવા લાગાં. પેહેલાં એ શબ્દ જે

માણુશોનેજ લાગતો હતો તે પાછલથી નીરજીવ ચીજોને પણ લાગવા લાગો. એ પ્રમાણે અવસ્તામાં દેવ શબ્દ ઘણે બોહલે અર્થે વપડાયલો છે.

આપણા એકરારનામાનાં ઉપલા બીજા અને ત્રીજા ભાગો, જેમ એક હાથપર તે વખતનાં લોકોની સંસારી તેમજ ધર્મ સંબંધી હાલતનું ચીત્ર આપે છે તેમ બીજા હાથ ઉપર પોતાના માજદયસ્નાન ભાઇબંદોને મદદ કરવા માટેનો અને બુરાઓથી દુર રેહેવાનો લાયક એકરાર છે. તે ભાગોની તપાસ તમામ કરી બાકીના ભાગોની તપાસ આપણુ હવે હાથમાં લેઇએ અને જોઇએ કે એ ભાગો ભણતાં એક જરથોસ્તી માજદયસ્ની શું એકરાર કરે છે.

જ્યારે આપણે ઉપર તપાસેલા બે ભાગોમાં એક જરથોસ્તી પોતાનાં બીજા ભાઇબંદો તરફની ફરજ જાહેર પાડી તેઓ માટે તેણે શું કરવું અને શું નહીં કરવું તે કબુલ કરે છે, ત્યારે એ ભાગોમાં તે પોતાનાં પેદા કરનાર તરફની, પોતાના ખોદા તરફની પોતાની ફરજ જાહેર પાડે છે અને પોતાનો ધર્મ અને દીન કયાં તે જાહેર પાડે છે. તે પોતાને જરથોશ્તી માજદયશની તરીકે જાહેર કરે છે અને એવી દીનવાલા એક માણસ તરીકે તેણે કોણના તરીકા પ્રમાણે ચાલવું અને નીતીનાં કયા કાંનુનો પ્રમાણે અમલ કરવો તેનો એકરાર કરે છે.

આપણા એકરારનામાનાં એ ભાગોની આપણે છુટી તપાસ લેઇએ. એ ભાગો ઉપરથી આપણા બરહક પેગમબરે સીખવ્યા પ્રમાણે આપણો જરથોસ્તી ધર્મ શું છે તેની સામટી સમજ મલે છે. અગર જો એક જરથોસ્તીને પુછવામા આવે કે "ભાઇ તમારો ધર્મ શું છે" તો એ તપાસ ઉપરથી તે ટુકમાં તેનો ખોલાશો આપી શકે. આપણે એ સવાલનો જવાબ નીચલા ત્રણ ભાગમાં વેંહેચી નાખી આપીશું. ૧ જરથોસ્તી મહજબનું ધર્મશાસ્ત્ર. ૨ એ ધર્મની વીચાર નશીલ ફીલસુફી. ૩ એ ધર્મમાં

શીખવેલી નીતીની ફીલસુફી. આપણાં એકરારનામાનો પેહેલો ભાગ પોતામાં પેહેલી અને બીજી બાબદની તપાસ સમાવે છે, અને પાચમો ભાગ છેલી બાબદની તપાસ સમાવે છે.

**એકરારનામાનાં પહેલા ભાગની તપાસ.**—આપણા એકરારનામાની શરૂઆતમાંજ ભણનાર નીચલો એકરાર કરે છે.

"માજદયશ્ની જરથોશ્તી, દેવથી જુદો, અહુરમજદી મહજબવાલો, અમશાસપંદોની વખાંણ કરનાર અને અમશાસપંદોની આરાધના કરનાર તરીકે થવાને હું કબુલ થાઉ છું. ભલા અને ભલી દાનાઈવાલા અશો નુરમંદ અને ચલકાટમંદ અહુરમજદને માટે (એટલે તેની પેદા કરેલી) સઘલી ચીજો છે એમ હું જાણું છું, કારણ કે જે કાંઇ સૌથી સરસ ચીજો છે તે તેની છે, જેનાં (અહુરમજદનાં) ગોસપંદ છે, જેનો અનાજ છે, જેના સેતારાઓ છે અને જેના સેતારાઓ સાથે રોશની મલેલી છે."

એ એકરારમાં ભણનાર પોતાને "દેવના તરીકાથી વેગલો અને અહુરનાં તરીકા પ્રમાણે ચાલનાર જરથોશ્તી માજદયસ્ની" તરીકે જાહેર કરે છે. બીજા શબ્દોમાં પોતે કેઇ દીનનો છે (અથવા કેઇ દીનમાં દાખેલ થવા માગે છે) તે જાહેર કરે છે. એમ પોતાની દીન જાહેર કરી તે પોતાને બે બાબદ માનતો જણાવેછે. તે કહેછે કે, ૧ લું અમશાસ્પંદોની સ્તુતી અને આરાધના કરનાર છું અને ૨ જું અહુરમજને સઘલી પેદાયશનો પેદા કરનાર તરીકે ગણું છું. પેહેલી અમશાસ્પંદોની બાબદ, જરથોસ્તી ધર્મની વીચારનસીલ ફીલસુફી ઉપર આપણું ધ્યાંન ખેંચે છે. બીજી બાબદ જરથોશ્તી મહજબનાં ધર્મશાસ્ત્ર ઉપર આપણું ધીઆંન લેઇ જાય છે. દરેક જરથોશ્તી માટે અગતનું છે કે તેણે પોતાનાં મજહબનું ધર્મશાસ્ત્ર વીચારનશીલ ફીલસુફી અને નીતીની ફીલસુફી જાણવાં જોઇએ. આપણાં એકરારનામાનાં પેહેલા ભાગનાં સંબંધમાં આવેલી પેહેલી બાબદો વિષે આપણે અંહી વીચાર કરીશું, અને છેલી બીજી બાબદોવિષે પાંચમો ભાગ (જે એ બાબેનો એકરાર છે) તેના

૨૮

સંબંધમાં વીચાર કરીશું પહેલાં આપણ જરથોશ્તી મજહબનું ધર્મશાસ્ત્ર તપાસીએ.

## જરથોશ્તી દીનનું ધર્મ શાસ્ત્ર

જરથોશ્તી ધર્મ એક ખોદાને માને છે. જરથોશ્તની આગમચ પણ એક ખોદાને માનનારી માજદયસ્ની દીન હતી ખરી, પણ એ દીનવાલાઓની આસપાસ દએવયસ્નવાલાઓનું એટલે અનેક–દેવ–મત માનનારાઓનું જોર અતી ઘણું વધતું ગયું હતું. જરથોશ્તના વડવાઓ એ અનેક–દેવ–મત વીરૂધ હતા ખરા પણ તેઓ તે દાબી નાખવાને ફતેહ પામ્યા ન હતા, લેકીન તેઓમાં તેની અસર ફેલાવાનો સંભવ હતો. એટલા માટે જરથોશ્ત પેગમબર એ કાંમ કરવાનો, એ દેવયસ્ન–મત દાબી નાખવાનો એ અનેક દેવ મત તોડવાનો અને એક–ઇશ્વર-માનતા સ્થાપવાનો પેગામ લેઇ આવ્યો હતો. એના વખત આગમચ અનેક–દેવ–મત જાએજ હતું તેની આએજ એક દેખઈતી સાબેતી છે કે, જેમ આપણે આગલ કહ્યું તેમ જ્યારે બીજી એરીઅન પ્રજાઓમાં ખોદા વિષેનો શબ્દ' देव અથવા એને મલતા શબ્દો મલે છે ત્યારે આપણી જરથોશ્તી એરીઅન પ્રજાની દીનમાં એ શબ્દ ખોદાને માટે મલતો નથી પણ તેથી ઉલટે અર્થે મલે છે, તેનું કારણ આપણે આગળ તપાસ્યું.

અહુનવઈતી ગાથા (હા. ૩૦)માં જેલવઇ રહેલાં પોતાનાં બુલંદ ભાષાણમાં આપણો પેગમબર એક ભેગી મલેલી મોહટી મીજલસને પોતાની દીન સહમજાવે છે તેમાં એક અને એકજ ઇશ્વરને માનવાનો આગ્રહ કરે છે અને નેકી અને પ્રમાણીકપણાને પકડી બદી અને જુઠાંને તર્ક કરવાને સમજાવે છે.

હવે એ એક ઇશ્વરને માનનારો ધર્મ પોતાના ધર્મ પુસ્તકોમાં ઇશ્વરનો શું ચીતાર આપે છે તે જોઇએ. એ ધર્મ પ્રમાણે આપણો ઇશ્વર અનદીઠ છે. તેને કાંઇ આકાર કે રંગ નથી. આએ

પૃથ્વીની ઉપરની કોઇક પેદાયશ સાથે સરખાવીને, તેને કોઇ આકાર હોય એવો વીચાર માણુસ ન લેઇ જાય અને તેથી અનેક–દેવ–મત ઉપર ન ઘસડાય તેટલા માટે જરથોસ્તી ધર્મ ખોદાની યા કોઇપણ ફરેસ્તાની મુરતીને ધીક્કારે છે. નામીચો તવારીખનવેશ હીરોદોતસ જેની તવારીખનો શને ઇ૦ પુ૦ આસરે ૪૮૪ છે તે એ બાબદ ઉપર પોતાની તવારીખમાં ગવાહી આપે છે.

અહુરમજદની શકતી વિશેનો ચીતાર અહુરમજદ યશ્ત ઉપરથી માલમ પડે છે. એ યશ્ત પ્રમાણે અહુરમજદ સર્વ ચીજોનો પેદા કરનાર, સર્વ ડહાપણનો ભંડાર અને સર્વ જગાએ હાજર છે. એ ત્રણ શબ્દો તે કીરતારની સઘલી શકતીઓ પોતામાં સમાવે છે અને તેનો ચીતાર સંપુર્ણ કરે છે.

આપણા મહજબમાં અહુરમજદને આકાશ, સુર્ય, ચંદ્ર, આતશ, સેતારા, ગોસપંદ, ઝાડપાંન, માણુસ, સર્વનો પેદા કરનાર ગણ્યો છે. આપણ સુર્ય, આતશ જેવા નુરી કેબલાઓને ઘણાક કારણોને લીધે માન આપીએ છીએ, અને તે હકતાલાની બંદગી, એ પ્રકાશીત કેબલાઓ સનમુખ કરવી વાજબી ધાર્યે છીએ. તે ઉપરથી કેટલાક જુદદીન લખનારાઓ આપણને એ નુરોને પુંજવાનું આળ લગાડે છે. એ આળનો જવાબ આપણે હીમતથી એમ દેઇશું કે "હમારા ધર્મમાં એ નુરી પદાર્થોને ખોદા તરીકે ગણ્યા નથી. તેથી ઉલટું બીજા પદાર્થોની માફક એ પદાર્થોના પેદા કરનાર તરીકે પણ અહુરમજદનેજ ગણ્યો છે" તે નીચલા અગતનાં દાખલાઓ ઉપરથી તુરત માલમ પડી આવે છે.

ઇજશનેનાં ૧૯ મા હા (ફ. ૧)માં જ્યાં કહે છે કે અહુરમજદે સઘલી પેદાયશની આગમચ 'અહુનવર'ને પેદા કર્યો–ત્યાં આકાશ, પાણી, ધરતી, ગોસપંદ, ઝાડપાંન, આતશ, અશો નર વીગેરેનાં પેદા કરનાર તરીકે અહુરમજદને ગણ્યો છે.

"યથાઆત યજમઇદે" નામની આપણી નાની જમવાની બાજ જે ઇજશનેનાં ૩૭માં હાનો ૧ લો ફકરો છે, તેમાં આપણ

અહુરમજદને ગોસપંદ, અનાજ, પાણી, ઝાડપાન, જમીન, રોશની વીગેરેનાં પેદા કરનાર તરીકે આરાધીએ છીએ.

વંદીદાદની ૧૧ મી પરગરદ (ફ. ૧) ઉપરથી માલમ પડેછે કે આતશ, પાણી, ધરતી, ગાય ઢોર, નર, નારી, તારા, ચંદ્ર, સુર્ય, બેહદ રોશની અને તમામ ભલી પેદાયશ અહુરમજદે બનાવેલી છે.

એ દાખલાઓ એક જુદદીનને પુરતો જવાબ છે, એવું દખાડવાને કે આપણ સુર્ય, ચંદ્ર આતશ જેવા નુરી કેબલાઓને ખોદા તરીકે માનતા નથી, પણ તેથી ઉલટું તેઓને ઇશ્વરની બીજી પેદાયશોની માફકની પેદાયશો માનીએ છીએ, જો કે તેઓ સઘલી પેદાયશોમા શ્રેષ્ટ છે.

એ વિષે બીશપ મ્યુરીન કહે છે કે "જે કોઈ પારસીઓ ઉપર મુરતી પુંજાના જબુનમાં જબુન ગુનાહનો વાંક મેલે છે, પણ સાબેત કરવાને શકતીવાંન નથી કે તેઓ આતશ અથવા સુર્યને ખુદ ખોદા તરીકે ગણે છે, તે નીંદા કરવાના ધીક્કારવાજોગ વાંકનો તકસીરવાર થાય છે."

**જરથોશ્તી ધર્મનો વીચાર નશીલ ફીલસુફી** (Speculative philosophy)—આપણે ઉપર જોયું કે 'અહુરમજદ સર્વે ચીજોનો પેદા કરનાર છે. હવે તે પેદા કરનાર છે એટલુંજ નહી પણ અંત લાવનાર પણ તેજ છે. તે સર્વે ચીજો પેદા કરે છે અને તેઓની વૃધી કરે છે. તેમજ તે તેઓનો ઘટાડો કરે છે અને અંત લાવે છે. જરથોશ્તી ધર્મ પ્રમાણે હસ્તી આપનાર તે છે તેમ નીસ્તી લાવનાર પણ તેજ છે. જો જરથોસ્તની વીચાર નશીલ ફીલસુફીએ અહુરમજદને એક પેદા કરનાર તરીકેજ ચીતાર્યો હતે અને સેવટ લાવનાર અથવા નાશ કરનાર તરીકે નહી ચીતાર્યો હતે તો અહુરમજદનું ચીત્ર સંપુર્ણ ન થાતે. જો અહુરમજદમાં પેદા કરવાની શકતી હોય અને પેદા કર્યા પછી જો તેનો તેની પેદાયશ ઉપર કાબુ ન હોય તો અહુરમજદનું સર્વ શકતીવાંન

સાહેબ તરીકેનું ચીત્ર અધુરૂં ગણાય પણ એમ નથી. જરથુશ્તે જેમ અહુરમજદને પેદા કરનાર તેમ નાબુદ કરનાર, જેમ હસ્તી આપનાર તેમ નીસ્તી લાવનાર, જેમ શરૂ કરનાર તેમ છેડો લાવનાર ગણ્યો છે. હવે અહુરમજદ એ એકમેકથી ઉલટું કાંમ કરે છે તે આપણા પેગમબરની વીચાર નશીલ ફીલસુફી પ્રમાણે તે પોતાની બે શકતીઓ મારફતે કરે છે, જે બેઉ તેની શકતીઓ મીનો તથા ગેબી એટલે અનદીઠ છે. એ બે શકતીઓનાં નામ સ્પેંતામીનો અને અંગ્રેમીનો છે. પેહેલીનું કામ પેદા કરવાનું છે બીજીનું કામ અંત લાવવાનું છે. પેહેલીનુ કાંમ વૃધ્ધી કરવાનું છે તો બીજીનું કાંમ ઘટાડો કરવાનું છે. એ બે શકતીઓનાં નામોનાં ધાતુજ તેઓના કાંમો દેખાડે છે. સ્પેંત એ શબ્દનો અર્થ( [illegible] ) શ્વિ=વધારો કરવો એ ધાતુ ઉપરથી વધારો કરનાર આબાદી કરનાર થાય છે. અંગ્ર એ શબ્દનો અર્થ ( [illegible]=अंह=દુઃખ દેવું એ) ધાતુ ઉપરથી "ઘટાડો કરનાર, દુઃખ દેનાર" એવો થાયછે.

પોતાની નવી દીનની એ ફીલસુફી આપણો પેગમબર એક મોટી ભેગી કરેલી મીજલસ હજુર, પોતાના શ્રોતાજનો ને એક ભાષાણરૂપે સહમજાવે છે. એ ભાષાણ યજિશનેનાં ૩૦ માં હામા જલવાઈ રહેલું છે. પેહેલાં પોતાના સાંભલનારાઓને તે નીચલા શબ્દોમાં વીનંતી કરે છે. " તમો કે જેઓ અંહી એકઠા થયા છેઓ તેઓને મજદ ( ખોદા ) એ જે કહેલું છે તે જાહેર કરૂ છું તમોએ તે ખુબ ધીઆંનથી સાંભલવું; અને તમારાંમાનાં દરેક જને આજરોજે મારૂં કહેલું સાંભલીને પોતાને જે સારૂ લાગે તે પોતા માટે પસંદ કરવું." એમ વીનંતી કરી પોતાની દીનની એ બે મીનો શકતીઓ વીષેની ફીલસુફી તેઓને સહમજાવે છે, જેનો સાર મી. ખ.રૂ. કામાજીનાં શબ્દોમાં નીચે પ્રમાણે છે. " પેહલાં બે મીનોઇ જોડીઆં બનીઆં. એ બંનેએ એક ભલા અને બીજા બુંદા મીનો ( સ્પેંતામીનો અને અંગ્રમીનો) એ મનશની ગવશની અને કુનશનીના બાબમાં તાલીમ લીધી હતી. જેઓ દાનાઈ ધરા-

વનારા છે તેઓ સચ્ચાઇ (ભલામીનોની અસર) અખત્યાર કરે છે. પણ જેઓ બુરૂ સહમજનાર છે તેઓ તેથી યાને સચ્ચાઈથી પરહેજ એટલે દુર રહે છે. એ બંધે મીનોઇ શકતીઓએ દુનીઆ પેદા થવા આગમચ પોતાનું કૌવત અજમાવ્યું જેમ એકે જીંદગી તથા ટકાઉપણું પેદા કીધું તેમ બીજીએ આએ દુનીઆનો અંત એટલે નાશ સોધ્યો. જેઓ જુઠાઇની સંજ્ઞા છે તેઓ ઘણાં બદ છે, જે સાચ્ચા છે તેને વાસ્તે સૌથી ઉતમ મન છે."

વળી ઇજશનેનો ૪૪ મો હા, જે પણ આપણા પેગમબરનું એક ભાષણ છે, ત્યાં એ બાબદ વધારે ખોલ્લી સહમજાવી છે. એ ભાષાણનો સાર ઉપલાજ ગ્રહસ્થનાં શબ્દામાં નીચે પ્રમાણે છે.

"જેઓ નજદીકનાં છેઓ કે જેઓ દુરનાં છેઓ તે ઓ કાંન ધરીને સાંભળો. હવે ફરીને જુઠાઓની બદ શીખાંમનથી દુનીઆનો બીગાડો નહી થશે. આએ દુનીઆની બે મીનો વીષે હું તમોને સમજાઉં છું કે એ બેમાંની જે વરધી કરનારી સ્પેન્તામીનો હતી તેણે જે કોતાઇ કરનારી અંગ્રો મીનો હતી તેને કહ્યું કે મારૂં મન, માહરી શીખાંમન, માહરી અક્કલ, મારી પસંદગી, મારા વચન, મારાં કાંમ, મારી દીન તથા મારૂં રવાન તુંને વલગતું નથી, એટલે કે તારી રાહ સમજ તથા દીન મારાથી તદન જુદીજ છે અને તું મારી શીખામન અકલ તથા દીન કબુલ રાખતો નથી. આએ દુનીઆની સૌથી પેહલી બાબદ તરીકે દાનાઈ ભરેલા હોરમજદે જે મને કહ્યું છે તે હું તમોને કેહી સંભલાઉ છે કે તમારામાના જે કોઈ આએ માથરને મન તથા વચનથી અમલમાં નહી લાવશે તેઓને વાસ્તે આએ જીંદગીનો છેડો લાવ્યામાં આવશે. ઇઆને કે જે કોઈ આએ ધર્મ જે હું લાવ્યો છેઉ તે કબુલ કરશે નહી તેઓ સુખ હાંસલ કરવાથી બેનસીબ રહેશે અને તેઓની જીંદગી નહી જીવ્યા બરોબરની ગણાશે, ગોયા તેઓને વાસ્તે દુનીઆનો છેડો આવશે. આએ દુનીઆંની સૌથી ઉત્તમ બાબદ તરીકે હું તમોને સમજાઉ છેઉ કે

સચ્ચાઇથી હોરમજદે મને જણાવ્યું છે કે તેણે આએ (દીન) આપી છે તથા કામ કરનારાઓની અક્કલનો બાપ તે છે, તથા ભલા કામ કરનારી તાબેદારી તેની બેટી થાય છે. સૌથી વૃદ્ધી કરનારે જે મને કહ્યું છે તે હું તમોને કહું છું કે માણસોને સાંભલવાને વાસ્તે આએ ઘણાજ ઉત્તમ સખુનો છે કે જેઓ આએ માહરા સખુનોને કાન આપશે તેઓને હોરમજદ ભલી મનશનીનાં કામો કરવાના બદલામાં તંદરોસ્તી તથા અમર્ગી પોંહચાડશે." (જ. નામું પા. ૧૨૨)

એ ફકરાઓ ઉપરથી જરથોશ્તી દીનની પેદાયશ માટેની ફીલસુફી સહમજ પડે છે કે સર્વે મીનોનો પેદાનો કરનાર ખોદા છે. આએ શ્રૃષ્ટીનો કારોબાર ચાલુ રાખવા માંટે ખોદાના ફરમાનથી બે શકતીઓ કામ કરે છે. એ બે શકતીઓ રાત દીન આએ શ્રૃષ્ટીનાં ફેરફારનું કામ વગર અચકવે ચલાવી જાય છે.

હવે એબી મીનોઇ શકતીઓ પોતાનું પેદા કરવાનું અને નાશ કરવાનું કાંમ હમેશાં સરખી રીતે કરતી જાય છે. એઓને અવસ્તામાં વારે ઘડીએ જોડકાં તરીકે ગણી છે. જ્યાં પણ એ બે મીનોના નામ સાથે આવે છે ત્યાં એઓને જોડકાં ગણીને દીવચન વાપડયા છે. દાખલા તરીકે સરોશ યષ્ટનાં પેહેલા કરદામાં; જ્યાં કહે છે કે "સરોશે રક્ષણ કરનાર અને બનાંવનાર બને (મીનો)ને ઇજીઆ કે જેઓએ સઘલી પેદાયશ પેદા કરી" એજ પ્રમાણે એજ યષ્ટનાં ૭ માં કરદામાં; જ્યાં કહે છે કે "બે મીનો નામે સ્પેન્તામીનો અને અંગ્રમીનોએ પેદાયશ ઉત્પન્ન કરી ત્યારથી સરોશે ખુશ નીંદ્રા કાહાડી નથી."

હવે એ બેઉ શકતીઓ અહુરમજદનીજ બે શકતીઓ છે અને પોતે સ્વતંત્ર નથી તે ઇજશનેનાં ૧૯ માં હા ઉપરથી ખોલ્લું માલમ પડે છે. એ હા (ફ. ૯)માં અહુરમજદ સ્પેનામીનોને પોતાની બે મીનો માની એક મીનો તરીકે કહે છે. વળી આપણે ઉપર કહ્યું તેમ સ્પેનામીનો અને અંગ્રમીનો એ બેઉ શકતીઓને

અશોશ યસ્તમાં 'પાયુ' અને "ત્વરેસ્તાર" એટલે રક્ષણ કરનાર અને બનાવનાર કહી છે. એ ઉપરથી પણ ખોલ્લું દીસે છે કે સ્રુષ્ટીનો એક સરખો કારોબાર ચાલુ રાખવા માટે એ બેઉ શક્તિઓ અહુરમજદમાં સમાએલી છે.

એ તપાસ ઉપરથી માલમ પડે છે કે અંગ્રેમીનો પણ સ્પેનામીનોની માફક અહુરમજદનીજ એક શકતી છે. તે પણ અહુરમજદનાંજ હોકમથી કામ કરે છે તે કોઈ રીતે અહુરમજદની વીરૂધ નથી, પણ વૃધ્ધી કરનાર મીનો સ્પેન્તામીનોની તે સામે છે. જ્યારે અહુરમજદની એક શકતી સ્પેન્તામીનોનું કાંમ પેદા કરવાનું અને વધારવાનું છે ત્યારે એ બીજી શકતી અંગ્રેમીનોનું કામ નીસ્તી લાવવાનું અને ઘટાડો કરવાનું છે. સઘલું કરે છે તે તો અહુરમજદજ. જીવાડવાનું કે મારવાનું, હસ્તીમાં લાવવાનું કે નીસ્તીમાં લેઇ જવાનું, વધારવાનું કે ઘટાડવાનું, એ સર્વે કાંમ અહુરમજદનાંજ છે; પણ એ કાંમ તે પોતાની મીનોઇ એટલે ગેબી અથવા અનદીઠ શકતીઓ મારફતે કરે છે. સઘલાં કાંમ એ પોતેજ કરે છે, ત્યારે એની પોતાની સામે હરીફ કોઈ નથી. એજ પ્રમાણે સ્પેન્તામીનો અને અંગ્રેમીનો બેઉ અહુરમજદનાંજ હોકમ પ્રમાણે કાંમ કરે છે. એ તપાસ ઉપરથી માલુમ પડે છે કે અહુરમજદને ખુદ ખોદાનાં હરીફ તરીકે ગણવાનો વીચાર જરથોશ્તની વીચાર નશીલ ફીલસુફીમાં નથી. પછવાડેથી સપેન્તામીનોની શકતીને પણ અહુરમજદનાંજ નામથી ઓલખવામાં આવી તેથી જુદદીનવાલાઓ આપણને બે-શકતી-મત (dualism) નું આળ લગાડવા લાગા.

આપણા અવસ્તામાં ખોદા વિષે ત્રણ શબ્દો વપડાએલા છે. 'મજદ,' 'અહુર' અને એ બેઉ શબ્દો મલીને થયલો અહુરમજદ. એ ત્રણ શબ્દોમાં પેહેલા બે અને તેમાં પણ પેહેલો ઘણા પુરાનાં છે. છેલો શબ્દ "અહુરમજદ" પછવાડેથી અવસતામાં ઘણો સાધારન થએલો દીસે છે. તેની સાબેતી એ છે કે પુરાના ગાથામાં

જ્યારે "મજદ" અને 'અહુર' શબ્દ વારેઘડીએ આવે છે ત્યારે "અહુરમજદ" શબ્દ જુજ આવેછે. પાછલો શબ્દ વંદીદાદમાં અને યષ્ટોમાં ખોદા માટે સાધારન રીતે વપડાયલો છે, પણ મજદ અને અહુર જુજ દીસે છે. એ ઉપરથી માલમ પડે છે કે પછવાડેના લખાણમાં ખોદાને માટે અહુરમજદ શબ્દ સાધારન થઇ પડયો. પછી તે પાછલથી "સ્પેંતામીનો"ની વૃદ્ધી કરનાર શકતીમાટે પણ વપડાવા લાગો. વંદીદાદની ૧ લી પરગરદમાં અંગ્રમઈન્યુની સામે જ્યાં જ્યાં 'અહુરમજદ' આવે છે ત્યાં ત્યાં એ શબ્દને ખોદાના નામને બદલે સપેન્તામીનોની શકતીને અર્થે લેવો. રામ યષ્ટમાં અને આવાં યષ્ટમાં જ્યાં અહુરમજદને એ ફરેસતાઓની આરાધનાં કરતો ચીતાર્યો છે ત્યાં એ અહુરમજદ તે સ્પેનામીનોની શકતીને અર્થે લેવો.

એ ઉપરથી માલમ પડે છે કે વંદીદાદની પેહેલી પરગરદ ઉપલી બે યષ્ટ અને એવાં બીજા લખાંણોને આધારે જુદદીન લખનારાઓ બે–શકિતમતનું જે આપણને આળ લગાડે છે તેનો જવાબ આપણે ખોલ્લો આપીશું કે તે લખાંણોમાં બીજા પાછલાં લખાંણોની માફક, "અહુરમજદ" શબ્દ સ્પેનામીનોની શકતીને અર્થે વપડાયો છે. ખુદ પેદાકરનારના નામનો શબ્દ પાછલથી તેની પેદાકરનારી અને વૃદ્ધીકરનાર શકિતને પણ લાગવા લાગો. એ ઉપરથી એમ નથી સાબેત થતું કે આપણામાં બે–શકિત–મત જાએજ છે. જે બન્યું છે તે ફકત એટલુંજ કે 'અહુરમજદ' શબ્દ પાછલથી વધારે બોહલા અર્થમાં વપડાવા લાગો. એમ ઘણા શબ્દોમાં બને છે. શબ્દશાસ્ત્રમાં એનાં કરતાં વધારે સાધારન અર્થે વપડાતા ઘણા શબ્દો મલે છે. દાખલા તરીકે અવસ્તા· [illegible] = પોતે પેદા થયલો, એ શબ્દ ઉપરથી ઈશ્વરને માટે નીકલેલો ફારસી "ખોદા" શબ્દ પાછલથી સાધારણ રીતે "સાહેબ, માલેક, ધણી" એવે અર્થે વપડાવા લાગો. એજ અહુરમજદ શબ્દ પાછલથી બહુવચનમાં [illegible] [illegible] તરીકે આવાં યષ્ટમાં વપડાએલો

મલે છે. વલી અવસ્તા પછીના જમાનામાં તો એ શબ્દ વધારે સાધારણ થઇ માણસના નામ તરીકે પણ વપડાવા લાગો, જેમ તે કેટલાક પાદશાહોનાં નામ તરીકે પણ વપડાયો હતો અને હાલ પણ સાધારણ હોરમસજી ( અહુરમજદજી ) નામ તરીકે વપડાય છે. વલી એજ શબ્દ પાછલથી જગાના નામ તરીકે પણ વપડાવા લાગો જેનો દાખલો "અહુરમજદનું ટાપુ" એ નામ માં મલે છે.

એ સઘલાં ઉપરથી જે સાબેત થાય છે તે એટલુંજ કે "અહુરમજદ" શબ્દ પાછલથી એક કરતાં વધારે અર્થે વપડાવા લાગો. જ્યાં જ્યાં તે અંગ્રેમઈન્યુની સામે વપડાએલો છે ત્યાં ત્યાં તે સ્પેંતામીનોને અર્થે વપડાએલો છે અને નહી કે "ખોદા"ને અર્થે. એ ઉપરથી ખોલ્લું દીસે છે કે અંગ્રેમઈન્યુ ( આહરીમન ) કંઇ અહુરમજદ ( ખોદા )નો હરીફ નથી, પણ સ્પેંતામીનો, જેને માટે કેથે અહુરમજદ શબ્દ વપડાએલો છે તેનો હરીફ છે.

કેટલાક વીદ્વાનો, અને તેમાં ડાકટર હાઉ અને શેઠ ખ.રૂ. કામા એ આળનો જુદી રીતે બચાવ કરે છે. તેઓ કહે છે કે ખુદ જરથોશતની પોતાની ફીલસુફી પ્રમાણે અને ખુદ તેનાં ગાથાના લખાણમાં "અહુરમજદ"ની સામે અંગ્રેમઈન્યુ થતો કેથે મલતો નથી. એ પ્રમાણે જ્યાં મલે છે તેતો પાછલાં લખાંણો છે જેવાં કે વંદીદાદ અને યષ્ટો. એઓ કબુલ કરે છે કે પાછલાં લખાંણમાં એમ અહુરમજદ ( ખોદા )ની સામે હરીફ હોય એવા દાખલા મલે છે અને તેની સહમજન આપે છે કે પાછલા જમાનામાં લોકો ખુદ સ્પેંતામીનોની શકતીને અહુરમજદ ગણવા લાગા. એમ કેહી એઓ એ આળ પાછલા જમાનાના અવસ્તા માટે કબુલ રાખે છે, પણ ખુદ જરથોશતનાં પોતાના લખાણ માટે ના પાડે છે. પણ મારા વીચાર પ્રમાણે, જો આપણે એમજ ગણીએ કે "અહુરમજદ" શબ્દ પછવાડેથી, ખોહલા અર્થમાં વપડાવા લાગો

અને તેવી રીતે સ્પેંતામીનોની શકતીને અર્થે પણ વપડાયો, તો પછી પાછલા જમાનાનાં લખાણને પણ એ બે-શકતી-મતનું આળ લાગતું નથી.

હવે ગમે તેમ હોય—આપણે પેહેલાં વીચાર કર્યો તેમ અહુરમજદ શબ્દ સ્પેંતામીનોને અર્થે વપડાયો હોય, યા ડાકટર હાઉ અને શેઠ કામાજીના કેહેવા પ્રમાણે પાછલા લખનારાઓની સહમજની ભુલથી એમ થયું હોય—પણ એટલું તો નક્કી છે, કે ખુદ જરથોશતના લખાણમાં એવી કાંઇ ગુચવણ નથી. તે મહાન પુરૂષની ફીલસુફી તદ્દન ખોલ્લી, સાદી અને સહમજ પડે એવી છે, કે ખોદા સર્વનો પેદા કરનાર અને અંત લાવનાર છે અને સ્પેંતામીનો અને અંગ્રમીનો તેની બે શકતીઓ છે; એક પેદા કરનાર અને બીજી અંત લાવનાર. ખુદ જરથોશતની ફીલસુફી તો એ પ્રમાણે ખોલ્લીજ છે.

વળી એ બાબદનો બીજી રીતે વીચાર કર્યે. જુદદીન લખનારાઓમાંનાં કોઇક આપણને બે-શકતી-મતનું આળ લગાડે છે તેઓ જો આપણા ધર્મ પુસ્તકોનાં લખાંણોનાં ભીતરમાં જરા દાખેલ થાય તો તેઓની ખાતરી થાય કે આપણા મજહબમાં હારેમનને ખોદાના હરીફ તરીકે એક રતીભાર પણ કબુલ નથી રાખ્યો. એ નીચલી બાબદો ઉપરથી ખોલ્લું દીસે છે. જ્યારે આપણા ધર્મમાં અહુરમજદને હરવેસ્પઆગાહ તરીકે ગણ્યો છે ત્યારે હારેમન કમ-ફેહમ અને ભવીષથી બીન વાકેફ છે. જ્યારે અહુરમજદ સર્વવ્યાપક અથવા સઘલે હાજર છે ત્યારે આહરેમનને એમ હાજર ગણ્યો નથી. જ્યારે અહુરમજદ સર્વશકતીમાન છે ત્યારે આહરેમન નાતવાન છે. જ્યારે અહુરમજદ નીરંતર છે ત્યારે આહરેમનનો છેડો આવવાનો છે. આહરેમનનું એ ચીત્ર "બુનદેહશ"નાં પેહેલા બાબમાં ઘણું સારી રીતે આપ્યું છે. હવે ત્યારે આહરેમન અહુરમજદનો હરીફ કહેવાયજ કેમ? તમારા હરીફમાં તમારા સરખી શકતી ઘણી નહીં તો થોડી હોવી જોઇએ.

આહરેમનનાં ઉપલાં ચીત્ર ઉપરથી તો માલમ પડે છે કે તેનામાં અહુરમજદનાં હરીફ તરીકે ગણાવાની શકતીઓતો પોતાની ઘેરહાજરીથી જાહેર પડી આવે છે. ત્યારે એમ કેમ કેહેવાઇ શકાય કે જરથોશતીધર્મમાં 'આહરેમન'ને ખોદાનો હરીફ ગણ્યો છે?

મરનાર ડાકટર હાઉનો કાબેલ ગોઠીઓ ડાકટર વેસ્ટ બે-શકતી-મત સામે જરથોશતીધર્મની ફીલસુફીનો કાબેલીઅતથી બચાવ કરે છે.[૧] તેના વીચાર પ્રમાણે જો જરથોશતીધર્મને એ આળ લાગતું હોય તો ખ્રીસ્તી ધર્મને તો તે વધારે લાગવું જોઇએ, કારણ કે જેમ ખ્રીસ્તીધર્મ સેતાનની અને બદીની નીરંતરતા Eternity of Evil માને છે તેમ જરથોશતીધર્મ કાંઇ માનતો નથી. પાછલોધર્મ તો સમજાવે છે કે આખેરે આહરેમનની હાર છે અને સ્પેંતામીનોની ફતેહ છે. બદી નોસ્તીમાં જવાની અને ભલાઈ કાયમ રહેવાની. રેવરન્ડ મરે મીચલ જેવા બુઝર્ગ પાદરીઓ, પોતાનાં ધર્મની સ્તુતી કરવાનાં ઝનુનમાં બીજાઓનાં ધર્મને ગેરઇનસાફ કરે એ ઘણું અજાયબ જેવું છે. ડાકટર વેસ્ટ જેવા કાબેલ લખનાર જેણે જરથોશતીધર્મનાં પેહેલવી પુસ્તકોનો સારો અભ્યાસ કર્યો છે, તેનાં અપક્ષપાત વીચારો તરફ આંખવીચામણી કરી, પોતે કાચનાં ઘેરમાં રેહી બીજા ઉપર પથ્થર ફેંકનારાઓની હાલતમાં એઓ આવી પડે છે. એવા લખનારાઓ માટે ડા૦ વેસ્ટના નીચલા વીચારો ખચીત અગતનાં થઇ પડશે.

જરથોશતીધર્મમાં આહરેમનની કમ-ફેહમી અને બીન વાકેફી, સર્વ જગ્યાએથી ગેરહાજરી, અને કમશકતી જે જણાવી છે તે ઉપર લંબાણથી વીચાર આપી સેવટે એ વિદ્વાન કહે છે કે "બદીના કર્તા તરીકે આહરેમનને માનવાનું એકીન પારસી ધર્મને જો બે-ઇશ્વરી-મત બનાવેતો સમજવું મુશ્કેલ થઇ પડે છે કે સેતાન વિષેના એકીન ઉપરથી ખ્રીસ્તીધર્મ શા માટે-ઇશ્વરી-મત ન ગણાય. કોઇબી રીતે બુનદેહશ ઉપરથી તો ખોલ્લું દીસે છે કે એક ખ્રીસ્તી

---

૧ વેસ્ટનો પેહેલવી પુસ્તકોનો તરજુમો ભાગ ૧ લો દીબાચો પાનું ૬૯

જ્યારે જરથોસ્તીધર્મ સામે બે-ઇશ્વરી-મત તરીકે વાંધો લીએ છે ત્યારે (પોતાના ધર્મના સંબંધમાં) જોખમ ભરી જગાપર ચાલેછે.”

હવે જરથોસ્તીધર્મ, ઇશ્વરની એ બેશકતીઓ વિષેની ફીલસુફી સહમજાવી, આપણને સ્પેંતામીનોની તરફેન કરવાને ફરમાવે છે અને અંગ્રેમીનોને ધીક્કારવાને કહે છે. આપણ માણસ જાત માટે, સ્પેંતામીનોની શકતી પ્રમાણે વૃદ્ધી કરવી, એ ઘણું ફાયદમંદ છે. જે પદાર્થો અને જે કાંમો માણસ જાતનાં મોતા ભાગના ઘણામાં ઘણા ફાયદામાટે હોય, તેઓને વધારવાં એ સર્વ માણસનો ધર્મ છે. એટલામાટે સ્પેંતામીનોની શકતીની તરફેન કરવી એ આપણ માણસ જાતની ફરજ છે. આપણ માણસ જાતનાં સામના અને દરેકના ફાયદા માટે સ્પેંતામીનોની ઉત્પન્ન અને વૃધ્ધી કરનારી શકતીની અગત છે, એટલા માટે આપણી ફરજ છે કે એ શકતીને વધ્યાંની વૃધ્ધીનાં કાંમ કરવાં અને અંગ્રેમીનોની નાશ કરનારી શકતીને ધીક્કારી નાશ અને કોતાહીનાં કાંમોથી દુર રેહેવું.

આપણા પેગમબરે પોતાનાં ધર્મમાં આપણને એ ફરમાન ખોલ્લું આપ્યું છે. એટલાજ માટે ફરવરદીન યષ્ટ (ફ. ૯૩) માં કહે છે કે “જરથોશતનાં જનમવા અને વધારા (મોહોતી ઉમ્મરમાં આવવા)થી પાણી અને ઝાડ પાનો ખુશાલ થયાં, જેનાં જનમવા અને વધવાથી પાણી અને ઝાડ પાનો ઉગતાં થયાં, જેનાં જનમવા અને વધવાથી સઘલી સ્પેંતામીનોની પેદાયશ ખુશીનાં શખુન ઓચરી.” ટુકમાં બોલીએ તો જરથોશતનાં જનમથી સઘલી કુદરત ખુશી થઈ.

વળી આપણા પેગમબરેં ગાથામાં અંગ્રેમીનોની શકતીને ધીક્કારવાને અને તોડવાને ફરમાવ્યું છે તે ઉપરથી વંદીદાદની ૧૯ મી પરગરદ (ફ. ૪૬) પ્રમાણે દેવો (અંગ્રેમીનોની ખાશીએત ધરાવનારાઓ) પોતાની દલગીરી જાહેર કરે છે કે “જાતોબે ચો

અશાવ જરથુશ્ત્રો નમાનહે પોઉરૂશસ્પહે" એટલે અફસોસ કે પોરો-શસ્પનાં ઘેરમાં અશો જરથોશ્ત જનમ્યો.

એ ઉપલા ફકરાઓથી માલમ પડે છે કે જરથોશ્તે સ્પેંતા-મીનોની શકતીને વખાંણવાનું અને અંગ્રેમીનોની શકતીને ધીક્કાર-વાનું ફરમાંન આપવાને લીધે જ્યારે પેહેલાની પેદાયશ ખુશી થાઈ ત્યારે બીજીની ગમગીન થાઇ અને અફસોસ કરવા લાગી.

હવે સ્પેનામીનોની અને અંગ્રમીનોની પેદાયશ એટલે શું તે ઉપર વીચાર કરતાં માલમ પડે છે કે જે પેદાયશો માણુસ જાત-નાં મોટા ભાગનાં તનમનના સુખને માટે અગતની તે સ્પેનામી-નોની પેદાયશ ગણાય અન જે નુકશાન કારક તે અંગ્રમીનોની પેદાયશ ગણાય. એ રીતે જોતાં અવસ્તામાં નીચલી પેદાયશોને સ્પેંતામીનોની ગણી છે. ખોરશેદ, માહ, સેતારા, જમીન, પાણી, ઝાડપાંન, કેટલીક જાતનાં પક્ષી, અને મોહટાં પસુ વીગેરેની પાસ બાની કરનારા કુતરાઓ, ગંધીલી અને દુખ દરદ ઉત્પન્ન કરનારી જમીન, અનાજ ખરાબ કરનાર કીડી વીગેરે પેટે ચાલનારાં જાનવરો અંગ્રેમીનોની પેદાયશ છે. એ પેદાયશો ઉપરાંત, નીચે વર્ણવેલાં માણસો, ખારીઅતો, ચીજો અને સાંચનો અંગ્રમીનોને લગતાં છે એમ અરદીબેહેશ્ત યષ્ટ(ક. ૭) ઉપરથી માલમ પડે છે. બીમારી, મોહતનો દેવ, (નેક માણુસનો) દુશમન, અશોઇને તજનાર, અશોઇ વગરનો માણુસ, માંણુસો ઉપર જુલમ કરનાર, સાંપની તોખમ (ખાશીએત)નો, વરૂની તોખમનો, બે પગાં વરૂનીતોખમનો, બુરા વીચારનો, ઉલટા વીચારનો, આકરા સ્વ-ભાવનો, ચુગલીખોર, દોસ્તીનાં ગુણ નહીં ધરાવનાર, બુરી નજર વાલો, જુઠું બોલનાર ઘણો જુઠો, વેશીઆ, અને ઉત્તર દીશા એથી ફુકતો પવન.

**વોહુમન અને અકમન**—એ પ્રમાણે આપણે જોયું કે કુલ કુદરતમાં પેદાયશ અને અંત વધારો અને ઘટાડો

સુધી અને નાશ, એવી બે એકમેકથી ઉલટી અસર ઉત્પન્ન કરનારી અહુરમજદની પોતાની બે શકતીઓ નામે સ્પેંતામીનો અને અંગ્રમીનો છે. હવે સ્પેંતામીનોની શકતીને મદદ કરવાને કે અંગ્રમીનોની શકતીને મદદ કરવાને, જે ખવાશ યા વીચાર માણસનાં મનમાં આવે છે તે પણ બેનામોથી જણાવેલો છે "વોહુમન" અને "અકમન". જે વીચાર યા ખવાશથી માણસ સઘલું ભલું અને સારૂ કરવાને શકતીવાન થાય છે તે વોહુમન અથવા બહમન (ભલો વીચાર) છે અને જે વીચાર યા ખવાશથી માણસ બુરૂં અને ભુડું કરવાને લલચાય છે તે અકમન (બુરો વીચાર) છે. બીજા શબ્દોમાં સ્પેનામીનોને લગતાં કાંમ કરવાનું "વોહુમન" સુચવે છે પણ અંગ્રેમીનોને લગતાં કાંમ કરવાનું "અકમન" સુચવે છે. એ બેહુ ખવાશ માણસમાં ભેલાએલા છે.

હવે જે બે શકતીઓ મારફતે અહુરમજદ આપણી સ્રુષ્ટીનો કારોબાર ચલાવે છે તે શકતીઓનાં હાથ હેઠલ જુદી જુદી શકતીઓ છે. સ્પેનામીનોની શકતીને માટે વોહુમન (બહમન=ભલુમન) અશવહીશ્ત (અરદીબેહેશ્ત=સૌથી સરસ પવીત્રાઇ) ક્ષથ્રવઇર્ય (શેહેરીવર=મરજી પ્રમાણેની સત્તા) સ્પેંત આરમઇતી (સપંદારમદ =ભલી તાબેદારી) હઉર્વતાત (ખોરદાદ=સંપુર્ણતા) અને અમેરેતાત (અમરદાદ=અમર્ગી ) નામની શકિત મદદગાર છે.

અંગ્રેમઇન્યુશની શક્તીનાં પણ છ મદદગાર છે. જેમ સ્પેનામીનોનો મુખ્ય મદદગાર વોહુમન (ભલો વીચાર) છે તેમ અંગ્રેમીનોનો મુખ્ય મદદગાર અકમન (બુરો વીચાર) છે. એનાં બીજા મદદગારો નીચે પ્રમાણે છે ઇંદ્ર, સઉર્વ, નાઓઙહઇથ્ય તઉરૂ અને ઝઇરીઅ (વં, ૧૦ ફ. ૯ ને ૧૦ ૧૯ ફ. ૪૩. બુનદેહેશ બાબ ૧ ફ. ૨૭). જેમ સ્પેંતામીનોના મદદગારો અમેશાસ્પંદો તરીકે જણાયલા છે તેમ અંગ્રમીનોના મદદગારો "દેવો" તરીકે જણાએલા છે, જે નામ ઉપરથી અંગ્રમીનો પોતે "દએવનામ દેવ" તરીકે જણાયલો છે.

આપણા પેગમબરની વીચાર નશીલ ફીલસુફી એ પ્રમાણે છે. એ ઉપરથી ડાકટર હાઉ કહે છે કે જે જમાનાંમાં જરથોશતનો જનમ થયો હતો તે જમાનાનાં પુરાતનપણા તરફ જોતાં જરથોશત ખુદ તેનાં જમાનામાં તો શું પણ તેની પણ ઘણાં પછીના જમાનાંનાં વીદ્વાનોમાં ઘણો પુરવીન હોવો જોઇયે.

## જરથોશતે શીખવેલી નીતીની ફીલસુફી.

હવે આપણ આપણા એકરારનામાનાં ૫) માં અને એક ઘણા અગતનાં એકરાર ઉપર આવીએ. આપણા પેગમબરે સીખવેલી વીચાર નશીલ ફીલશુફીની તપાસ આપણને આપણા પેગમબરે શીખવેલી નીતીની ફીલસુફી ઉપર લાવે છે કે જે ફીલસુફીની રચનાનો તેનો વીચાર નશીલ ફીલસુફી સાથે સંબંધ છે.

એ ભાગમાં સમાવેલા એકરાર ઉપર જરથોશતી ધર્મની નીતીની ફીલસુફીનો જાણે પાયો રચ્યો છે. ભણનાર પોતાને માજદયશ્ની જરથોશતી તરીકે પાછો જાહેર કરી એકરાર કરે છે કે "આસ્તુયે હુમતેમ મનો, આસ્તુયે હુખતેમ વચો, આસ્તુયે હવર્શ્તેમ શ્યઓથનેમ" એટલે "હું નેક વીચારેલા વીચારને નેક ઓચરેલા વચનને અને નેક કરેલાં કાંમને વખાનું છુ." એ એકરાર દીનમાં એક નવા દાખેલ થનાર માટે ઘણો અગતનો, ઘણો અવશ્યનો, અને ઘણો જરૂરનો છે અને તેમ અવસ્તાનાં ઘણાંક ભાગોમાં ગણવામાં આવ્યો છે. એટલા માટે એ એકરારની તપાસ આપણ જરા વધારે લંબાણથી લેઇશું.

આપણે જરથોશતની વીચાર નશીલ ફીલસુફીની બાબદમાં આગલ જોયું કે આપણ દરેક માણસ જાતની ફરજ છે કે સ્પેનામાનોની શકતીને વખાંની તેને લગતાં કાંમ કરવાં અને અંગ્રેમીનોને ધીક્કારી તેને લગતાં કાંમોથી દુર રેહેવું. બીજા શબ્દોમાં ભલાઈ અને નેકીના કાંમ કરવાં અને ભુંડાઇ અને બદીથી દુર રેહેવું. બીજું આપણે જોયું કે જે

ખવાસ અથવા વીચાર આપણને પેહેલાં કાંમો કરવાને એટલે ભલાં અને નેક કાંમો કરવાને ઉસકેરે છે તે વોહુ–મન (બહ-મન) છે અને જે ખવાસ અથવા વીચાર પાછલાં એટલે ભુંડાઇ અને બદીનાં કાંમો કરવાને આપણને લલચાવે છે તે અકમન છે. એ બેઉ ખવાશો "વોહુમન" અને "અકમન" આપણુ માણસ જાતની મનશની ગવશની અને કુનશની (વીચાર, વચન, અને કાંમ) ઊપર પોતાની અસર ચલાવે છે. એક એ મનશની ગવશની અને કુનશની ને ભલે અને નેક માર્ગે લેઈ જવાની કોશેશ કરે છે તો બીજો તેઓને ભુંડે અને બદ માર્ગે લેઈ જવાને તજવીજ કરે છે. જો પેહેલો ખવાશ પોતાની કોશેશમાં ફાવે છે તો આપણી મનશની, ગવશની અને કુનશનીનું સેવટ હુમત હુખ્ત અને હવર્ષ્ટ (સારા વીચાર, સારા વચન, અને સારાં કાંમ)માં આવે છે. જો બીજો ખવાશ પોતાની તજવીજમાં ફાવે છે તો આપણી મનશની ગવશની અને કુનશનીનું સેવટ દુશમત, દુઝુખ્ત અને દુઝવર્શત (બુરા વીચાર, બુરા વચન અને બુરાં કાંમ)માં આવે છે.

હવે જ્યારે આપણી ફરજ છે કે સ્પેનામીનોની તરફેન થવું અને અંગ્રમીનોની વીરૂધ જવું અને જ્યારે આપણું "વોહુ-મન" સ્પેનામીનોની તરફેન કરે છે. અને 'અકમન' અંગ્રમી-નોની તરફેન કરે છે ત્યારે આપણે તો "વોહુમન"ની ઊસકેરની પ્રમાણે ચાલવું જોઇએ અને "અકમન"ની ફુસલવનીથી દુર રેહેવું જોઇએ. બીજા શબ્દોમાં આપણા વીચાર વચન અને કર-ણી ઊપર આપણાં "વોહુમન"ને રાજ્ય ચલાવવા દેવું જોઇએ અને તેઓ ઊપર "અકમન" નીજો કાંઈ પણ સત્તા હોય તો તે તોડવી જોઇએ.

આપણાં જરથોશ્તી ધર્મની નીતીની ફીલસુફીનો પાયો "હુમત હુખ્ત અને હવર્શત" ઉપર છે એમ જે વારે ઘડીએ કેહે-વામાં આવે છે તેની સચ્ચાઇએ ઊપરથી ખોલ્લી દીસે છે. ધોરજ

વીચાર અને અક્કલથી ગોર કરતાં માલમ પડે છે કે ખરેખર એ ત્રણ ઉપર જરથોશ્તી ધર્મનો પાયો છે. જે ધણી પોતાનાં વીચાર વચન અને કાંમ સ્વચ્છ અને નેક રાખે તે ખરેખર આએ બે-પલની દુનીઆના દર્યામાંથી પોતાની જીંદગીનું વહાંણ સલામત હાંકી લેઇ જઇ શકે.

હવે એ એકરાર ઉપર, એ "હુમત હુખ્ત અને હવરસ્ત" ઉપર જરથોશ્તી દીનની નીતીની ફીલસુફીનો પાયો રચેલો છે તે વંદીદાદની ૫ મી અને ૧૦ મી પરગરદ ઉપરથી માલમ પડે છે. પાંચ મી પરગરદ (ફ. ૨૧) માં અહુરમજદ જરથોશ્તને કહે છે કે "યઓજદાઓ મશયાઇ અઇપી જાંયેમ વહીશ્તા. હા યઓજદાઓ જરથુશ્ત્ર યા દએન માજદયસ્નીશ. યો હવાંમ અંધ્વામ યઓજદાઇતી હુમતાઇશચ, હુખ્તાઈશચ હ્વર્શતાઇશચ." એટલે

"પવીત્રાઇ માણસને માટે જનમથીજ ઘણી સારી છે. તે કે જે માજદયશ્ની દીન છે તે પવીત્રાઇજ છે. કોઇ પણ શખસ સારા વીચાર સારાં વચન અને સારાં કામથી પોતાની જીંદગીને પવીત્ર કરે છે."

આએ ફકરો માજદયશની ધર્મના નીતી—શાસ્ત્રનો પાયો શા ઉપર છે તે દેખાડવા માટે ઘણો અગતનો છે. અહુરમજદ કહે છે કે માણસે જનમથીજ પવીત્રાઇ અખત્યાર કરવી જોઇએ. કારણ કે પવીત્રાઇ તેજ જાણે માજદયશ્ની દીન છે. અંહી માજદયશ્ની દીનનું જાણે એક ટુક ગુણનિરૂપણ આપ્યું છે, કે "માજદયશ્ની દીન એટલે પવીત્રાઇ." માજદયશ્ની દીન પાલવી હોય તો પવીત્રાઇ (અશોઇ) (તન અને મનની) જાલવવી. હવે એ પવીત્રાઇ તે શું અને તે કેમ જલવાય તે પછીના વાકયમાં જણાવે છે, કે ભલા વીચાર, ભલાં વચન અને ભલાં કાંમઅખત્યાર કરવાં એ પવીત્રાઇ છે અને એ ત્રણ અખત્યાર કરવાથી માનસ પોતાની જીંદગીને પવીત્ર કરી શકે છે. એ ફકરા પરથી "અશો" એટલે શું તેનું પણ જાણે

એક ટુંકું ગુણનિરૂપણ મલે છે કે જે "હુમત હુખ્ત અને હવરશ્ત (નેક વીચાર નેક વચન અને નેક કરણી) અખત્યાર કરે તે અશો" "અશો"થી ઉલટો શબ્દ અવસ્તામાં દરવંદ ( ) છે જેનો છુટો અર્થ ( =દોડવું=द्रु=) ધાતુ ઉપરથી દોડનાર, ભટકનાર થાય છે. એ શબ્દનું ગુણનિરૂપણ પણ આપણે એજ ફકરા ઉપરથી કાઢી શકીએ કે "જે શખસ હુમત હુખ્ત અને હવરશ્તના તરીકાથી (દુર) દોડી જાય, બીજા શબ્દોમાં જે દુશમત દુઝુખ્ત અને દુઝવરસ્ત (બુરો વીચાર, બુરાં વચન અને બુરી કરણી) અખત્યાર કરે તે દરવંદ."

એજ ફરમાંન પાછું વંદીદાદની ૧૦ મી પરગરદ (ફ. ૧૮ ને ૧૯) માં જાહેર કર્યું છે. એ પરગરદનાં અને ૫ મી પરગરદનાં ફરમાનનાં ફકરાઓ વચ્ચે ફરક એ છે કે પાંચમી કહે છે કે "હુમત હુખ્ત અને હવરશ્તથી કોઇબી માણસ પોતાની જીંદગીને પવીત્ર કરે છે." આએ પરગરદમાં કહે છે કે એ ત્રણેથી કોઇ પણ માણસ પોતાનાં અંતઃકરણને પવીત્ર કરે છે. હવે અંતઃકરણની પવીત્રાઇ તે શું અને તે કેમ પવીત્ર થાય તે આગલ ચાલતાં સહમજાવે છે કે "હુમત હુખ્ત અને હવરશ્તથી અંતઃકરણને પવીત્ર કરવું તે અંતઃકરણની પવીત્રાઇ ગણાય."

"ફ્સ્તુયે હુમતોઇબ્યસ્રચા" નામનું આપણું નામીચું ભણતર, જે અવસ્તાની પતેતને નામે ઓલખાએ છે પણ જે એક પતેત કરતાં એક ટુંકું એકરાર નામુ વધારે છે અને જે ઇજશનેના યાઇઓ હઇથીમ નામના હાનો એક ભાગ (ફ. ૧૭ ને ૧૮) છે, તેમાં ભણનાર એ એકરાર વધારે જોરો જબર રીતે કરે છે. એ ભણતરમાં ભણનાર હુમત, હુખ્ત અને હવરશ્તને પોતાની મનશની, ગવશની અને કુનશનીથી વખાનવાને કબુલે છે એટલુંજ નહીં પણ એઓને અખત્યાર કરવાને અને એઓથી ઉલટાં દુશમત દુજુખ્ત અને દુજવરશ્તને તર્ક કરવાને કબુલે છે. તે કેહે

છે કે "સારા વીચાર, સારા વચન અને સારાં કામને હું મારા વીચાર, વચન અને કામથી વખાંનું છું. નેક વીચાર, નેક વચન અને નેક કામને હું અખત્યાર કરૂં છું. (પણ) ભુડાં વીચાર, ભુંડા વચન અને ભુંડાં કાંમોનો હું ત્યાગ કરૂં છું." એ ભણતર આપણાં એકરાર નામામાંનાં આપણી તપાસવાલા "આસ્તુયે હુમ તેમનો આસ્તુયે હુખ્તેમ ચવચો, આસ્તુયે હ્વર્ષ્તેમ શ્યઓથનેમ" નું જાણે વિવર્ણન (paraphrase)છે.

ઈજશનેનાં "અહુરેમ મજદાંમ" નામનાં ૩૫) માં હા (ફ.૨) માં પણ ભણનાર "હુમત, હુખ્ત અને હવરશ્ત"ની સ્તુતી કરનાર તરીકે પોતાને જાહેર કરે છે. એ હા (જેનો બીજો ફકરો આફીનગાનોમાં આપણ "હુંમત નાંમ હુખ્ત નામ" નામનાં ફકરાથી ભણીએ છીએ તે)માં ભણનાર કહે છે કે "નેક વીચાર, વચન અને કાંમ જે અહીં અને કેઠેબી કરવામાં આવ્યાં હોય અથવા કરવામાં આવે તેઓને હમે વખાંનીએ છીએ."

આપણું "વીસ્પ હુમત વીસ્પ હુખ્ત"નું ભણતર પણ આપણી તપાસવાલા "આસ્તુયે હુમતેમમનોં"વાલા ભાગનું એક જાતનું વિવર્ણન છે. એ ભણતરમાં ભણનાર કહે છે કે "તમાંમ ભલા વીચારો તમામ ભલા વચનો અને તમાંમ ભલાં કામો બુધ્ધીથી કરેલાં છે. તમામ ભુંડા વીચારો તમામ ભુંડા વચનો અને તમામ ભુંડાં કાંમો બુધ્ધીથી કરેલાં નથી. તમામ ભલા વીચારો, તમામ ભલા વચનો અને તમામ ભલાં કામો બેહેશ્ત તરફ લેઈ જાય છે. તમામ ભુંડા વીચારો તમામ ભુંડા વચનો અને તમામ ભુંદાં કાંમો દોજખ તરફ લેઈ જાય છે. સઘલા ભલા વીચારો, ભલાં વચનો અને ભલાં કામોનો (બદલો) બેહેશ્ત છે. એ પ્રમાણે નું પરીનામ અશો માણસને માટે ખોલ્લું છે."

એ ભણતર, આપણાં એકરાર નામામાં ભણનાર સારા વીચાર વીગેરેની જે સ્તુતી કરે છે તેનો બદલો શું છે તે જણાવે

છે, કે સારી મનશની ગવશની અને કુનશની એ બેહેશ્તના દર-વાજાની ચાવી છે અને બુરી મનશની ગવશની અને કુનશની દોજખનો દરવાજો ખોલે છે.

એજ કારણને લીધે "નામ સેતાયશને"ની નામીચી પાજંદ બંદગીમાં ભણનાર ઇચ્છે છે કે "૫ કામે તો કેરફેહગર તવાનમ કર્દ આને તો પરસ્તશને ૫ બેહ-મનશને બેહ-ગવશને બેહ-વર્જશને, વશાએમ રાહે રોશન કે આમ ન રસાદ ગેરાન પજદ દોજખ" એટલે કે "ઓસવાળના ખાવીંદ! તારી મરજી પ્રમાણે ભલા વીચાર ભલાં વચન અને ભલાં કાંમોથી તારી પરસ્તેશ કરવાને હું શકતીવાંન થાઉં (કે તેથી) (બેહેશ્તનો) રોશન માર્ગ ખોલું કે જેથી કરીને દોજખનું ભારી દુખ મને નહીં પોહોચે." પેહેલવી નામ સેતાયશને જે દીનકર્દની ૮૧ મી બાબદમાં આવી છે ત્યાં પણ ભણનાર બરાબર એજ અર્જ ગુજારે છે.

પતેત પશમાંનીનો "ફ્રરાજ સેતાયમ" નામનો પેહેલો કરદો જે આપણે આગલ તપાસેલાં "ફ્રસ્તુયે હુમતોઇખ્યસચા" નામનાં "અવસ્તાની પતેત"ને નામે જણાયલાં ભણતરનો પાજંદ જબાંનમાં ખોલાસા વાર તરજુમો છે તેમાં પણ ભણનાર શરૂઆતમાંજ "ફ્રરાજ સતાયમ હરવેસ્પ હુમત હુખ્ત હવરસ્ત" વીગેરે શબ્દોથી એકરાર કરે છે કે "તમામ ભલા વીચાર, ભલાં વચન અને ભલાં કાંમને (મારા) વીચાર વચન અને કાંમે કરીને વખાંનું છું; તમામ ભુંડા વીચાર ભુંડાં વચન અને ભુંડાં કાંમને (મારા) વીચાર વચન અને કાંમે કરીને ધીક્કારૂં છું. તમામ ભલા વીચાર, ભલા વચન અને ભલા કામને હું (મારા) વીચાર વચન અને કાંમે કરી અખત્યાર કરૂં છું કે (તેથી) હુ સવાબ કરૂં. તમામ ભુંડા વીચાર ભુંડા વચન અને ભુંડા કાંમને હું (મારા) વીચાર, વચન અને કાંમે કરી તર્ક કરૂં છું કે (તેથી) હું ગુનાહ ન કરૂં."

"પતેત પશેમાની" ની સેવટે "પ આંનદીન દસ્તુરએસ્ત હોમ" ના કરદામાં પણ ભણનાર એજ એકરાર મજબુતીથી કરે છે કે "પ ઈવદીએ જાન આસ્તુઆંન હોમ, હુમત પ મનશને, આસ્તુઆંન હોમ હુખ્ત પ ગવશને, આસ્તુઆંન હોમ હ્વરસ્ત પકુનશને" એટલે કે "મારા જાનની હસ્તી સુધી (એટલે મરણ સુધી) હું ભલાં વીચાર ઉપર (મારા) વીચારથી ઓસ્તવાર છું, ભલા વચન ઉપર (મારા) વચનથી ઓસ્તવાર છું અને ભલાં કામો ઉપર (મારાં) કાંમથી ઓસ્તવાર છું."

વળી વંદીદાદની ૧૮ મી પરગરદમાં બે વાર (ફ.૧૭ ને ૨૫) એ વિષે ફરમાન આપવામાં આવે છે કે "મા પ્રયાંમ વહીશ્તનામ અઇઉવીદ્દ્યો બુયત હુમતહેચ મનંઘહો હુખ્તહેચ વચંઘહો હવરશતહેચ શ્યઓથનહે; પ્રયાંમ અચીશ્તનામ અઇઉવીદ્દ્યો બુયત દુશમતહેચ મનંઘહો દુઝુખ્તહેચ વચંઘહો દુઝઉવરશતહેચ શ્યોથનહેચ. "એટલે કે સૌથી શ્રેષ્ટ ત્રણ (ચીજ) ભલો" વીચારેલો વીચાર, ભલો ઓચરેલો વચન અને ભલુ કરેલું કાંમ (એથી) તમો દુર ના થતા. (પણ) સૌથી દુષ્ટ ત્રણ (ચીજ) ભુંડો વીચારેલો વીચાર, ભુંડો ઓચરેલો વચન અને ભુંડું કરેલું કાંમ (એથી) તમે દુર રેહેજો."

એક માણસનાં હુમત હુખ્ત અને હવરશ્તને અવસ્તામાં એટલું બધું વજન આપેલું છે કે ઈજંશનેનાં ૪)થા હાની શરૂઆતમાં જયાં ભણનાર અહુરમજદને અને તેનાં અમેશાસ્પંદો ને થોડીક પવીત્ર ક્રીયામાં વપડાતી ચીજો જેવી કે હોમ મ્યજદ, જોર, બરસમ વીગેરે અર્પણ કરવા પોતાનો વીચાર જાહેર કરે છે ત્યાં સર્વેથી પેહેલે હુમત હુખ્ત અને હવરશતના નામો દે છે.

વળી ઇજશનેનાં ૧૦ માં હાં (ફ. ૧૬) માં હોમની ક્રીયા કરનાર શખસ પોતાનું એકીન જાહેર કરે છે ત્યાં પણ પોતાને હુમત હુખ્ત અને હવરશત પ્રમાણેનો જાહેર કરે છે. તે કહે છે કે "હુ પાંચમાનો (એટલે પાંચ પ્રમાણે ચાલનાર) છું ને પાંચમાંનો નથી.

૧) નેક વીચારવાલો છું, બુરા વીચારવાલો નથી, ૨) નેક વાંનીવાલો છું, બુરી વાણીવાલો નથી. ૩) નેક કાંમ કરનાર છું, બુરાં કાંમ કરનાર નથી. ૪) તાબેદાર છું, ના ફરમાન નથી, ૫) અને અશો છું પાપી નથી. વળી હાદોખતનુશક (ફ. ૭) માં કહે છે કે "જે કોઇ ખોરદાદ અને અમરદાદ પુરતા પણું અને આબાદી)ની યાદમાં ખાતી વખતે "હુમત હુખ્ત અને હવરશ્ત" ને વખાંણીને અને "દુશમત દુઝુવર અને દુઝ વરશત"ને ધીક્કારીને એક અશેમવોહુ ભણે તે જાણે બીજી વખત ૧૦) અશેમ વહું ભણ્યા બરાબર છે." એજ નુશક (ફ. ૧૧)માં વળી કહે છે કે બીછાનાપર જતી વખતે અને તે પરથી ઉઠતી વખતે જે કોઇ "હુમત હુખ્ત અને હવરશ્ત"ને વખાની અને "દુશમત દુઝુખ્ત અને દુઝવરશ્ત"ને ધીક્કારી એક અશેમ વહુ ભણે તે જાણે બીજી વખત એક હજાર અશેમ વહુ ભણ્યા બરાબર છે.

વળી એજ નુશક (૧૩) માં કહે છે કે ખાબ કર્યા આગમચ અને ખાબથી બીદાર થતાં જે કોઇ "હુમત હુખ્ત અને હવરશ્ત"ને વખાંની અને "દુશમત દુઝખ્ત અને દુઝવરશ્ત"ને ધીક્કારી એક અશેમવોહુ ભણે તે બીજી વખત જાણે દસ હજાર અશેમવોહુ ભણ્યા બરાબર છે.

એ ફરમાનની મતલબ એ છે કે એક માણસે ખાતાં કે પીતાં, ઉઠતાં કે બેસતાં, સુતાં કે જાગતાં હમેશાં "હુમત હુખ્ત અને હવરશ્ત" અખત્યાર કરવાનો અને દુશમત દુઝુખ્ત અને દુઝવરશ્તને ત્યાગ કરવાનો વીચાર કરવો.

.. યજશનેનાં ૭૦ માં હા (ફ. ૪) ઉપરથી માલમ પડે છે કે એક માણસે અશો ગણાવા માટે એ ત્રણ જરૂર સંપાદન. કરવાં જોઇએ. ત્યાં ભણનારાઓ કહે છે કે "હમો કે જેઓ અશો નરો છેઇએ (એટલે) નેક વીચારથી વીચારનારા, નેક વચનથી બોલનારા અને નેક કાંમોથી કરનારા છેઇએ તેઓ અહુરમજદનાં પ્યારા દોસ્તો થાઇએ."

એજ કારણને લીધે વીસપરદનાં બીજા કરદા (ફ. ૫)માં જ્યાં કેટલીક ભલી પેદાયશો વીગેરેને યાદ કરવામાં આવી છે ત્યાં હુમત હુખ્ત અને હવર્શ્ત ધવરાનાર અશો નરને પણ યાદ કર્યો છે. એ કરદામાં કહે છે કે "અશો નર જે હુમત, હુખ્ત અને હવર્શ્ત અને પ્રધી કરનાર દાહપણ પકડી રાખનાર વીગેરે છે તેને હું ઇનીશનેમાં આરાધું છું."

એક પરણતાં જોડાંને આશીરવાદ દેતાં જે થોડાક શીખાંમનનાં શબ્દો કહેવામાં આવે છે તેમાં ખુદ શરૂઆતમાંજ એ શીખાંમન દેવામાં આવે છે કે "વીચારમાં સારા વીચાર વીચારજો, સખુનમાં સારા શબ્દો બોલજો, કરણીમાં સારાં કાંમો કરજો. તમામ બુરા વીચારને દુર કરજો, તમામ બુરા વચનોને દુર રાખજો, તમામ બુરાં કાંમોને દુર રાખજો."

આપણે અવસ્તાની શાહદતથી તપાસ્યું કે જરથોસ્તી ધર્મની નીતીની ફીલસુફીનો પાયો હુમત હુખ્ત અને હ્વર્શ્ત ઉપર છે. પણ હવે આપણે જરા તફસીલવાર તપાસીએ કે હુમત હુખ્ત અને હવર્શ્ત એટલે શું? નેક વીચાર નેક વચન અને નેક કાંમો તે કેવાં? અને બુરા વીચાર, બુરા વચન અને બુરે કાંમ તે કેવાં? જગ પ્રસીધ્ધ પાદશાહ નોશેરવાંન અદલનાં જાણીતા કાબેલ વજીર બુઝરચેમેહેરનું પંદનામું શરૂઆતમાંજ સવાલ જવાબનાં રૂપમાં એ બાબેની સહમજન આપે છે. એ પ્રશ્નોત્તર નીચે પ્રમાણે છે.

સવાલ—"કયો મરદ વધારે બખતાવર છે?

જવાબ—તે કે જે વધારે બીગુનાહ છે.

સ૦—વધારે બીગુનાહ તે કોણ?

જ૦—તે કે જે યજદોનાં તરીકા ઉપર વધારે સારચો અને દેવોના તરીકાથી દુર રહેતો હોય.

સ૦—યજદોનો તરીકો તે કયો? અને દેવોનો તે કયો?

જ૦—યજદાનો તરીકો તે ભલાઇ, અને દેવોનો તરીકો તે બુરાઇ.

સ૦—ભલાઇ તે શું અને બુરાઈ તે શું ?

જ૦—ભલાઈ તે હુમત હુખ્ત અને હ્વરશ્ત અને બુરાઈ તે દુશમત દુઝુખ્ત અને દુઝવરશ્ત.

સ૦—હુમત હુખ્ત અને હવરશ્ત એટલે શું ? દુશમત, દુઝુખ્ત અને દુઝવરશ્ત એટલે શું ?

જ૦—પ્રમાણીક વીચાર તે હુમત, સખાવત તે હુખ્ત અને સચાઈ તે હવરશ્ત. અપ્રમાણીક વીચાર તે દુશમત, બખીલાઇ તે દુઝુખ્ત અને જુઠાઈ એ દુઝવરશ્ત.

સ૦—પ્રમાણીક વીચાર તે શું ? સખાવત તે શું ? અને સચાઇ તે શું ? અપ્રમાણીક વીચાર તે શું ? બખીલાઇ તે શું અને જુઠાઈ તે શુ ?

જ૦—પ્રમાણીક વીચાર તે એકે જે શખ્સને આએ દુનીઆને લગતી દોલતની વધારે આએપત દેખાય તે (શખ્સ) તે ચીજની ઉપર ઇચ્છા લેઇ જાય (એટલે તે ચીજ કરે)કે જેથી તે ચીનવતપુલ ઉપર પોહોંચે અને તેનું રવાંન દોજખમાં નહીં પોહોંચે.

સખાવત તે એકે તનનો ભાગ તનથી અને રવાંનનો ભાગ રવાંનથી નહીં રાખવો (એટલે જે કામથી તનને અને રવાંનને સુખ મલે તેમ કરવું.)

સચાઇ તે એકે પોતાના રવાન (ના ભલાં)ને સારૂ સચાઇથી અને વગર ફરેબે ચાલે.

અપ્રમાણીક વીચાર તે, એકે જે આએ દુનીઆને મેહેમાનીને લગતાં મકાંન તરીકે ગણે અને મીનોઈ દુનીઆને સંકટભરેલાં મકાંન તરીકે ગણે તે તે ચીજની ઇચ્છા રાખે કે જેથી સેવટે તેના બદનને નુકસાની થાય અને રવાનને સજા થાય.

બખીલાઇ તે એકે જે તનથી તનના ભાગને અને રવાનથી

રવાનના ભાગને પાછો રાખે છે. (એટલે તે કાંમ કે જેનાથી તન અને રવાંનને સુખ સંપાદન થતું હોય તે ન કરે.)

જુઠાઇ તે એકે તનને ઇચ્છામાં અને રવાંનને ઠગાઇમાં રાખે."

બુઝરચેમેહેરનાં પંદનામાનાં ઉપલા સવાલ જવાબથી આપણુને માલમ પડે છે કે "હુમત હુખ્ત અને હવરૂશ્ત" ઉપર અમલ કરવો એટલે એકે એક માણસે હમેશાં પોતાના વીચારને પ્રમાણીક રાખવા અને સચાઇ સંપાદન કરી સખાવત (પૈસા તેમજ વીચારની) અખ્ત્યાર કરવી અને અપ્રમાણીક વીચાર જુઠાઇ અને બખીલાઇથી દુર રહેવું.

એ સવાલ જવાબ ઉપરથી બીજું એ માલમ પડે છે કે જે માનસ "હુમત હુખ્ત અને હવરૂશ્ત" અખત્યાર કરે છે તે માનસ સેવટે વધારે બખ્તાવર ગણાય છે, કારણ કે "હુમત હુખ્ત અને હવરૂશ્ત" ના કાનુન ઉપર ચાલીઆથી ભલાઇ સંપાદન થાય છે, જે ભલાઈ પોતે યજદનો તરીકો છે. યજદાનાં એ તરીકા ઉપર ચાલ્યાથી એક માણસ હમેશા બીગુનાહ રહે છે અને બીગુનાહ રહેવું એ બખ્તાવરીની નીશાન છે.

બુઝરચેમેહેરનાં પેહેલવી પંદનામાંના ઉપલા ભાગ ઉપરથી "હુમત હુખ્ત અને હવરૂશ્ત" એટલે શું તે આપણે જોયું. હવે દીજરાને (હા. ૧૯)માં "હુમત હુખ્ત અને હવરૂશ્ત" તે કેવી જાતનાં તેના જાણે આપણુને દાખલા મલે છે. એ હા (ફ. ૧૬)માં "અહુનવર" ને ત્રણ ભાગ વાલો કહયો છે, ત્યાં પુછવામાં આવે છે કે તેના ત્રણ ભાગ તે કીઆ ? તેનાં જવાબમાં કેહેવામાં આવે છે કે "હુમત હુખ્ત અને હવરશ્ત" એ અહુનવરનાં ત્રણ ભાગો છે. પછી એજ હામાં આગલ ચાલતાં (ફ..૧૯) પુછવામાં આવે છે કે હુમત (સારો વીચાર) તે શું ? હુખ્ત (સારો શબ્દ) તે શું ? અને હવરશ્ત (સારૂં કામ) તે શું ? તેના જવાબમાં દાખલા આપી કહેવામાં આવે છે કે "હુમત" તે આગલ વધેલો અશોઇનો વીચાર, હુખ્ત તે માથ્રસ્પેંત અને હવરશ્ત ને સ્તુતી પામેલી આગલ વધેલી

અશોઇની પેદાયશ. એ જવાબોમાં આપેલા દાખલા ઉપરથી "હુમત હુખ્ત અને હવરશ્ત" તે શું તે સમજ પડે છે.

હવે જો કે એક માણસની નીતીની જીંદગીનો પાયો હુમત હુખ્ત અને હવરશ્ત ઉપર છે તોપણ વધારે ધીરજથી વીચાર કરતાં એ ત્રણેમાં હુમત (નેક વીચાર) મુખ્ય છે.

હુખ્ત અને હવર્શતનો આધાર ઘણેક દરજ્જે બલકે સઘલે દરજ્જે "હુમત" ઉપર રહે છે. સારાં વચન અને સારાં કાંમ એ સારા વીચારનાંજ પરીનામ છે. જો વીચાર સારો હોય તો ઘણીક વાર વચન પણ સારાં ઓચરાએ અને કાંમ પણ સારાં નીવડે. અલબતે કેટલીક વાર એમ પણ બને છે કે એક માણસનો વીચાર બુરો હોય છે પણ તે બુરા વીચારનાં પરીનામ તરીકે તેનાથી જે કામ થાય છે અથવા વચન ઓચરાએ છે તે સારાં નીવડે છે. પણ એવા દાખલાઓ સાધારણ કાયદા કરતાં અપવાદ તરીકે વધારે હોય છે. જો વીચાર એક હોય અને તેનાં પરીનામ તરીકે તેવુંજ નહીં પણ કોઈ બીજું પરીનામ નીકળ્યું હોય, તો પણ તે કાંમનો દાશ ગુણ તપાસવા માટે આપણે તો અસલ વીચાર તરફ જોવું જોઇએ.

પેહેલવી દીનકર્દની ૨૭) મી, બાબદમાં પણ તેનો લખનાર પવીત્ર વીચારને સઘલા ભલા વીચાર, ભલાં વચન અને ભલાં કાંમનુ મુલ ગણે છે. એ કેતાબ પ્રમાણે એક માણસ જે સખુન બોલે તે ગમે તેટલા ભલા હોય અથવા તેનાં કાંમો ગમે તેટલાં નેક હોય પણ જો તેની અસલ નૈયત ભલી (હુમત)ન હોય તો તેના ભલાં વચનો અને કાંમથી જોઇતો સવાબ હાંસેલ થાઇ શકતો નથી. એ કેતાબનો લખનાર(વાં. ૨જુ પા. ૬૬) કહે છે કે "જેનો વીચાર દીન ઉપર ભલો ન હોય અને તે જબાને કરી ઘણુંએ પઢે, તથા કાંમની મારફતે ઘણુંએ કરી બતલાવે તો પણ તેથી (તેનું કાંમ) દીનની સરત પ્રમાણેનું નહી ગણાય. વળી (માણસ) પોતાની જબાંને અને કરણીની મારફતે નાધેલામાં નાધેલા ગુનાહ

નો પસ્તાવો કરે, અને તેનું મન જો માફી મેલવવાને લગતું નહીં હોય તો તે (આદમી પોતાના પાપનુ) નીવારણુ કરનાર નથી." દીનકર્દના લખનારના ઉપલા ઉમદા વીચારો મહાનકવી શેકસપીઅરનાં નીચલા શબ્દોની આપણને યાદ આપે છે.

"My words fly above, my thoughts remain below
Words without thoughts never to heaven go.'

એજ ભાગમાં આગલ ચાલતાં કહે છે કે એક માણુસની દરેક કરણી તેનાં હુમત સાથે વલગેલી હોવી જોઇએ, નહીં તો મીનોઈ દુનીઆને લગતો બદલો તેને જેવી રીતે મલવો જોઇએ તેવી રીતે મલતો નથી. એટલે એક માણુસનાં કામનો આધાર તેનાં વીચાર ઉપર રહે છે. નીચલી ટુંકી વારતા એ બાબદ ખોલ્લી રીતે સહમજાવે છે.

"એક દીવસ એક ભીક્ષકે એક ધણી પાસે ભીક્ષા માગી. તે ધણીએ પોતાનાં ગજવામાં હાથ ઘાલીઓ, એવા વીચારથી કે તેમાંથી એક બે દોકીઆંનો ઢબુ કાહાડી તે ભીક્ષકને આપે. તેના ગજવામાં ઢબુ સાથે રૂપીઓ પણ હોવાથી ઢબુને બદલે રૂપીઓ નીકલીઓ. તેણે ઢબુ જાણીને તે રૂપીઓ પેલા ભીક્ષકનાં હાથમાં મેલ્યો. હાથમાં મેલ્યા પછી જોય છે તો રૂપીઓ. તે જોઇને તે બોલ્યો "વારૂ ચાલ, રૂપીઓ તો રૂપીઓ, વધારે સવાબ લાગશે." પેલો ભીક્ષક બોલ્યો કે "અલબતે તુંને સવાબતો લાગશે પણ રૂપીઓ આપવાના ઇરાદાથીજ તુંએ ગજવામાં હાથ ઘાલી જો રૂપીઓ કાહડીઓ હોતે ત્યારે જેટલો સવાબ લાગતે તેટલો હાલ નહીં લાગશે. તારો વીચાર તો ફકત બે દોકીઆંનો ધર્મ કરવાનો હતો, પણ દૈવજોગે મારાં નસીબે ગજવામાંથી રૂપીઓ નીકલ્યો." એ વારતાની મતલબ એ છે કે આપણા કાંમનો અને તેથી થતાં પુન્યનો આધાર ઘણો ખરો આપણા નેક વીચાર ઉપર આપણી નેક નેયત ઉપર રહે છે. જો વીચાર નેક હોય અને તેનું પરીનામ કદાચ કેટલાક સંજોગોને લીધે ખરાબ કાંમમાં પણ આવે

તો ફીકર નહીં. પણ એક કાંમ બુરી નૈયત યા ભુંડા વીચારથી કીધું હોય અને તેનું સેવટ કોઇક સંજોગોને લીધે સારૂ અને ભલુ આવે તો પણ તે કરનારને સવાબનો હમએહેરો થતો નથી.

એક કાબેલ ન્યાયાધીસ પોતાનાં ઇનસાફમાં પણ એજ કાનુનનો ઉપયોગ કરે છે. એક ચોકસ કામ માટે શખસ ગુનેહગાર છે કે નહીં તે તપાસવા માટે તેની નૈયત (motives) ઉપર વધારે ધીઆંન આપે છે. બુરા ઇરાદાથી કરેલું કાંમ તેની નજરમાં ઘણું સીક્ષાને પાત્ર છે.

દાખલા તરીકે એવું ધારો કે એક માણસે આપઘાત કરવાના ઇરાદાથી પોતાનાં ગલાંમાં ફાંસી દેઇ પોતાને દોરીથી ઉંચે ટાંગ્યો એવા વીચારથી કે થોડાવારમાં તે મરી જશે. એવામાં તેનો એક દુશમન ત્યાં આવી લાગો કે જે તેનું ખુંન કરવાને તલપી રહ્યો હતો. તે આવીને જુએ છે તો પેલાએજ પોતાને હાથે ફાંસી દીધેલી કે આપઘાત કરે, પણ તેનામાં હજુર જીવ હતો. પણ એમ ટંગાઇ રેહેવાથી તે રખેને જીવતો રહે એવી ધાસ્તીથી તેનું મોત જલદી લાવવા માટે તે તેનાં માથાં તરફ એક પીસટોલ ફોડે છે કે તુરત તે મરી જાય. તે પીસ્તોલની ગોલી તેનાં માંથાને લાગવાને બદલે છટકી જઇ જે દોરીથી પેલો ટંગાઇ રહયો હતો તે દોરીને લાગે છે, જેથી તે દોરી તુટી જાય છે. તે જમીનપર પડે છે અને દોરી ઢીલી થઇ જવાથી તે હુશીઆર થાય છે અને તેનો જાન સલાંમત રહે છે. હવે આએ બાબદમાં તેનાં દુશમનની બુરી ધારનાં (દુશ્મત)નું પરીણામ તો સારાં કામ (હવરૂત)માં આવ્યું કારણ કે પેલા ધણીનો જાન બચ્યો. પણ તેથી તે દુશમન ઇનસાફની નજરે થોડો ગુનેહગાર થતો નથી. તેની ધારના તો પેલાનુ ખુંન કરવાની હતી. તેનું પરીણામ સારૂ આવ્યું તેથી તે કાંઇ થોડો સીક્ષાને પાત્ર નથી. દીનકર્દનાં ઉપલા ભાગમાં પણ એવીજ રીતનો વીચાર જણાવી કહે છે કે "દુનીઆને લગતા ઇનસાફની અંદર

આએ દુનીઆના ન્યાયાધીસોએ તેવાં (દુશમત વાલાં) આદમીઓનાં બોલવા ઉપર (ભરૂસો રાખી) ચુકાદો કરવો નહીં."

એ ઉપરથી માલમ પડે છે કે આપણા વચન (ગવશની) અને કાંમો (કુનશની)નો આધાર પણ વીચાર (મનશની) ઉપર છે. મનશની સારી તો સૌ સારૂં, મનશની ભુંડી તો સૌ ભુંડું. આપણા "વોહુમન"નું તુરતનું પરીનામ "હુમત" છે જે "હુમત"થીજ આપણ હુખ્ત અને હવરશ્ત આચરી અને કરી શકીએ છીએ. આપણાં "અકમન"નું તુરતનું પરીનામ બુરા વીચાર છે જે બુરા વીચારથીજ એક માણસ બુરા સખુન આચરવાને અને બુરાં કાંમો કરવાને લલચાય છે.

એ તપાસ ઉપરથી ખોલ્લું દીસે છે કે જે કેહેવામાં આવે છે કે જરથોશ્તી ધર્મની નીતીની ફીલસુફીનો પાયો "હુમત હુખ્ત અને હવરશ્ત" ઉપર છે તે તદન વાજબી છે. એ કરતાં પણ વધારે આગલ વધી આપણ કહીશું કે એ સઘલાંનો મુલ પાયો અને મુલ આધાર એક માણસનાં હુમત (નેક મનશની) ઉપર છે. જો એક માણસ હમેશાં નેક વીચારનેજ સંઘેરે અને બુરા વીચારને દૂર કરે અને પછી તેવા નેક વીચારનેજ આધીન થઇ વચનો આચરે અને કાંમો કરે તો આએ ખાઢ્ઢી દુનીઆના બોહલા અને વીચીત્ર દર્યામાંથી પોતાની જીંદગીની કીશ્તીને ખચીત સલાંમતી સાથ હાંકી જાય.

હવે જરથોશ્તી ધર્મે જેમ એક માણસની નીતીની જીંદગીનો પાયો તેનાં હુમત હુખ્ત અને હવરશ્ત ઉપર રચ્યો છે તેમ એઓ માટે વધતો ઓછો બદલો પણ ફરમાવ્યો છે. આપણે સાધારણ રીતે કહીએ છીએ "કરને જો". આએ દુનીઆમાં છે. એ કેટલેક દરજજે ખરૂં છે. ઘણાં માણસ પોતાની કરણીનાં ફલો આએ દુનીઆમાં એક યા બીજે રૂપે થોડાંકે ઘણાં ચાખે છે ખરાં, પણ આપણને કેટલાક દાખલા એવા મલે છે કે જેમાં માણસો એવાં ફલો નથી ચાખતાં. એક નેક વીચાર, વચન અને કરણીની

જીંદગી ગુજારનાર માણસ આએ ખાકી દુનીઆમાં કેટલીક વાર એ ત્રણેનો બદલો નથી ચાખતા, બલકે કેટલીક વાર તેઓ આપણી સનમુખ દુખ ભોગવતા નજરે પડે છે. વળી કેટલીક વાર કેટલાક પાપીઓ જેઓએ પોતાની જીંદગીનો મોટો ભાગ બુરા વીચારો, બુરાં વચનો અને બુરાં કાંમોમાં ગુજાર્યો હોય છે તેઓને આપણ તેઓની લાયક સજાએ પોંહોંચેલા નથી જોતા. પણ ત્યારે આપણે યાદ રાખવું જોઇએ કે આએ ક્ષણભંગુર દુનીઆની જીંદગી આપણી ખરી જીંદગીની દોરીનો ફકત એક થોડો ભાગ છે. વીદવાનો કહે છે તે ખરૂં છે કે આપણ આએ દુનીઆમાં ફકત મુસાફર છેઈએ. આપણી આખી સીલસીલાબંદ જીંદગીનો ફકત થોડો ભાગ આપણ આએ દુનીઆમાં ગુજારવા આવીએ છીએ. જેમ આપણી આએ દુનીઆની જીંદગીનો ભાગ આપણે જુદાં જુદાં દેશો યા શેહેરોમાં થોડો વખત ગુજાર્યે છીએ તેમ આપણી આખી ખરેખરી જીંદગીનો ફકત થોડો ભાગ આએ દુનીઆમાં મુસાફર તરીકે ગુજાર્યે છીએ. એટલે આએ પલવારની દુનીઆની જીંદગી ગુજાર્યા પછી બીજી ભવીષની જીંદગી ગુજારનાર છેઇએ, કે જે ભવીષની જીંદગીમાં એક માણસે આએ દુનીઆમાં જે સારા વીચારો, વચનો અને કામો યા બુરા વીચારો વચનો અને કાંમો, વીચાર્યા, આચર્યા અતે કર્યા હશે તેનો બદલો યા સજા મલશે.

પેહેલવી દાદેસ્તાને દીની (પુરસેશ પાંચમી)માં એ બાબે સવાલ કરવામાં આવે છે કે આએ દુનીઆમાં એક ભુંડા આદમી કરતાં ભલા આદમી ઉપર શું કારણસર વધારે જફા આવી પડે છે. એનાં જવાબમાં કહેવામાં આવે છે કે ભલાંઓએ આએ દુનીઆમાં જે સંકટ વેઠ્યું હશે તેનો બદલો તેઓને પેલી જેહાંનમાં ખચીત મલશે, અને ભુંડાઓએ પોતાની ભુંડાઇ છતાં આએ જેહાંનમાં. જે કાંઈ ખુશી યા સુખ જોયું હશે તે જે ગમી અને દુખ તેઓને હવે પછી ખમવું પડશે તેની સાથ સરખાવતાં ફકત પલવારનું અને થોડા વખતનુજ ગણાશે.

એ ઉપરથી ત્યારે સવાલ ઉઠે છે કે જરથોસ્તી ધર્મ ભવીષની જીંદગી માને છે કે નહીં ? આપણાં એકરાર નામામાં ભણનાર એ બાએ જો કે ખોલ્લા નહીં તો પણ આડકતરા એકરારો પુ-રતા કરે છે. અવસ્તાનાં બીજા ઘણાંક ભાગો ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે જરથોશ્તી ધર્મ ભવીષની જીંદગી માને છે. જો એ ધર્મ ભવીષની જીંદગી નહીં માનતો હોયતો હુમત હુખ્ત અને હવરશતના પાયા ઉપર ઉઠાવેલી નીતીની જીંદગીની બુલંદ ઇમા-રત તુરત બેઠે આવે. પણ એમ નથી. આપણાં ધર્મ પુસ્તકો અને તેમાં ખુદ ગાથાનાં લખાનો ભવીષની જીંદગી અને રૂહનું અમર્ગપણું માને છે. એના ટેકામાં આપણા હાદોખ્ત નુસ્કની બીજી અને ત્રીજી પરગરદો તરફ વીસ્તાસ્પયસ્તના બાબ આઠમાં તરફ[1] અને વંદીદાદ (૧૯ ફ. ૨૭ થી ૩૨) તરફ અને પેહેલવી વીરાફ નામા (બાબ ૪) અને મીનોખેરદ (બાબ ૨) તરફ નીસાંન કરી શું. એ પ્રમાણે ત્યારે, જરથોશ્તી ધર્મ, ભવીષ્યની જીંદગીની હસ્તી માની, આએ દુનીઆનાં આપરા નેક વીચારો વચનો અને કામોનાં બદલા તરીકેની બેહેશ્તની, અને બુરા વી-ચારો વચન અને કાંમની સજા તરીકે દોજખની, હસ્તી માને છે.

બેહેશ્તને અવસ્તામાં 'વહીશ્તઅહુ' એટલે સૌથી સરસ મકાંન કહે છે. એ શબ્દનાં "વહીશ્ત" ઉપરથી પાછલથી ફારસીમાં બેહેશ્ત શબ્દ થયો છે. દોજખને અવસ્તામાં એથી ઉલટું 'અચીશ્ત અહુ' એટલે સૌથી ખરાબ મકાંન કહે છે. અને વળી દુઝઙ્હ પણ કહે છે, જે ઉપરથી ફારસીમાં દુજખ થયો છે.

એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે જરથોસ્તે પોતાની નીતીની ફીલસુફીનો પાયો હુમત હુખ્ત અને હવરશત ઉપર રચીં. એવું શીખવ્યું છે કે તેનો બદલો ભવીષની જીંદગીમાં બેહેશ્ત પામ્યાથી મલે છે અને તેથી ઉલટાં કામોની સજા દોજખ પામ્યાથી મલે છે. "વીસ્પ હુમત"ના આગલ ટાંકેલા ફકરા ઉપરથી એ

૧ વેસ્ટરગાર્ડ પા. ૩૧૦

બોલ્લું દીસે છે, કારણ કે ત્યાં ભણનાર બોલ્લું કહે છે કે "તમામ ભલા વીચારો ભલાં વચનો અને ભલાં કામો બેહેશ્ત તરફ લેઈ જાય છે" અને "તમામ ભુંડા વીચાર, ભુંડાં વચન અને ભુંડાં કામ દોજખ તરફ લેઈ જાય છે.

આપણામાં કેહેવત છે કે "કરણી તેવી પાર ઉતરની." એ કેહેવતનો કાનુન જરથોશ્તી ધર્મની નીતીનાં ફીલસુફીને સંપુર્ણ રીતે લાગુ થઇ શકે છે. એ કેહેવત ધીઆંનમાં લેતાં ફકત એટલું આપણે યાદ રાખવું જોઇએ કે એમાં વપડાએલા "કરણી" શબ્દને તેનાં "કામ" એવા સાંકડા અર્થમા આપણે નહીં લેવો પણ મનશની ગવશની અને કુનશની ના સામટા અર્થમા લેવો, કારણ કે આપણે આગલ જોયું કે ફકત એક માણસનાં કાંમ ઉપરથીજ તેની નીતીની જીંદગી વિષે વીચાર સમપુર્ણ રીતે બંધાઇ શકાય નહી. આપણે જોયું કે એક માણસનો હેતુ બુરો હોય પણ તે બુરો હેતુ પારપાડવા માટે તેને જે માર્ગ અખત્યાર કર્યો હોય તેનું પરીનામ કદાચ સારૂં આવે, એટલા માટે તેનાં કામ ઉપરથીજ તેને વિષેનો સમપુર્ણ વીચાર આપણ બાંધી શકીએ નહીં. અલબતે એક માણસનો હેતુ (મનશની) શું છે તે ઘણું કરીને આપણે તેની કરણી ઉપરથીજ કેઈ શકયે છીએ, બાકી તેનો ખરો હેતુ પારખવો આપણે માટે એક મુશ્કેલ કાંમ છે. એટલા માટેજ "કરણી" ને એક માણસની "પાર ઉતરણી" ગણી છે. "કરણી" શબ્દને તેના ઉપલા બોહલા અર્થમાં લીધાથી એ કેહેવતનો કાનુન આપણા ધર્મ માટે તદન ખરો છે.

એ કરણીને મલતો શબ્દ જે આપણા અવસ્તામાં વપડાએ છે તે દએન છે. એને મલતો પેહેલવીમાં વપડાતો શબ્દ 'દીન' અને 'કુનશને' છે, જેમાનો પાછલો "કરણી"ને બરાબર મલતો આવે છે. ફારસી રેવાયતોમાં એને મલતો શબ્દ 'કેરદાર' આવેછે.

હવે એક માણસનો બેહેશ્તમાં જવાનો આધાર તેનાં હુમત હુખ્ત અને હવરૂશ્ત ઉપર રહે છે અને તેનો દોજખમાં જવાનો

આધાર તેનાં દુશ્મત દુઝુખ્ત અને દુઝવરૂશ્ત ઉપર રહે છે. ટુકમાં બોલીએ તો એક માણસનો બેહેશ્ત યા દોઝખ પામવાનો આધાર તેની "કુનશની' ઉપર તેની "કેરદાર" ઉપર તેની "કરણી" ઉપર રહે છે, એમ આપણા ધર્મની અવસ્તાની તેમજ પેહેલવી ચોપડીમાં ઘણેક ઠેકાંણે લખેલું છે.

એક માણસે આએ ફાંની જેહાંનમાં નેક યા બુરા વીચાર વચનો અને કાંમો અખત્યાર કર્યાં હોય તેનાં પ્રમાણમાં તેનાં મરણ બાદ તેનાં રવાંનની શી વ્યવસ્થા થાય છે તે હાદોખ્તનુશ્કનાં બીજા અને ત્રીજા બાબમાં આપેલી થોડીક હકીકત ઉપરથી ખોલ્લું માલમ પડે છે. એજ બાબદ વંદીદાદની ૧૯ મી ૫રગરદમાં (ફ. ૨૭ થી ૩૨) પેહેલવી વીરાફનામા (બાબ ૪ ફ. ૮ થી ૩૫)માં, મીનોખેરદ (બાબ ૨ ફ. ૧૨૩ થી ૧૫૧) અને વીશ્તાસ્પ નુશ્ક (બાબ ૮ ફ. ૫૩–૬૪)માં આવી છે. એ સઘલી કેતાબોમાં એ બાબદ ઘણીખરી એક સરખી છે.

એ કેતાબો પ્રમાણે એક માણસના મરણ બાદ તેનું રૂહ ત્રણ દીવસ અને ત્રણ રાત સુધી આએ ફાની દુનીઆની હદમાં રહે છે. જ્યાં તે મરનારની છેલી આરાંમગાહ હોય છે ત્યાં તે રૂહ એટલો વખત ભટકે છે. જો તે રવાંન એક ભલા' અને અશો માણસનું હોય છે કે જેણે આએ દુનીઆમા હુમત હુખ્ત અને હવરશ્ત અખત્યાર કર્યાં હોય તો તે રવાન ગાથાનાં નીચલા શબ્દો (હા. ૪૩ ફ. ૧) ઓચરે છે કે "ઉષ્ટા અહમાઈ યહમાઈ ઉષ્ટા કહમાઇચીત" એટલે "સુખ તેને છે કે જેને માટે (અહુરમજદ તરફથી) સુખ છે." "જો તે રવાંન એક પાપી માણસનું હોય કે જેણે દુશમત દુઝુખ્ત અને દુઝવઝ્રત અખત્યાર કર્યાં હોય તો તે રવાંન તે મરનારનાં શરીર આગલ બેસી ગાથાના આએ શબ્દો (હા. ૪૬ ફ. ૧) ભણે છે કે "કામ નેમોઈઝામ કુઆ નેમો અયેની ?" એટલે "હું કેઈ જગાએ ફરૂં અને કેઈ તરફ જાઉં ?" ત્રીજી રાતની સેવટે બામદાદને વખતે મરનારનું રવાન આએ હાડમંદ

દુનીઆની સેવટની હદ ઉપર આવી ઉભું રહે છે કે જે હદ અને મીનોઈ બેહેશ્તી જેહાંન વચ્ચે ચીનવત નામનો પુલ છે.. અહીં તે માણુસની સામે તેની કેરદાર એટલે તેની કરણી એક સ્ત્રીના રૂપમાં આવી ઉભી રહે છે. હવે જો તે રવાંન અશો માણુસનું હોય છે તો તેની કેરદાર એક એવી સ્ત્રીનાં રૂપમાં તેની સનમુખ આવે છે કે જે સ્ત્રી દીનકર્દ (બાબદ ૭૫)ના લખનારનાં શબ્દોમાં "સારા ચેહેરાવાલી, સીંગારેલા શરીરવાલી, જવાન છોકરીના તનવાલી અને કનીઆનાં નામવાલી," વંદીદાદનાં ( ૧૯ ફ. ૩૦) લખનારનાં શબ્દોમાં "સોહામનાં ઘાટવાલી, મજબુત, ખુબ સુરત, અક્કલવાલી, ફરબે, કરાંમતવાલી અને હુનરવાલી" અને હાદોખ્ત નુશ્કના (અવસ્તા ફ. ૯. પેહેલવી ૨. ફ. ૨૨) લખનારનાં શબ્દોમાં "સુંદર, સફેદ હાથવાલી, જોરાવર, ખુબ સુરત, દેલાવર કદવાલી ઉંચી, ફરાખ છાતીવાલી, સરવનાં ઝાહાડ જેવી સીધી, ભલી રોશન ચેહેરાવાલી અને પંદર વર્ષની ઉમ્મરની" હોય છે. જો તે રવાંન એક પાપી માણુસનું હોય છે તો તે કેરદાર એક એવી સ્ત્રીના રૂપમાં આવે છે કે જે સ્ત્રી, બુરી, કદરૂપી, બીહામની વેશીઆના તરીકાવાલી હોય છે. અશો માણુસનાં રવાંનનાં સવાલના જવાબમાં તેની ખુબસુરત સ્ત્રીરૂપી કેરદાર તેને જવાબ દે છે[1] કે હું તારી "હુમન, હવચ અને હુઅ્કયશ્ઞેઆથન છું" એટલે "તારા નેક વીચારો વચનો અને કાંમોનું રૂપ છે." દરવંદ (પાપી) માણુસનાં રવાંનનાં સવાલનાં જવાબમાં તેની કદરૂપી કેરદાર તેને જવાબ દે છે[2] કે "અએ બુરી મનશાની બુરી ગવસની અને બુરી કુનશાનીનાં શખ્સ! હું તારી બદ કરણી છું."

હવે ત્રીજી બામદાદે આએ દુનીઆની હદની સેવટે આવ્યા પછી તે રવાંન જો અશો માનસનું હોય છે તો તે ચીનવંદ પુલ પસાર કરી જાય છે. એટલે જો તે રવાંન એક એવા શખસનું

---

૧ અવસ્તા હાદોદખ્ત નુશ્ક ફ. ૧૧ પેહેલવી ૫ર. ૨ ફ. ૨૫.
૨ વી. નામું બાબ ૧૭ ૬. ૧૪.

હોય કે જેનાં આએ જેહાંનનાં નેક વીચારો વચનો અને કાંમો, તેના બુરા વીચારો વચનો અને કાંમો કરતાં એક રતીભાર પણ વધારે હોય છે તો તે પુલ પસાર કરવાને શકતીવાંન થાય છે. પણ જો તે એક એવા શખસનું હોય છે કે જેના બુરા વીચારો, વચનો અને કામો તેનાં ભલા વીચારો વચનો અને કામો કરતાં વધારે હોય છે તો તે પુલ ગુજાર થવાને શકતીવાન થતું નથી પણ ત્યાંથી નીચે દોજખમાં જાય છે.

એ પ્રમાણે ત્યારે એક માણસ આએ દુનીઆનાં પોતાનાં હુમત હુખ્ત અને હવરશ્તનો બદલો બેહેશતમાં અને દુશ્મત દુઝુખ્ત અને દુઝવરશ્તની સજા દોઝખમાં પામે છે.

જરથોશ્તી ધર્મનાં નીતીશાસ્ત્રની જે તપાસ આપણે પુરી કરી તેનું ત્યારે સારાંશ એ છે કે આપણ માણસ જાતની ફરજ છે કે અહુરમજદની બે શકતીઓમાંથી સ્પેન્તામીનોની વૃધ્ધી કરનારી શકતી પ્રમાણે ચાલવું, અને તેમ કરવામાટે આપણને લાજેમ છે કે આપણા વોહુમનનાં આંકોશ તલે આપણે રહેવું કે જે વોહુમન આપણને હુમત હુખ્ત અને હવરશ્તનો માર્ગ અખત્યાર કરવા ફરમાવે છે. એ માર્ગ અખત્યાર કર્યાથી આપણે આપણી ભવીષની જીંદગીમાં બેહેશ્તને દવાર જઇ પોહોચીએ છીએ. અલબતે વોહુમનનાં આંકોશને તાબે થઇ "હુમત હુખ્ત અને હવરશ્ત"ના માર્ગે આએ દુનીઆમાં ચાલવું મુશકેલ છે, પણ એ મુશકેલ રસ્તો પસાર કરી જે મકાંને આપણ પોહોચીશું તે હમેશગીનું રોશન અને પુરતા સુખવાલું સૌથી સરસ મકાંન છે. અલબતે અકમનની રહેબરી તલે પકડેલો દુશમત દુઝુખ્ત અને દુઝવરશ્તનો રસ્તો ઘણો સેહેલો અને આસાન લાગશે પણ તે માર્ગે જે મકાને તમે પોહોચશો તે મકાંન "હમેશગીનાં અંધકાર અને દુખવાલું સૌથી બુરૂં મકાંન" છે. ત્યારે આપણે શું પસંદ કરવું જોઇએ, આએ પલવારની દુનીઆમાં મલતી મુશકેલી પછી પ્રાપ્ત થતું જાથુકનું સુખ કે આએ

ક્ષણભંગુર દુનીઆની થોડીક મજાહ અને સુખ બાદ મલતું જાવુ-કનું દુખ ? ખચીત એક ડાહયો માણસ પેહેલાનેજ પસંદ કરશે. આએ ફાની દુનીઆનાં દર્યાવમાં તમારી જીંદગીનાં વહાણને જો તમો વોહુમન સુકાંનીને સોંપશો તો તે તેને હુમત હુખ્ત અને હવરશતનાં ભર દર્યાનાં મુશકેલ માર્ગે લેઇ જશે ખરો પણ તે તમારાં વહાણને એક સલામત બારાંમાં દાખેલ કરશે કે જ્યાં તમો તમારી મંજલનાં નફા તોટાનો હીસાબ શુર્બ રૂઈ સાથ અને હસતે ચેહેરે આપશો. પણ અગર જો તમો તમારી જીંદગીનાં વહાં-ણને અકમન સુકાંનીને સોંપશો તો તે તેને દુશમત દુઝુખ્ત અને દુઝવરશતનાં કીનારાનાં આશાન માર્ગે લેઇ જશે ખરો પણ તે તમારાં વહાંણને ખડકો પર ભાંજી નાખશે. તમારી જીંદ-ગીની ગાડી જો તમે વોહુમન ચાબુક સવારને સોંપશો તો આએ દુનીઆઈ મોહોલ્લામાં નડતી હજારો લોભ લાલચો અને હવસોની ભીડમાંથી તે સલામત હાંકી જાશે; જો અકમનને સોંપશો તો એ ભીડમાંની કોઈકે સાથ ગાડીનું ચક્ર ભેરવી નાખી તમોને નુકસાંન કરશે. તમારાં "વોહુમન"ને આધીન થઈ "હુમત હુખ્ત અને હવરશત" મારફતે આએ દુનીઆમાં રાજ ચલાવશો તો તમો પોતે "એક આપઅખત્યાર પાદશાહ" તરીકે રાજ કરશો અને સેવટે પણ સ્વતંત્ર રેહશો. પણ "અકમન"ની રેહબરી તલે "દુશમત દુઝુ-ખ્ત અને દુઝવરશત" મારફતે રાજ કરશો, તો થોડોક વાર એક જુલમગાર પાદશાહ તરીકે જાહો જલાલીથી રાજ કરશો પણ આખેરે તમો પોતે ગોલામ થઈ પડશો. મોટાં શેહરો અને કીલ્લા-ઓાજ જીતવામાં બહાદુરી નથી, પણ પોતાની મનશાની ગવશાની અને કુનુશ્નાની પર કાબુ ચલાવવામાં પણ બાહાદુરી છે.

. . . . .

હવે આપણે આપણાં એકરાર નામાંનાં મુખ્ય અને અગ-તનાં ભાગોની તપાસ તમામ કરી રહયા. આપણી જરથોશ્તી દીનનું ધર્મ શાસ્ત્ર શું છે અને તેમાં શીખવેલી વીચાર નશીલ અને નીતીની ફીલસુફી શું છે તે આપણે જોયું.

હવે આપણે આપણાં એકરાર નામાનાં ચોથા ભાગ ઉપર આવીએ જેમાં ભણનાર પોતાનો તરીકો અને એતેકાદ જાહેર કરે છે તે કહે છે કે "જેવી રીતનાં પાણી ઝાડ પાંન અને ગોસ-પંદા છે તેવી રીતનો હું થાઇશ." એની મતલબ એ છે કે આપણી પૃથ્વીની સપાટી ઉપર જે અગણીત પેદાયશો આપણા ફાયદાને માટે ઇશ્વિરે પેદા કરી છે, તે પેદાયશોમાં પાણી વનસ્પતી અને ગોસપંદ શ્રેષ્ઠ છે. તેઓ આપણ માણસ જાતને અત્યંત ઉપ-યોગી છે. આપણાં ઉદ્દરભાવનો આધાર મુખ્ય કરીને એ ત્રણ ચીજો ઉપર છે. એ ઉપરથી ત્યારે ભણનાર કહે છે કે "જેવી રીતનાં એ ત્રણે છે તેવી રીતનો હું થાઇશ, એટલે કે જેમ એ ત્રણે ચીજો માણસ જાતને અત્યંત ફાયદા કરનારી છે તેમ હું પણ મારા મનુષ જાત ભાઈબંદોને ઉપયોગી થવાની કોસેશ કરીશ."

વળી એજ ભાગમાં ભણનાર એકરાર કરે છે કે જેવી રીતનો અહુરમજદ છે તેવી રીતનો હું થઇશ, એટલે કે હું અ-હુરમજદનાં તરીકા પ્રમાણે ચાલીશ. એજ એકરાર આપણા એક-રારનામાનાં પેહેલા ભાગમાં કરેલો છે, જે ભાગ આપણ દરરોજ આપણી સાધારણ બંદગીમાં નીચે પ્રમાણે ભણી એકરાર કરીએ છીએ કે "ફ્રવરાને મજ્દયસ્નો જરથુશ્ત્રિશ વી–દએવો અહુરત્ક-એષો" એટલે કે "જરથોશ્તી માજ્દયશ્નાની તરીકે દેવોના તરી-કાથી દુર રહેનાર અને અહુરમજદના તરીકા પ્રમાણે ચાલનારો થવાને હું કબુલ થાઉંછું.

હવે આપણાં એકરાર નામાનાં એ ભાગમાં અહુરમજદ, જરથોશ્ત, શાહ ગુસ્તાસ્પ, જામાસ્પ અને ફ્રશોસ્તર અને બીજા કોઈ પણ ફાયદા કરનારા (સઓષ્યન્તો) ના નામો એક પછી. એક આવે છે તે તપાસવાનું અગતનું છે.

પેહેલાં તો ભણનાર અહુરમજદ પછી જરથોશ્તનું નામ દેછે કે "જે તરીકાનો અહુરમજદ હતો અને જે તરીકાનો જર-થોસ્ત હતો તે તરીકાનો હું છું." હવે જરથોશ્તનો જે તરીકો

હતો તેજ અહુરમજદનો હતો એમ અવસ્તાનાં ઘણાંક ભાગો ઉપરથી આપણને માલમ પડે છે. જરથોસ્તે જે દુનીઆનાં લોકોને શીખવ્યું તે પોતે અહુરમજદથી શીખીનેજ શીખવ્યું હતું તેથી તેનો તરીકો તે "અહુરત્કએષ"જ હતો. અહુનવદ ગાથાનો પેહેલોજ હા (ઇ. હા. ૨૮) એ બાબેની ગવાહી આપે છે. એ હા (ફ. ૨) પ્રમાણે પેહેલાં જરથોસ્તે અહુરમજદથી વોહુમન ભલાંમનની બખશેશ ઇછી એવી મતલબે કે (ફ. ૩) બહમન અથવા ભલાંમન મારફતે તે ખુદ અહુરમજદને મલે. બીજા શબ્દોમાં બોલીએ તો તેણે ખોદા પાસે એવું ઇછયું કે "આ ખોદા તું મારા વીચારોને એવા ભલા અને નેક કર કે આએ ફાની દુનીઆને થોડોવાર વીસરીજઈને તારા તારા અને તારા વીચારોમાંજ હું ગુમ થાઉ અને ખુદ તારી સાથેજ ગોફતેગુમાં દાખેલ થાંઉ." હવે એજ હા પ્રમાણે ખુદ ખોદા સાથે મોલાકાત કરવાની જરથોશતની મતલબ એ કે તે ખુદ મહાજ્ઞાની મુળથીજ આએ ફાની અને પેલીમીનોઇ જેહાંનની હકીકતો વિષે વાકેફગારી મેલવે. એજ હા (ફ. ૧૨) પ્રમાણે પવીત્રાઇ અને ભલુ મન હમેશને હમેશ સુધી સાચવી રાખવાનો એકરાર કરી જરથોશ્ત અહુરમજદને ખોલ્લા શબ્દોમા અર્જ ગુજારે છે કે "તું પોતે તારે મોહોડે મને આએ દુનીઆની પેદાયશ વિષે શીખાડ."

ઇજશનેના એ હા ઉપરથી ખોલ્લું માલમ પડે છે કે જરથોસ્તે પોતાનાં ધર્મ વિષેની વાકેફી, પોતાની પવીત્રાઇ અને પોતાના ભલા મન મારફતે, ખુદ અહુરમજદ પાસેથી મેલવી હતી. એટલા માટે તેણે દુનીઆનાં લોકોને જે તરીકો જાહેર કીધો હતો તે "અહુરત્કએષ" એટલે ખુદ અહુરમજદનો તરીકો હતો.

વલી જરથોસ્ત પોતે પોતાનાં નામાંકીત ભાષાણ (ઇ. હા. ૪૫ ફ. ૩)માં પોતાના નજદીક અને દુરથી આવેલા સાંભલનારાઓને કહે છે કે "જે મહાજ્ઞાની મજદએ મને કહયું છે તે હું તમોને કહું છું." એ ભાષણમાં તે વારેઘડીએ ભાર મુકીને કહે છે કે

"જે કાંઇ અહુરમજદે મને કહયું છે તે હું તમોને કહી સંભલાઉં છું."

વળી ઇજશને અને વંદીદાદમાં ઘણે ઠેકાણે જયાં કેટલાંક ફરમાનો આપ્યાં છે અથવા કેટલીક બીનાં જણાવી છે ત્યાં તે ફરમાંનો અથવા બીના જરથોસ્ત અને અહુરમજદ વચ્ચેની વાતનાં પરીનામો હોય એમ જણાવ્યાં છે. ત્યાં હમેશાં "પેરેસત જરથુસ્ત્રો" અને "આઅત મ્રઓત અહુરમજદાઓ" એટલે પુછ્યું જરથોશ્તે અને જવાબ દીધો અહુરમજદે એવાં વાકયો આવે છે.

બીજું આપણી બાબદવાલા હા (ફ. ૫ ને ૬)માં જયાં એ એકરારનામું ભણનાર દેવોને ધીક્કારી કહાડવાની કબુલાત આપેછે ત્યાં ખોલ્લું કહે છે "સઘલા સવાલ જવાબમાં અને સઘલી મુલાકાતોમાં હોરમજદે અને જરથોસ્તે એક બીજા સાથે વાતચીત કરી હતી."

એ સઘલી તપાસ ઉપરથી જરથોસ્તે આએ દુનીઆમાં જાહેર કરેલી દીન "અહુર ત્કએષ તરીકે શું કારણસર બોલાયલી છે તે સહમજ પડે છે. એક યજદાંનની સ્મર્ણ અને સ્તુતી, સેતાયશ અને જેબાયશ નેમાજ અને નેયાયશમાં મશગુલ થઇ, સંપુર્ણ પવીત્રાઇ અખત્યાર કરી તે પોતાનાં ભલાં મન મારફતે આએ ખાકી અને પેલી મીનોઇ જેહાંનનો વીચાર કરવા લાગો. એવા વીચાર કરતો કરતો તે ખુદ પોતાનાં અને કુલ ખલકતનાં પેદા કરનારની યાદમાં ગુમ થાયો એટલે ગોયા ખુદ તેની સાથેજ વાત ચીતમાં પડયો હતો અને તે વાત ચીતનાં પરીનામ તરીકે પોતાની નવી દીન જાહેર પાડી હતી. એ કારણને લીધે ત્યારે જે તરીકાનો અહુરમજદ હતો તેજ તરીકાનો જરથોશ્ત હતો એમ આપણા તપાસવાલા ભાગ ઉપરથી માલમ પડે છે.

હવે જરથોશ્ત પછી "કએ વીસ્તાસ્પ" (ગુસ્તાસ્પ)નું નામ આવે છે કે "જે તરીકાનો કએ ગુસ્તાસ્પ હતો તેજ તરીકાનો હું છું" આપણે શરૂઆતમાં જોયું તેમ કએગુસ્તાસ્પ આપણાં પેગમબરનાં પેહેલા શાગેરદોમાંનો એક હતો. ફરવરદીનયશ્ત (ફ.૯૯)

પ્રમાણે તે જરથોશ્તનો વીસમો શાગેર્દ હતો. આવાં યસ્ત (ફ. ૧૦૪) પ્રમાણે જરથોશ્તે આવાંયજદ આગલ હોમ બરશમ વીગેરેની ક્રીયા કરી અરજ ગુજારી કે તે કએગુશ્તાસ્પને પોતાની નવી દીન સહમજાવાને ફતેહ પામે. આવાં અર્દવીશુરે (ફ. ૧૦૫) તેની અરજ બહાલ રાખી અને જરથોશ્ત ગુશતાસ્પને દીન સહમજાવામાં ફતેહ પામ્યો, અને ગુસ્તાસ્પ તેનો શાગેર્દ થયો. શાહ ગુશ્તાસ્પ એનો શાગેર્દ થઇ બેસી રહયો ન હતો પણ પોતાના તન મનની મદદથી તે જરથોસ્તી દીનનો પ્રસાર કરવામાં સર્વેથી પેહેલો હતો. ઇજશનેનાં ૪૬ માં હા (ફ. ૧૪)માં જરથોશ્ત કએ ગુસ્તાસ્પની એ મદદ પોતાને મોહડે સવીકારે છે. ગુશ્તાસ્પે જરથોશ્તી દીન ફેલાવામાં કરેલી એ મદદ કેવી પ્રકારની હતી તે ફરવરદીન યશ્ત (ફ. ૯૯) ઉપરથી માલમ પડે છે. ત્યાં જે વિશેષનો સરોશને વારેઘડીએ લગાડવામાં આવ્યાં છે તે વિશેષનો "તખ્મહે તનું માથ્રહે દર્શી દ્રઓશ આહુઇર્યેહે" કએ ગુશ્તાસ્પને લગાડી તેની ફ્રવશીને આરાધતાં કહે છે કે "જેણે હથીઆર વડે સચ્ચાઇ માટે રસ્તો ખોહ્લો કર્યો અને જે જરથોશ્તી અહુરમજદી દીનની બાજુ અને બચાવનાર તરીકે કબુલ થયો." એમ કબુલ થઇને પોતાનાં બાજુનાં જોરે જરથોશ્તી દીન માટે તેણે શું કર્યું તે આવાં યષ્ટ (ફ. ૧૦૮) ઉપરથી માલમ પડે છે. એ યસ્ત પ્રમાણે ગુશ્તાસ્પે આવાં અર્દવીશુર પાસે દુવા ચાહી કે તે બુરા દએવયસ્ન અરજાસ્પને મારે. આવાંયજદે તેની એ ભલી મોરાદ પાર પાડી. અરજાસ્પ નવી જરથોશ્તી દીનનો એક બદખાહ દુશમન હતો તેટલા માટે ગુશ્તાસ્પને તેની સાથે લડાઇ કરવાની ફરજ પડી હતી. એ લડાઈમાં તે ફતેહ પામ્યો હતો. એ જેમ આવાંયસ્ત (ફ. ૧૧૦) ઉપરથી તેમજ શાહનામાં ઉપરથી માલમ પડે છે. ફીરદોશી પણ કહે છે કે શાહગુસ્તાસ્પને ચીનનાં ખાકાંન[1] સાથે લડાઇ કરવી પડી હતી

---

૧ જેમ ખેદીવ, સુલતાંન, રાવ વીગેરે જુદા જુદા દેશના રાજાઓનો એલકાબ છે તેમ એ ચીનનાં અસલી પાદશાહોનો એલકાબ હતો.

જે લડાઇમાં તે ફતેહ પામ્યો હતો. આપણા બરહક પેગમબરનું મરણ એજ અરજાસ્પનાં "તુર બરા તુર" નામનાં એક સરદારને હાથે નીપજ્યું હતું. ગોશ યસ્ત (ફ. ૨૯—૩૧) પ્રમાણે અરજાસ્પ સીવાય બીજા પણ દએવયશ્ની પાદશાહો હતા જેઓ સાથે કએ ગુશ્તાસ્પને લડાઇઓ કરવી પડી હતી પણ જેઓના નામો ફીરદોશી આપતો નથી. એ યસ્ત પ્રમાણે ગુસ્તાસ્પ પાદશાહ "દ્રવાશ્પ" પાસેથી કેટલાક દએવયસ્નોને હાંકી કાહાડવાને અરજ ગુજારે છે. એ દએવયસ્નાનો નામો શું તે ચોકસ કરવું મુશકેલ દીસે છે, કારણ કે કેટલાંક નામો ખરેખરા દએવયસ્નોના નામો છે યા પૃથક વિષેસનો છે તે ચોકસ કરવું મુશકેલ છે. ડાકટર સ્પીગલ શેઠ ખ. રૂ. કામા અને યશ્ત બા માએનીનાં કર્તા વાછા મેહેરજીરાના એ સઘલાઓ એ નામો મુકરર કરવામાં જુદા પડેછે.

કએ ગુશ્તાસ્પ પછી આપણી તપાસવાલા ભાગમાં ફરશોસ્તર અને જામાસ્પનાં નામો આવે છે. શાહ ગુસ્તાસ્પ જરથોસ્તને તેની નવી દીન ફેલાવાનાં કાંમમાં પોતાનાં તન અને ધનથી ઉપયોગી થઈ પડયો હતો પણ ફશઓસ્તર અને જામાસ્પ તેને પોતાનાં મનથી મદદ કરતા હતા. જ્યારે ગુસ્તાસ્પ, દએવયસ્ન પાદશાહો જેઓ જરથોશ્તની નવી દીનનાં ફેલાવાની સામે થતા તેઓ સાથે લડવામાં ઉપયોગી થઇ પડયો હતો ત્યારે એ બે શાગેર્દો લોકોને એ દીન સહમજાવામાં અને એની ખુબીઓ જાહેર પાડવામાં જરથોસ્તને મદદગાર થઇ પડયા હતા. ફરવરદીન યશ્ત પ્રમાણે એઓ જરથોસ્તના ૫૧ અને ૫૨ માં શાગેર્દો હતા. એ યસ્ત (ફ. ૧૦૩) પ્રમાણે એ બેઉ ભાઇઓ હતા કારણ કે જયાં એઓની ફ્રવશીઓને આરાધી છે ત્યાં એઓને "હવોવના" (છોકરા) કરી કહયા છે. ઇજશનેનાં ૫૧માં હા (ફ, ૧૬)માં જયાં કએ ગુશ્તાસ્પે જરથોશ્તી દીનને કરેલી મદદનો ઇસારો છે ત્યાં (ફ. ૧૭ ને ૧૮) એ બે ભાઇઓનાં નામોને યાદ કર્યાં છે. અહી એઓને "હવોગ્વ"ના ખાનદાંનનાં કહયા છે. એ હવોવ અથવા "હવોગ્વ" ખાનદાંન પછવાડેથી હબુબ તરીકે ફારસી કેતાબોમાં

લખાયું છે. એ ઉપરથી હાલમાં પણ જાહેર આફ્રીંગાનોમાં એ-ઓની ફ્રવશીઓનો 'હબુબ'ના નામથી યાદ કરવામાં આવે છે. જામાસ્પનાં નામ આગમચ કેટલીક જગાએ (હા. ૫૧ ફ. ૧૮) "દહુ" શબ્દ આવે છે. પેહેલવી કેતાબો પ્રમાણે એ દહનો અર્થ દસ્તુર થાય છે. ફ્રશઓસ્તર જરથોશ્તનો પોતાનો શાગેર્દ હતો એવું ઇજશનેનાં ૭૧ માં હા ઉપરથી માલમ પડેછે જ્યાં એ શાગેર્દ અને જરથોસ્ત વચ્ચેની થોડીક પુરસેશ પાસોખ જાલવેલી છે. આવાં યસ્ત (ફ ૬૮ ને ૬૯) પ્રમાણે જામાસ્પે દએવયસ્નો સામે લ-ડવાને શકતીવાન થવા માટે આવાં ઇજદની બંદગી કીધી અને તે બંદગી બાહાલ રહી.

એ તપાસ ઉપરથી ત્યારે આપણાં એકરારનામાનાં એ ભાગમાં ભણનાર કએ ગુશતાસ્પ, ફ્રશોસ્તર અને જામાસ્પના ત-રીકાવાલો થવા માગે છે તેની મતલબ સહમજ પડે છે. જેમ એ ત્રણેએ જરથોશ્તી દીન કબુલ કરી હતી, એટલુંજ નહી, પણ જેમ કએ ગુશતાસ્પે પોતાની બાજુના જોરથી અને જેમ ફ્રશો-સ્તર અને જામાસ્પે પોતાની બાજુના તેમજ મગજનાં જોરથી જરથોશ્તી દીનનો પ્રસાર કરવામાં મદદ કરી હતી તેમ ભણનાર પણ જરથોશ્તી દીન કબુલ કરવાની મરજી જણાવે છે, એટલુંજ નહીં પણ જરથોશ્તી દીનનો પ્રસાર અને ફેલાવો કરવાની ખાહેશ જાહેર કરે છે.

હવે આપણે આપણા એકરારનામાનાં સેવટના ભાગ ઉપર આવીએ. ભણનાર પોતીકે અખત્યાર કરેલી નવી દીન વિષે તો પોતાનો એકરાર જાહેર કરી રહયો. તે દીન પ્રમાણે શું શું કરવાને અને શાથી દુર રહેવાને તે બંધાએલો છે તે તેણે જાહેર કર્યું. કોણના પગલાંપર તે ચાલનાર છે તે વિષે પોતે કબુલાત આપી. હવે સેવટે જે દીન એવા એકરારો અને કબુલાતો સાથે તેણે અખત્યાર કરી તે દીનની તારીફમાં બે શબ્દો બોલી તે પોતાનો એકરાર ખલાસ કરે છે. તે કહે છે "હું ભલી માજદયશ્નની દીનને

વખાંણું છું કે જે દીન કજીઓ કંકાસ ઘટાડનારી, હથીઆર છોડાવનારી, પોતાવતપણું આપનારી અને પવીત્ર છે. હાલની હેયાત દીનોમાં અને હવે પછી હસ્તીમાં આવનારી દીનોમાં જે દીન સૌથી બુજોર્ગ, સૌથી ભલી, અને સૌથી સરસ છે તે અહુરમજદી જરથોશ્તી દીન છે."

દીનમાં દાખેલ થનાર શખ્સ જરથોશ્તી દીનને બીજી દીનો ઉપર જે સરસાઇ આપે છે તેવી સરસાઇ વંદીદાદની ૫મી પરગરદ (ફ. ૨૨)માં પણ તેને આપી છે. ત્યાં જરથોશ્ત અહુરમજદને સવાલ કરે છે કે

"અએ હાડમંદ દુનીયાના પેદાના કરનાર અહુરમજદ! આએ દેવથી જુદો જરથોશ્તી કાયદો (યાને આએ જરથોશ્તી માજદયસ્ની દીન) પોતાની મોહતાઇ, ભલાઇ અને ખુબીને લીધે બીજી દીનો કરતાં કેટલો મોહતો, ભલો અને શ્રેષ્ઠ છે ?" એ સવાલના જવાબમાં અહુરમજદ કહે છે કે "જે પ્રમાણમાં વોઉરૂકશ દર્યો બીજાં પાણીઓ (દર્યા નદીઓ) કરતાં સરસ છે, જે પ્રમાણમાં એક મોટું (મોતા જથ્થામાં) પાણી બીજાં નાનાં (નાના જથ્થામાં) પાણી કરતાં વધારે ઝહડપથી દોડે છે, જે પ્રમાણમાં મોતાં દરખતો નાનાં ઝાડોને ધાંકી નાખે છે અને જે પ્રમાણમાં આકાશ આએ પૃથ્વિને ધાંકી નાખે છે તે પ્રમાણમાં જરથોશ્તી દીન બીજી દીનો કરતાં શ્રેષ્ઠ છે."

વળી સરોશ હાદોખ્તના ૧) લા કરદામાં એ દીનની તારીફ માં કહે છે. કે "તમામ ભલી પેદાયશોમાં અને તમામ અશોઇની તોખમવાલી પેદાયશોમાં માજદયસ્ની દીન ઘણીજ સચ્ચાઇ આપનારો જરથોશ્તી કાયદો છે."

વળી વંદીદાદની ત્રીજી પરગરદ (ફ. ૪૧—૪૨)માં હોરમજદ કહે છે કે "ઓ સ્પેંતમાંન જરથોસ્ત ! માજદયસ્ની દીન એ દીનની ઉપર એતેકાદ લાવનાર નરની (ગુનાહની) બેડી તોડે છે, તેનાં જુઠાંને, જાદુઇથી મારવાનાં કાંમને, અશોમાણસને મારવાનાં કા-

મને, નશો જાલવવાનાં કાંમને, (ચીનવદ) પુલ ગુજાર ન થાય એવાં ગુનાહ ભર્યાં કામોને, મુશ્કેલીથી ફીતાડી શકાય એવાં કરજને અને બીજાં કોઇબી ગુનાહ ભર્યાં કામો જે કરવામાં આવે છે તે સઘલાંને દુર કરે છે," એટલે કે માજદયશ્ની દીન ઉપર એતેકાદ રાખી તેનાં ફરમાંન પ્રમાણે ચાલનાર શખ્સ એ ઉપલી સઘલી બદીઓથી દુર રહી શકે છે. વળી પછી કહે છે કે "જેમ દક્ષીણ દીશાથી ફુંકતો સખ્ત પવન વાતાવરણને સ્વચ્છ કરી નાખે છે તેમ માજદયશની દીન અશો માણસના બુરા વીચાર, વચન અને કામને સાફ કરી નાખે છે."

માજદયસ્ની દીનની એ શ્રેષ્ઠાઇને લીધેજ દીનકર્દમાં ઈરાંન દેશનાં વતનીઓની ચહડતી માજદયસ્ની દીનને લાગુ પાડેછે અને કહે છે કે "ઇરાંનીઓનો તરીકો એ માજદયસ્ની દીનનો તરીકો છે, તેથી જે કોઇ ઇરાંનનો વતની છે તે હમેશાં ઘાતકી રવેયાને તોડનાર છે. ઇરાનનો વતની માજદયસ્ની દીનનો તરીકો ધરાવે છે અને પોતાની સાથે ભલામીનો(નો સંબંધ) રાખે છે તેથી તેને મોતાઇ છે અને બુરી શકિત તેનીથી ઈજા પાંમતી રહે છે."

---

સમાપ્ત.

---

# સુધ્ધી પત્ર.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૨ | ૭ | ફ. ૨૯ | ફ. ૨૮ |
| ,, | ૧૭ | જણાવ્યો છે. | જણાવ્યો છે(વં. ૬ ફ. ૫૧.) |
| ,, | ૧૮ | ઘરમાં (વં. ૬ ફ. ૫૧) દસ્તાનવાલી | ઘરમાં દસ્તાંનવાલી |
| ૩ | ૨૩ | ધર્મન | ધર્મની |
| ૧૪ | ૨૫ | કોરસારપ | કેરેસારપ |
| ૨૮ | ૧૧ | હતું. ગણાતું એ | હતું. એ |
| ૩૦ | ૫ | હાલ હવાલ | હાલ હવાલી |
| ૩૦ | ૨૬ | અસલ | અસલી |
| ૩૮ | ૨૭ | Fulier | Fuller |
| ૩૯ | ૫ | કુંવારાઓ | કુંવારાઓ |
| ૪૮ | ૭ | laye | large |
| ૫૭ | ૮ | બાંધવા | બાંધવો |
| ૬૩ | ૧૦ | વર્ષની | વર્ષ |
| ૬૪ | ૨ | માગત | માગતા |
| ૭૭ | ૮ | સ્તુઓ | વસ્તુઓ |
| ૯૫ | ૧ | પુરવો | પુરષો |
| ૧૦૯ | ૫ | સુપ્દ | સુગ્દ |
| ૧૧૭ | ૧૫' | ઓંપર્દ | ઓપર્ટ |
| ૧૨૮ | ૨૦ | શેરેર | શેહેર |
| ૧૩૮ | ૭ | કાંરતુ | કાંસુ |
| ૧૪૭ | ૨૬ | અવસ્તામાં જે | અવસ્તામાં |
| ૧૫૭ | ૨૮ | છેહેક | કહે છે |
| ૧૬૦ | ૨૮ | Harmon | Hermon |
| ૧૬૧ | ૧૨ | ગાડેછે | પડેછે |
| ૧૬૩ | ૧૬ | બરેશનો | બરેશના |
| ૧૬૩ | ૧૭ | શબ્દનો | શબ્દને |
| ૧૭૨ | ૨૦ | કોણ | કોણે |
| ૧૮૧ | ૨૫ | સઓક્રોન્ત | સઓકન્ત |
| ૧૯૭ | ૧૯ | યા સુખનું | પાસુખનું |
| ૨૦૦ | ૨૭ | એકકરાનામા | એકરારનામાં |
| ૨૦૩ | ૮ | જમનો | જમાનો |
| ૨૧૦ | ૬ | કજી | ત્રીજી |
| ૨૩૧ | ૧૦ | સામના | સામતા |
| ૨૨૪ | ૩ | ધવરાનાર | ધરાવનાર |

એજ લખનારનાં નીચલાં પુસ્તકો વેચવાનાં છે.

વાયુચક્ર શાસ્ત્ર કીમત રૂ. ૪.

જમશેદ, હોમ અને આતશ રૂ. ૨.

The Religious System of the Parsees કીમત રૂ. ૦॥

ઠેકાણું મી. જેહાંગીર બેજનજી કરાંણીની દુકાન

નાં૦ ૧૮ પારસી બજાર સ્ટ્રીટ; કોટ, મુંબઇ.